# રંગનો રંગ

(સહવાસનાં સંસ્મરણો)

॥ શ્રીરંગઃ પ્રસન્નોઽસ્તુ ॥



॥ પરસ્પરદેવો ભવ ॥

: આલેખક :

ધીરુભાઈ જોષી

# રંગનો રંગ

લેખક : ડૉ. હરિપ્રસાદ (ધીરુભાઈ) જોષી
વડોદરા.
ફોનઃ (૦૨૬૫) ૨૪૮૭૩૧૫

પ્રકાશક : શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ
પો. સાયર વાયા અંકલેશ્વર,
નારેશ્વર-૩૯૩ ૧૦૭.
ફોનઃ (૦૨૬૬૬) ૨૫૩૨૯૩

ગ્રાફિક્સ : શ્રી હાર્દિક રાજેન્દ્ર ઉપાધ્યાય
"રાહ-રંગપ્રેમની"
આણંદ.
(મો.) ૯૮૨૫૨ ૯૪૦૦૪
www.rrpnwebsol.com

મુદ્રક : અજય ઑફસેટ
બારડોલપુરા, અમદાવાદ.
(મો.) ૯૮૨૫૪ ૭૭૭૪૫

આવૃત્તિ : પ્રથમ
મહા વદ ૧૩, શિવરાત્રી, વિ.સં. ૨૦૬૯.
રવિવાર, તા. ૧૦-૩-૨૦૧૩.

પ્રત : ૨૦૦૦

મૂલ્ય : રૂા. ૩૫=૦૦

# રંગનો રંગ

## (સહવાસનાં સંસ્મરણો)

"શ્રીરંગઃ પ્રસન્નોऽસ્તુ"



॥ પરસ્પરદેવો ભવ ॥

કૌપીનવન્તમવધૂતવિરાગરાગં
નિત્યં નિજાશ્રિતસમુદ્ધરણાત્તદેહમ્ ।
ઊર્ધ્વીકૃતં સુવરદં વરવામહસ્તં
રંગં ગુરું ગુરુપદાશ્રયિણં નતોऽસ્મિ ॥

આલેખકઃ **ધીરુભાઈ જોષી**

## ❧ સાદર સમર્પણ ❧

જન્મે મોટા હતા તાત, મોટા નિત્યે રહ્યા તમે
ગૃહે ને ગામમાં રાજયે, સન્માનનીય છો તમે. ૧

કર્મકાંડે સુવિખ્યાત શંકરભકત જન્મથી,
યશસ્વી સર્વદા રે'તા વિદ્યા મેળવી'તી મથી. ૨

ધૂરંધર ગણે ધર્મે દ્વારકાપીઠના ગુરુ,
રાજયના વેદપંડિત ગણાવું તાત! કેટલું? ૩

પવિત્ર પ્રતિભાશાળી સુઘડ સ્વચ્છ ઓપતા,
રંગાયા રંગના રંગે નારેશ્વરે સુશોભતા. ૪

તમારાથી અમો પામ્યા અમૂલ્ય સંગ રંગનો,
જીવનસાર્થ થાતું ને લાધતો પંથ ભક્તિનો. ૫

સ્તોત્ર સરસ્વતીકેરું યાજ્ઞવલકયે પુરા લખ્યું
દીધું તે આશિષો આપી પૂર્ણ તે અમને ફળ્યું! ૬

ગ્રહણમાં નદીતીરે જીભે 'હં' દર્ભથી લખી
બોળી તે મધમાં તાત! શારદાની કૃપા લભી. ૭

ભક્તિપંથે અમો જાતા પામ્યા સાંનિધ્ય રંગનું,
પામી સાહિત્યનો સ્પર્શ ફર્યું જીવન સર્વનું. ૮

મળો યદા કદા ત્યારે વાતો શ્રી દત્ત-રંગની,
વણાઇ રકતમાં એ સૌ દ્વિસાહસ્રી ગ્રંથની ઘણી. ૯

બધાં સંસ્મરણો આજે લખાયાં આપને સ્મરી,
એ ત્વચ્ચરણમાં અર્પે સૌ **હરિ** ભાવે સ્મરી સ્મરી!! ૧૦

**- ધીરુ (હરિપ્રસાદ)ના પ્રણામ.**



# ❖ પ્રાસ્તાવિક ❖

અમેરિકામાં એક દિવસ ચિ. મનીષાએ કહ્યું કે તમો બાપજી સાથે ઘણા નિકટ રહ્યા છો. તમારે ઘણી વાતો થઇ છે. એ સંસ્મરણો લખો જેથી અમારા જેવાને જાણવાનું મળે.

તરત જ એક નોટ કાઢી પુંઠા ઉપર પૂ. રંગઅવધૂતમહારાજ સાથેની પપ્પાની વાતો એવું લખીને મને આપી. ત્યાં કેટલુંક લખાયું.

પછી એક વખત પરદેશમાં અને ભારતમાં પૂ.ભાઇ (પ્રેમઅવધૂતજી)એ પણ આગ્રહપૂર્વક બે ત્રણ વાર કહ્યું. ધીરે ધીરે લખાતું ગયું. જેમ યાદ આવ્યું તેમ લખ્યું.

વચમાં ડૉ. ઇન્દુભાઇ દવેએ સોલાના એક કાર્યક્રમમાં અમારે તમારાં સંસ્મરણો જ  સાંભળવા છે એમ કહ્યું. ત્યાં કેટલીક વાતો કરેલી, એમ આ બધું લખાતું ગયું.

પણ બધું વ્યવસ્થિત લખવાનો, મઠારવાનો, થોડું ક્રમબદ્ધ લખવાનો વખત ન હતો મળતો. આ વખતના અમેરિકાના પ્રવાસમાં એ બધું કાર્ય થયું. આરંભ પણ અમેરિકામાં અને પૂર્ણ પણ અમેરિકામાં.

બહુ પહેલાં પૂ.શ્રી સાથે કોલેજના વેકેશનમાં ઓલપાડ પાસે સિદ્ધનાથ મહાદેવમાં રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. તે સમયે જે વાતો થઇ હતી તેની નોંધ મારી પાસે હતી તે પણ લખાઇ.

આવાં સંસ્મરણો આલેખવાં ગમે; સર્વને વાંચવાં વિચારવાં પણ ગમે. છતાં ભયસ્થાન એ છે કે કેટલાકને એ આત્મપુરાણ લાગે. પણ અતિ નમ્રતાપૂર્વક ઉમેરું કે એવા કોઇ ભાવથી આ સંસ્મરણો લખાયાં નથી. મારા એક નજીકના સ્નેહી બહેન છે. તેમને અને તેમનાં કુટુંબને પૂ.શ્રીના ઘણા અનુભવો થયા છે. પણ લખવાની વાત કરીએ ત્યારે કહે છે કે એ વાગોળવાં એ અમારો આનંદ છે- લખવાનાં નહિ! કદાચ એ એમની રીતે સાચાં પણ છે.

અહીં યાદ કરું કે અમો-પિતાજીને હું- મળતા ત્યારે પૂ.શ્રીની કે દ્વિસાહસ્રીની જ વાતો કરતા. મારા વસુકાકા તો કહેતાઃ હવે આ બે મળ્યા કે બીજી વ્યવહારિક, ઘરની વાત નહીં. ઘરમાં શું ચાલે છે તે પણ નહીં! આ સ્મરણોમાં એવી ઘણી વાતો છે.

પૂ.શ્રી ઘણીવાર "આ આત્મપુરાણ નથી વાંચતો પણ દૃષ્ટાંત તરીકે તમને કહું છું." એમ કહી પોતાના અનુભવો-ખાસ કરીને નર્મદાપરિક્રમા, પૂ. ગાંડામહારાજ સાથેના કે કવચિત્ પ.પ. સ્વામી મહારાજશ્રી સાથેના આદેશોની વાત તેઓ સહજ રીતે કરતા.

એ યાદ કરીને આ સંસ્મરણો લખાયાં છે. એમાં મારા પક્ષે સ્વાન્તઃ સુખાય છે જયારે અવધૂત પરિવારના પક્ષે પૂ.શ્રી.ની લીલાનું ગાન ઠરે છે. કોને કેટલો આનંદ કે લાભ થશે એ ખબર નથી. પણ ઉપરના સંજોગોએ મને લખવા પ્રેર્યો છે એ નિઃશંક છે.

આ માટે ડી.ટી.પી કરવાનું કાર્ય પૂ.ભાઇ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવતા શ્રી રાજેન્દ્રભાઇ ગણપતિશંકર ઉપાધ્યાય અને તેમના દીકરા શ્રી હાર્દિકભાઈ, વિશેષ કરીને તેમની દીકરી ચિ. અપર્ણાએ મારા અક્ષરોમાં ય, પ, વ, ચ વગેરે ગુજરાતી ભાષા ઉપર કાબુ હોય તો જ ઉકલે એવા હોય છે તે ઉકેલી આનંદપૂર્વક સમયસર પૂરું કર્યું છે તે બદલ મારી પ્રસન્નતા વ્યક્ત કરું છું. શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટને આવાં પ્રકાશનો માટે દાતાઓ મળતા રહે છે એ પૂ.શ્રીની કૃપાનું જ ફળ છે. પૂ.શ્રીનાં ચરણોમાં સા.દં. પ્રણામ!!

**ધીરુભાઈ જોષી**



# ⋙ દાતાઓની યાદી ⋘

| | | | |
|---|---|---|---|
| ૧. | પૂ. પ્રેમ અવધૂતજી | | ૪૦૦/- |
| ૨. | સ્વ. અનસૂયાબહેન દત્તુપ્રસાદ પંડ્યાના સ્મરણાર્થે<br>હ. અશોક પંડ્યા | તિલકવાડા | ૫૦૦/- |
| ૩. | શ્રીની જૈન | સુરત | ૫૦૧/- |
| ૪. | માધવ બકુલભાઈ ભટ્ટ<br>હ. જ્યોત્સનાબહેન | હાંસોટ | ૧૧૦૦/- |
| ૫. | નર્મદાબહેન | સુરત | ૫૦૦/- |
| ૬. | કાંતાબહેન રમેશભાઈ મહેતા | અમલસાડ | ૧૦૦૦/- |
| ૭. | મીનેશ દિનકર મોહિલે | સુરત | ૧૦૦૦/- |
| ૮. | સ્વ. વસંતભાઈ મથુરભાઈ પટેલના સ્મરણાર્થે<br>હ. રમેશભાઈ | વિઠ્ઠલપુરા | ૧૫૦૦/- |
| ૯. | ગં.સ્વ. રેવાબહેન છોટાભાઈ પટેલ | ઉમરેઠ | ૨૫૦૦/- |
| ૧૦. | શ્રુતિ બક્ષી | અમદાવાદ | ૧૫૦૦/- |
| ૧૧. | સમક્ષવીર પ્રશાંતસિંહ પરમાર | નારેશ્વર | ૫૦૦/- |
| ૧૨. | શ્રીપાદ હરિપ્રસાદ જોષી | વડોદરા | ૫૫૦/- |
| | | કુલઃ | ૧૧૫૫૧/- |



# અનુક્રમણિકા

# ~ રંગનો રંગ ~

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

## ૧. રંગ લાગ્યો



સાનંદ સમર્પણ

પૂ.શ્રી સાથે મુ. મોટાભાઈ- શ્રી શિવપ્રસાદ જોષી-
(પિતાજી)

મારા પિતાજી જેમને અમો બધાં મોટાભાઇ કહેતા તેમને પૂ.શ્રીનો સંપર્ક "અલૌકિક" રીતે થયો હતો. યજ્ઞ યાગાદિક કાર્ય માટે તેઓ બહારગામ જતા. એક વખતે એવા જ એક યજ્ઞમાં ભાલોદના શ્રી દલસુખરામ શાસ્ત્રીએ મુ. મોટાભાઇના હાથમાં "રંગ હૃદયમ્"નામનું પૂ.શ્રી રચિત સંસ્કૃત સ્તોત્રોનું પુસ્તક મૂક્યુંઃ પૂ.શ્રીનો દત્તભકત તરીકે ઉલ્લેખ કર્યોઃ મુ. મોટાભાઇને થયું કે આપણે શિવભકત છીએ તો આ દત્તભકતે લખેલાં સ્તોત્રોમાં રસ પડે તેવું કંઇ હોય નહિ.

છતાં યજ્ઞની વચમાં ફાજલ સમયમાં તેમણે પુસ્તક ખોલ્યું. તેમના આશ્ચર્યને વચ્ચે ખોલતાં જ જે પાન આવ્યું તેમાં પહેલું સ્તોત્ર “મંત્રગર્ભમૃત્યુંજય સ્તોત્ર”નીકળ્યું. વાંચ્યું, પ્રભાવિત થયા. દત્તભકત દ્વારા આવા ચાર ચાર મંત્રોથી ગ્રથિત શિવસ્તોત્રને વાંચી પૂ.શ્રી પ્રત્યે ભાવ થયો. શ્રી દલસુખરામ શાસ્ત્રીએ કહ્યું. નવરાશે ભાલોદ આવજો. આપણે સાથે નારેશ્વર જઇશું. ભાલોદથી નજીક જ છે.

## પ્રથમ દર્શન

આ વાત અહીં રહી. પણ સંજોગો એવા થયા કે પૂ.શ્રીનો મુકામ જ રાજપીપળા થયો. ઘરની નજીક જ આવેલા શ્રી રાજરાજેશ્વર મહાદેવના મંદિરમાં તેમનો મુકામ થયો.

રાજાના બંગલે નિત્યનો પાઠ કરી મુ. મોટાભાઇ લગભગ બપોરના એક વાગ્યાના અરસામાં ઘેર આવતા હતા ત્યાંજ શ્રી રાજરાજેશ્વર મંદિર નજીકથી એક બહેને બૂમ મારી કહ્યુંઃ- જોષી મહારાજ! આ બાજુ આવો. એક મહારાજ આવ્યા છે. દર્શન કરવા જેવા છે.

મુ. મોટાભાઇએ મનમાં ઉમેર્યું કે એ બહેનને તો જે મહારાજ આવે છે તે દર્શન કરવા જેવા લાગે છે! છતાં ગયા.

પૂ.શ્રીનાં દર્શન કર્યાં. તે વખતે ખાસ કંઇ વાત થઇ નહીં.

બીજે દિવસે મળશ્કે પોતાના નિત્ય નિયમ મુજબ નદીએ સ્નાન કરવા ગયા ત્યારે સ્નાન કરી ઓવારો ચઢતા હતા ત્યાંજ શ્રી નંદલાલભાઇ પાઠકે બૂમ મારી કહ્યુંઃ “જોષીજી-આવો આ તરફ.” ત્યાં ગયા તો તેમણે જોયું કે ગઇ કાલે બપોરે જેનાં દર્શન કર્યાં હતાં તે જ મહારાજ હતા. શ્રી નંદલાલભાઇએ મુ. મોટાભાઇનો પરિચય આપતાં કહ્યું કે તેઓ રાજાના જોષી છે; પ્રખ્યાત કર્મકાંડી અને જ્યોતિષી છે. પણ હાલમાં એમનો પૂજામાં મૂકેલો સોનાનો શ્રીયંત્ર કોઇ ચોરી ગયું છે તેથી થોડા વ્યગ્ર છે વગેરે.

પૂ.શ્રીએ કહ્યું કે સોનાનું યંત્ર રાખો તો ચોરીનો ભય. મેરુપૃષ્ઠ સ્ફટિકનું શ્રીયંત્ર રાખો તો ચોરીનો ભય નહી. પછી તો યંત્ર, મંત્ર, તંત્ર ઉપર ઘણી

આધ્યાત્મિક વાતો થઇ. છેલ્લે પૂ.શ્રીએ કહ્યુંઃ- અમારું જંગલ જોવા કોઇ દિવસ આવો.

આમ પિતાજી ધીરેધીરે રંગાતા ગયા અને આ ભણેલા સાધુ પ્રત્યે આકર્ષાતા ગયા. પછી તો નારેશ્વર સ્થાનના સર્વધર્મકર્મના આચાર્ય જ થઇ ગયા!

અમો બાળકો તે વખતે નાનાં. નિશાળમાં ભણતા હતા. પણ રોજ કે અવારનવાર ઘરમાં એમના કર્મકાંડી મિત્ર શ્રી જયંતિલાલ જોષી કે શ્રી મંગળપ્રસાદ પુરાણી સાથે સાંજે શ્રીદત્તનામ સંકીર્તનનો પાઠ કરતા તે સાંભળતા.

પહેલાં ચાતુર્માસમાં નારેશ્વર તરફથી કંઇ ને કંઇ અનુષ્ઠાન સૂચવાતું. દ્રાં દત્તાત્રેયાય નમઃ- અષ્ટાક્ષરી મંત્ર યથાસંખ્ય લખવાનું કે દત્તબાવનીના પાઠ કરવાનું સૂચવવામાં આવતું. હું પણ એમાં ભાગ લેતો.

એક ચાતુર્માસમાં શ્રીગુરુલીલામૃતનાં પારાયણો કરવાનું કહેણ આવ્યું. મેં તે વખતે બે પારાયણો કર્યાં. મારા આશ્ચર્ય વચ્ચે શ્રી દત્તજયંતી ઉપર મને પૂ.શ્રી રચિત ‘શ્રીરંગ હૃદયમ્’નું પુસ્તક પૂ.શ્રીના હસ્તે આશીર્વાદરૂપે મળ્યું. તે વખતે મારી ઉંમર તેર વર્ષની. એ ચાતુર્માસમાં માંડવાના શ્રી ગિરધરભાઇ પટેલે સત્તર પારાયણો કરેલાં! તેમને શ્રીગુરુલીલામૃત ગ્રંથ પૂ.શ્રીએ સ્વહસ્તે અર્પણ કર્યો હતો.

પહેલાં અનુષ્ઠાનો જાહેર થતાં પણ જાહેર થાય ત્યારે કશી જાહેરાત થતી નહીં, પણ અંતે કંઇને કંઇ ભેટ પૂ.શ્રીના હસ્તે અપાતી, ક્યારેક ન પણ અપાય.

## ભેટનું રહસ્ય

આજે એ સંસ્કૃત સ્તોત્રોનું પુસ્તક કેમ અપાયું તેનું રહસ્ય સમજાય છે. થોડી સમજ આવતાં એ સ્તોત્રોનું ગુજરાતી કરવાનું મન થયું. બધું પૂરું થયું કે મેં ડૉ. અરુણોદય જાનીસાહેબને વિનંતી કરી કે આપ આ અનુવાદ જોઇ આપો. એ વખતે તેઓ પ્રાચ્ય વિદ્યામંદિરના નિયામક હતા. એ વખતે પ્રાચ્ય વિદ્યામંદિર સ્ટેશનની નજીક જ હતું. જાનીસાહેબે કહ્યું કે તમો રોજ સાંજે આવો. આપણે સાથે બેસીશું.

હું વિદ્યાનગરથી રોજ સાંજે જતો. અમો બધી ઓફિસ છૂટી જાય પછી બેસતા. સૌ પ્રથમ તેઓ ચ્હા મંગાવતા અને અમો ચ્હાને ન્યાય આપી શરૂ કરતા. હું વાંચતો અને તેઓ સુધારો સૂચવતા. ઘણીવાર ‘સરસ’ એમ પણ બોલી ઊઠતા.

આમ આખો અનુવાદ અમે જોયો. મને એથી ઘણું શીખવાનું મળ્યું. મુરબ્બી જાનીસાહેબ પૂ.શ્રી પ્રત્યે પૂજ્યભાવ ધરાવતા. ઘણીવાર પૂ.શ્રીની વાતો પણ થતી. આ પ્રસંગે મને એક વગર કહ્યે બોધ મળ્યો કે કોઈનું લખાણ કોઈ બતાવે તો જોઈ આપવું. ઘણીવાર હું એમને ત્યાં સુલતાનપુરામાં રાત પણ રોકાતો.

## ગરુડેશ્વરમાં

મારે વેકેશન પડે કે એક કાર્યક્રમ હું અચૂક કરતો. પહેલાં ગરુડેશ્વર જવા માટે બધાંને જ રાજપીપળાથી ઉપડતી સાંજની બસમાં જવું પડતું. પુલ નહિ તે ગોરા ઉતરી સામે કિનારે પનાઈ દ્વારા જવાનું રહેતું.

હું સાંજની બસ પકડી જતો. રાત્રે કરોટેશ્વરની ધર્મશાળામાં સૂઈ રહેતો. પૂજારીશ્રીને કહેતોઃ તમે ના’વા જાવ ત્યારે મને ઊઠાડી દેજો. પછી હું નાહી ધોઈ તૈયાર થઈ દિવસનો પ્રકાશ નીકળે કે શ્રીગુરુલીલામૃતના ત્રીજા ભાગનું પારાયણ શરૂ કરી દેતો. વચમાં પ્રસાદના સમયે પ્રસાદ લઈ આવતો. પાછો બેસી જતો. સાંજે આવેલી બસ પાછી રાજપીપળા જાય તેમાં ઘરે જતો. એ દરમ્યાન ત્રીજો ભાગ વંચાઈ જતો જે માછી હોડી લઈ જતો તેને કહી રાખેલું કે મને બૂમ પાડવી.

આવાં વેકેશન પારાયણો કેટલાં થયાં તે યાદ નથી. પણ પ.પૂ સ્વામી મહારાજની કૃપા ઉતરી એ તો નક્કી!

## પ્રસાદ બોલે છે!

પૂ.શ્રીનો મુકામ એક વખત રાજપીપળામાં મુ.પ્રાગજી મિસ્ત્રીકાકાની વાડીમાં- વાડી સ્ટેશનથી નજીક. પૂ.શ્રીએ ગામને ઘેલું કરેલું. એમની વિદાયનો દિવસ આવ્યો. મોટી ઉંમરના ભક્તો વિદાયને કારણે આંખમાંથી

શ્રાવણ-ભાદરવો વરસાવે. તે દિવસે સવારથી જ જે માણસ આવે તેને ખોબો ભરીને કોપરાનો પ્રસાદ અપાય! મુ.મિસ્ત્રીકાકાના સગાં વહાલાંએ આવેલાં લગભગ બધાંજ નારિયેળ ફોડી ફોડીને કોપરું કરેલું. પૂ.શ્રી પાસે મૂકાએલ નારિયેળ આજે પણ બજારમાં જતાં નથી. બધાંને મુક્ત હસ્તે કોપરું વહેંચાય. અમે બાળકો તો કોપરું ખાઇ જઇએ કે તરત બીજું લઇ આવીએ. અનેક વાર એમ કરેલું. તે વખતે આ વડીલોને રડતાં જોઇ વિચારીએ કે આ લોકો પ્રસાદ ખાવાનો આનંદ કરવાને બદલે રડતાં કેમ હશે?

મને આજે સમજાય છે કે તે દિવસે ખાધેલો પ્રસાદ આજે બોલે છે! બોલાવે છે! સાહિત્યની સેવા કરાવે છે!

## નારેશ્વરદર્શન

એક વેળા પિતાજી સાથે હું નારેશ્વર ગયો હતો. રાજપીપળાથી રેલવેમાં ઉમલ્લા જવાનું. ત્યાંથી ચાલતા વેળુગામ જવાનું. તેની સામે પાર ઉતરી ભાઠું ચાલી નારેશ્વર પહોંચવાનું. સાથે જ ભાતું રાખવાનું. એ જેટલા દિવસ રહેવું હોય તેટલું લેવાનું. ઊંચકીને જ જવાનું.

અમો ઉમલ્લા ગયા. શ્રી શિવશંકર ત્રવાડી કાકાની ચ્હાની હોટેલ. એ નારેશ્વરના ભક્ત. શરૂમાં હિસાબી કામકાજ પણ જોતા. પિતાજીના સંબંધે મને ભૂસું વગેરે મળ્યાં. પિતાજી માટે એમના ઘરેથી ચ્હા આવી (નજીક જ હતું.). અમોએ પછી ચાલવા માંડ્યું.

વચમાં ઢૂંઢા ગામની ખાડી આવી. ત્યાં પિતાજીએ પાન ખાધું. થોડો વિશ્રામ કર્યો. મેં શ્રી શિવશંકર કાકાએ બાંધી આપેલું ભૂસું ખાધું. ચાલતા ગયા વેળુગામ. સામે પાર ઉતરી ગયા નારેશ્વર! નાનપણનું એ સ્મરણ આજેય તાજું છે!

## બે ફૂલ ચઢાવવાથી પણ કલ્યાણ

પૂ.શ્રીએ મારા પિતાજીને ગાણગાપુર જઇ શ્રીગુરુસંહિતાનું સપ્તાહ પારાયણ કરવા સૂચવ્યું. શ્રીગુરુસંહિતા પ.પ. સ્વામી મહારાજે શ્રીગુરુચરિત્ર ગ્રંથનું સંસ્કૃતમાં કરેલું આલેખન છે. એ ગ્રંથનું સંસ્કૃત, સંસ્કૃત ભાષાનો

થોડો વ્યાસંગ હોય તેવાને પણ સમજાય એટલું સરળ છે. બાકીના ઘણા ગ્રંથો કે સ્તોત્રમાં ભલભલાની ચાંચ ડૂબે તેમ નથી. શ્રી વિદ્યાભાસ્કર મણીશંકર પંડિતજીએ મને કહ્યું હતું કે સ્વામી મહારાજના સંસ્કૃત પાસે માથું નમી જાય છે!

તે વખતે ગાણગાપુર જવાનું અને રહેવાનું પણ અઘરું હતું. ખાસ કોઈ સુવિધા નહિ. એક જ ધર્મશાળા. એ ન ફાવે તો રહો પૂજારીઓને ઘેર!

અમારા પિતાજી સાથે મારા માતુશ્રી તથા એક રાજપૂત ગણપતભાઈ તથા તેમનાં પત્ની પણ જોડાયેલાં.

મારાં માતુશ્રી તો બોલી ઊઠ્યાંઃ- તમો અહીં ક્યાં મને લઈ આવ્યા? જે શ્રીપાદવલ્લભ અને શ્રી નૃસિંહસરસ્વતીની લીલાઓ વાંચી આકર્ષાયા હોય તેને જ ગમે તેવું સ્થાન.

વળી અધૂરામાં પૂરું બંનેને તાવ આવ્યો! મારા પિતાશ્રીએ મઠમાં જઈ પ્રાર્થના કરતાં કહ્યુંઃ- આપનું એક સ્વરૂપ નારેશ્વરમાં બિરાજે છે તેમની આજ્ઞાથી પારાયણ કરવા આવ્યો છું. બપોરે તાવ નહીં ઉતરે તો ગ્રંથ નદીમાં પધરાવી ચાલ્યો જઈશ!

તાવ ઉતરી ગયો. પારાયણ વાંચતાં વાંચતાં તેમને વિચાર આવ્યો કે આ ગ્રંથ હાથે લખીએ તો કેવું! આપણા એક મિત્રે તો આખું ૧૮૦૦૦ શ્લોકોનું ભાગવત હાથે લખ્યું છે! જ્યારે આ તો પ્રમાણમાં સાત આઠ હજાર શ્લોકનું જ છે.

યાત્રામાંથી આવી લખવા માંડયું. કોરા કાગળ પર વેપારીઓ ચોપડાને સળ પડાવે તેમ પડાવી રોજ પાઠશાળાની બે કલાકની નોકરી પરથી આવી લખવા માંડયું. આમ પણ એમના અક્ષર જ્યોતિષીના. સરસ અને સુઘડ. વળી મોટા એટલે સુવાચ્ય.

થોડા સમય પછી બધું પૂરું થયું એટલે છેલ્લું પાનું લઈ પૂ.શ્રીને બતાવવા ગયા જેમાં પૂ.શ્રીની પ્રેરણાનો ઉલ્લેખ પણ ખરો.

બતાવ્યા પછી પૂ.શ્રીને તેમણે કહ્યુંઃ “મેં તો ગ્રંથ લખ્યો, છોકરાઓની વાત છોકરાઓ જાણે”. પૂ.શ્રી બોલ્યાઃ છોકરાઓ એના પર બે ફૂલ ચઢાવશે તોય કલ્યાણ થશે.

એ હસ્તલિખિત ગ્રંથ ગાણગાપુરનાં અવધૂત પરિવાર દ્વારા થયેલાં પારાયણો વખતે પિતાજીએ નાના ભાઈ શ્રી ત્ર્યંબકભાઈને આશીર્વાદ લખી ભેટ આપ્યો. પાછળથી પિતાજીની જ હયાતિમાં શ્રી ત્ર્યંબકભાઈએ એની ઝેરોક્ષ કઢાવી બધાં જ ભાઈ બહેનોને ભેટ આપ્યો હતો.

## દખણીઓના ગુરુ

પ.પૂ. સ્વામી મહારાજ ગરુડેશ્વરમાં પધાર્યા પછી થોડા જ સમયમાં રાજપીપળાથી અનેક લોકો દર્શને જવા માંડ્યા. મુ.મોટાને કોઈએ કહ્યું કે કોઈ દખણીઓના ગુરુ આવ્યા છે. તેનાં દર્શને બધા જાય છે. આપણને આ મરાઠી ભાષા કંઈ સમજાય નહીં, માની મુ. મોટા ગયા નહિ.

પછી તો એમનું સાહિત્ય વાંચવામાં આવ્યું. ગુરુસંહિતાનું પારાયણ કર્યું. દ્વિસાહસ્રી અને તેની ટીકાના તો જબરા પ્રસંશક બન્યા. સ્વામીજીની શતાબ્દિની પુસ્તક યોજનામાં પણ જોડાયા. જીવ્યા ત્યાં સુધી દ્વિસાહસ્રી તો રોજના સ્વાધ્યાય-પાઠમાં રહી. મૃત્યુના દિવસે છઠ્ઠા દિનનું પારાયણ કર્યું હતું. સાતમા દિનનું શ્રી સુમનભાઈએ પૂરું કર્યું હતું. છેક અંત સુધી નજીક આવ્યા હોવા છતાં દર્શન કરી ન શક્યાનો અફસોસ પૂ.શ્રીની સંનિધિથી જતો રહ્યો હતો!

## ગુરુસંહિતાનો સમશ્લોકી અનુવાદઃ

આ ગ્રંથનો સમશ્લોકી અનુવાદ મેં મારા અમેરિકાના પ્રવાસમાં ચિ.મનીષા-રાજુલને ત્યાં રહી કર્યો છે. શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ, નારેશ્વરે પ્રસિદ્ધ કર્યો.

આમ પણ પ.પ સ્વામી મહારાજશ્રીની ૧૫૦મી જયંતી પર પ.પૂ સ્વામી મહારાજશ્રીની રજત પ્રતિમાનું પૂજન નારેશ્વર રાખ્યું હતું ત્યારે પ.પૂ. સ્વામી મહારાજના ગ્રંથોનું ગુજરાતી કરી છાપવાનો ટ્રસ્ટે નિર્ણય કર્યો હતો. એ અગાઉ દ્વિસાહસ્રી છાપવાની પરવાનગી માગતાં બ્રહ્મલીન પૂ. કવીશ્વર શાસ્ત્રીજીએ તે આપી અને છપાયેલા ફર્મા તેમને બતાવી પ્રસ્તાવના લખવા કહ્યું ત્યારે તેમણે સૂચન કર્યું કે એનો ગુજરાતી અનુવાદ પણ જોડો.

તેથી ડૉ. જયેન્દ્રભાઇ દવે તથા મેં મળી તાત્કાલિક અડધું અડધું વહેંચી અનુવાદ કરી જોડ્યો હતો જેને પૂ. કવીશ્વરજીના લેખિત આશીર્વાદ સંસ્કૃતમાં મળ્યા હતા.

પછી તો પ્રત્યેક પ્રવાસમાં કોઇને કોઇ સંસ્કૃત કે મરાઠીગ્રંથનો અનુવાદ કરતો રહ્યો.

ડૉ. અરુણોદય જાની, પ્રા. શિવુભાઇ દવે તથા ડૉ. જયેન્દ્રભાઇ દવે દ્વારા પણ પ.પ. સ્વામીજીના ગ્રંથોના અનુવાદો થયા છે જે ટ્રસ્ટે છાપ્યા છે.

## માથું ઠંડુ રાખો!

એક વખત પૂ.શ્રી બધા ભક્તોની વચ્ચે બેઠા હતા. વાત પરથી વાત ચાલતી ચાલતી પશ્ચિમના ફિલસૂફ સૉક્રેટિસ પર આવી.

સૉક્રેટિસ અને તેની પત્ની વચ્ચે ખૂબ ઝઘડો થયો. સૉક્રેટિસ કશું જ બોલે નહિ. પત્નીને સામો જવાબ આપે નહિ. પત્ની એકદમ ઉશ્કેરાઇ ગઇ અને સૉક્રેટિસના માથા ઉપર એઠું પાણી નાખ્યું!

સૉક્રેટિસ ફક્ત એટલું જ બોલ્યાઃ- “મને હતું જ કે વાદળનાં ગડગડાટ પછી વરસાદ આવશેજ!”

વાત પૂરી થઇ એટલે પૂ.શ્રીએ મારી સામે જોઇ કહ્યું કે સમજ્યો! તને કહું છું!! અમારા પતિ-પત્ની વચ્ચેના મતભેદને ઉદ્દેશી પૂ.શ્રીએ વાત કરી હતી.



# ❧ ૨. સિદ્ધનાથનું સાન્નિધ્ય ❧



ઓલપાડ (જી. સુરત) પાસેના શ્રી સિદ્ધનાથ મહાદેવ જ્યાં ભરૂચના ચતુરબહેન દ્વારા ૪૦ દિવસ પૂ.શ્રી રહ્યા હતા. સાથે ધીરુભાઈ, સુમનભાઈ પુરોહિત અને રવિશંકર દવે હતા.



શ્રી સુમનભાઈ પુરોહિત
(રાજપીપળા)



શ્રી રવિભાઈ દવે
(ભરૂચ)

# અમૂલ્ય લ્હાવો

ઈ.સ.૧૯૪૮ના વેકેશન દરમ્યાન પૂ.શ્રી સાથે એકાદ મહિનો રહેવા મળ્યું. ઓલપાડ તાલુકાના સરસ ગામની સીમમાં શ્રીસિદ્ધનાથ મહાદેવની ધર્મશાળામાં મુકામ. પૂ.ગાંડા મહારાજની સેવામાં રહેવાં ગં.સ્વ.મુ. ચતુરબહેન યજમાન હતાં. તેમની સાથે ભરૂચમાં ગાંડા મહારાજની સેવામાં રહેનાર શ્રી રવિશંકરભાઇ દવે તથા પૂ.શ્રીના પ્રવાસમાં સાથે રહેતા શ્રી સુમનભાઇ પુરોહિત હતા. અમો ચાર પૂ.શ્રી સાથે રહ્યા હતા. તે વખતનાં સંસ્મરણો મારા જીવનનાં અમૂલ્ય સંસ્મરણો છે.

એક તો પૂ.શ્રી સાથે પ્રવાસમાં કે નારેશ્વરમાં હું બહુ રહેલો નહિ. બીજી કોઇ સેવા અંગેની ગતાગમ નહીં. તેથી શ્રી સુમનભાઇ વગેરે જેમ કહે તેમ કર્યા કરતો.

વાંચવા માટે હું જવાહરલાલ લિખિત ‘Discovery Of India’ (ડીસ્કવરી ઓફ ઇન્ડીયા) લઇ ગયો હતો. પણ પૂ.શ્રીની વાતોમાં જ એવો ખોવાયો કે માંડ થોડાં પાન વાંચ્યાં હશે. વળી પૂ.શ્રીએ કૃપા કરી કે આ છોકરાને એકાંતમાં અઘરું પડશે તેથી અવનવી વાતો કરી મને સતત પરોવાએલો રાખતા. અનેક વિષયો પર વાતો થતી. કેટલીક નોંધાતી તો કેટલીક વણનોંધી રહી જતી, કારણ સતત વાતો થતી તેને નોંધવું મારે માટે મુશ્કેલ હતું.

# શબ્દાર્થ નહિ- ભાવાર્થ

સૌ પ્રથમ જ એમણે એક વાત કરી. પ્રસંગ તો ખબર નથી પણ એમણે કહ્યું કે જો ધીરુ, કેવળ શબ્દને વળગવું નહિ, ભાવાર્થ, લક્ષ્યાર્થ ધ્યાનમાં રાખવો; નહિ તો પેલા બ્રાહ્મણો જેવું થાય! એમણે પંચતંત્રની વાત કરી.

ચાર બ્રાહ્મણના દીકરાઓ કાશી ભણવા ગયા. ત્યાંથી વિદ્યામાં પારંગત થઇ ગામ પરત આવ્યા. વચમાં બે રસ્તા આવ્યા. વિચાર્યું કે કયે રસ્તે જવું. એકે કહ્યુંઃ મહાજનો યેન ગતઃ સ પન્થાઃ- મહાજન જે રસ્તે ગયા હોય તે રસ્તે જવું. અહીં મહાજનનો અર્થ તેમણે કર્યો- ઘણા લોકો, મોટા માણસો નહીં.

તેથી એક શબને બાળવા સ્મશાનયાત્રા નીકળેલી તેમની સાથે તેઓ સ્મશાનમાં ગયા.

સ્મશાનમાં એક ગધેડું ઊભું હતું. એક પંડિત બોલ્યોઃ રાજદ્વારે સ્મશાને ચ યસ્તિષ્ઠતિ સ બાન્ધવઃ. રાજદ્વારમાં ને સમશાનમાં જે સાથે રહે તે બાંધવ કહેવાય. અહીં લક્ષ્યાર્થ છે કે રાજા તરફથી તમને કઈ આપત્તિ ઊભી થઈ હોય ત્યારે કે ઘરમાં મરણ પ્રસંગે સ્મશાન સુધી જે મદદરૂપ બને તે બાંધવ.

પણ આ શબ્દપંડિતોએ કેવળ શાબ્દિક અર્થ કરી ગધેડાને બંધુ માની તેને ભેટયા. ગધેડાએ પ્રકૃતિ મુજબ લાત ઠોકી દીધી!

ત્યાં તો એક ઊંટ ત્યાંથી નીકળ્યું. તે દોડતું દોડતું જતું હતું. તે જોઈ એક પંડ્તિ બોલ્યોઃ ધર્મસ્ય ત્વરિતા ગતિઃ- ધર્મ આચરવામાં ઝડપ રાખવી એવો અર્થ લેવાને બદલે ઊંટ ધર્મ છે કારણ તેની ગતિ-ઝડપ ખૂબ હતી.

ત્યાં બીજા પંડિતે કહ્યુંઃ ઈષ્ટં ધર્મેણ યોજયેત્- પોતાના ઈષ્ટ-મિત્રને ધર્મથી જોડવો જોઈએ. લક્ષ્યાર્થ એ છે કે મિત્રને ધર્મ તરફ વાળવો. પણ પંડિતોએ તો ઊંટ સાથે ગધેડાને બાંધ્યો! પછી પંડિતોની હાલતનો વિચાર કરી લેવો!

આ બધા ગામના હોવાથી ભણીગણી આવ્યા હોવાથી એમને જમવાનાં નિમંત્રણો મળવા લાગ્યાં.

એક વાર જમવામાં વડાં પીરસાયાં. વડામાં વચમાં કાણું હોય. પંડિતોએ વિચાર્યું છિદ્રેષ્વનર્થા બહુલી ભવન્તિ! છિદ્રમાં અનેક અનર્થ હોય છે. જો કે આનો ભાવાર્થ એ કે એક વાર છીડું પડયું કે અનર્થોની પરંપરા ચાલુ થાય. છીડાની ભાગોળ થતાં વાર ન લાગે. પંડિતોએ વડાં ન ખાધાં!

એક વાર સુતરફેણી પીરસાઈ. એકે કહ્યુંઃ દીર્ઘસૂત્રી વિનશ્યતિ- કામને ટાળ્યા કરે, વાર કર્યા કરે તે દીર્ઘસૂત્રી ગણાય. અહીં શબ્દાર્થ લઈ પંડિતોએ સુતરફેણી ખાધી નહીં.

આમ કેવળ શબ્દાર્થને વળગી રહેતાં સુખ જતું રહે છે!

પૂ.શ્રીએ તો એવી વિગતે અને રસ પડે તેવી રીતે કહેલી કે સમય ક્યાં ગયો તેની પણ ખબર રહી નહીં.

## પૂ. ગાંડા મહારાજને મળવા

શરૂમાં પૂ. ગાંડા મહારાજશ્રીની ઘણી વાતો થતી રહી. પૂ. ગાંડા મહારાજ પાસે જવાનો પ.પૂ. સ્વામી મહારાજશ્રીનો આદેશ થયો ત્યારે પોતે ગાંડા મહારાજ વિશે કશું જાણતા નહીં! થોડી માહિતી મળી તે આધારે તેઓ હાલ મહારાષ્ટ્રમાં વાંકડી ગામે છે તેવી ખબર મળી.

પાસે પૈસો મળે નહીં. ચાલતા જ એક સ્ટેશને પહોંચ્યા. ત્યાંના સ્ટેશન માસ્તરે એમની સારી સરભરા કરી. બે-ત્રણ દિવસ રોકી રાખ્યા. વાતવાતમાં પૂ.શ્રીએ કહી દીધું કે હું ગાડીમાં વિના ટીકીટ મુસાફરી કરતો નથી. તેથી જો ટીકીટ લઈને બેસાડશો તો જ ગાડીમાં બેસીશ, નહિ તો ચાલતો જઈશ.

સ્ટેશન માસ્તરે સાટોનાની ટીકીટ લઈ આપી. જ્યાંથી વાંકડી જવાનું હતું. પણ અહીં મુસીબત એ થઈ કે વાંકડી નામનાં ગામ ત્રણ! એમને એક ભક્તજને કહ્યું હતું કે પહેલાં અમુક કોટ્યાધિપતિ છે તેને ત્યાં જજો. ભિક્ષા લઈ લેજો અને ત્યાંથી તમને બીજી માહિતી મળશે, જે અનુસાર જજો.

## વાકડીનો અનુભવ

પણ પૂ.બાપજી તો એમના અવધૂતી સ્વભાવ મુજબ તે કોટ્યાધિપતિને ત્યાં ગયા જ નહીં. વળી ભૂલા પડ્યા અને શૂદ્ર વાકડી ગયા. રાત થઈ ગઈ હતી. પાણીની તરસ લાગી હતી પણ કોઈ નદી સુદ્ધાં બતાવે નહીં! કારણ? એ તરફના લોકો ભૂતપ્રેતમાં બહુ માને અને બાપજીનો વિચિત્ર વેષ જોઈ તેમને સુવિધા આપવાને બદલે ભૂત માની દેવતા ચાંપવાની તૈયારી કરેલી! આખર પૂ.શ્રી આગળ અને ગામના બધાં તેમની પાછળ એમ નદીએ ગયા!

ત્યાંથી ચાલીને બ્રહ્મવાકડી ગયા. ત્યાં એક બ્રાહ્મણને ઘેર ગયા. તેમની વાત સાંભળી બ્રાહ્મણે કહ્યુંઃ ત્યાં ક્યાં ગયા? ત્યાં તો શૂદ્રો જ રહે છે! પછી તેણે પૂછ્યુંઃ બોલો આજે અગિયારસ છે. શું લેશો?

પૂ.શ્રીએ કહ્યુંઃ ભાઈ! મારે તો રોજ અગિયારસ જ હોય છે. આજે બારસ થશે તોય વાંધો નથી અને એક અગિયારસ વધુ થશે તોય હરકત નથી!

જમ્યા પછી પેલો કહેઃ ચાલો! કોટ્યાધિપતિને ત્યાં. મને કંઈ જ ખબર નથી! પૂ.શ્રીએ મનમાં કહ્યું કે ગુરુભક્તનો આદેશ ન માન્યો અને તોરમાં તણાયા તો આમ દુઃખી થયા અને જવાનું તો પાછું તે કોટ્યાધિપતિને ત્યાં જ થયું.

પણ પાછળથી જાણ્યું કે એ તો અતિ સરળ માણસ છે.

## પૂ. ગાંડા મહારાજનું મિલન

પૂ.શ્રી ગાંડા મહારાજશ્રીને મળ્યા. બંને જાણે વરસોથી ઓળખતા હોય એમ વાતો થવા લાગી. ગ્રંથ સુધારણાનું કામ થવા લાગ્યું. એ જોઈ ત્યાંના ભક્તોને પૂ.શ્રી પ્રત્યે દ્વેષ થવા લાગ્યો! વિચારે કે આ બ્રહ્મચારીબુવા ગાદી લઈ લેવાના! એમની સાથે સારો વર્તાવ પણ ન કરે! દૂધ પણ ન આપે! એ બધી વાત પૂ. ગાંડા મહારાજ પાસે ગઈ.

પછી તો એવી ગમ્મત થતી કે પૂ. ગાંડા મહારાજ પોતાને માટે મૂકેલું દૂધ બાપજીને આપી દે. એટલે ગાંડા મહારાજશ્રી માટે પેલાઓને બીજું દૂધ લાવવું જ પડે!

એક દિવસ એવું થયું કે પૂ.શ્રીએ પૂ. સ્વામી મહારાજ લિખિત કોઈ એક શ્લોકમાં ભૂલ કાઢી! પૂ. ગાંડા મહારાજ તો ધૂંઆપૂંઆ થઈ ગયા. પૂ.શ્રીને કહેઃ બ્રહ્મચારી! કોની ભૂલ તું કાઢે છે? અને એવું ઘણું બધું બાપજીને કહ્યું. જે પૂ.શ્રીનો દ્વેષ કરતા હતા તેમની તો ઠઠ જામી ગઈ! હવે બ્રહ્મચારીનું આવી બન્યું!

પૂ.શ્રીએ બધું શાંતિથી સાંભળ્યા કર્યું. પછી કહ્યુંઃ આ શ્લોક ગુરુદેવનો લખેલો જ નથી. સાંભળીને સ્મૃતિમાંથી લખાયેલો છે તેથી તેમાં ભૂલ રહી છે. મેં કંઈ ગુરુદેવની ભૂલ કાઢી નથી. છપાએલા શ્લોકમાં ભૂલ કાઢી છે!

ગાંડા મહારાજ શાંત થયા. શ્રદ્ધા અને ભાવનાની વાત મોટી છે એવું આ પ્રસંગથી તેમણે અમને ઠસાવ્યું.

પૂ.શ્રી ત્યાં રહેતા પણ ઘણું ખરું મૌન રાખતા. એ ભલા ને એમનું કામ ભલું! ગુરુદેવના આદેશથી આવેલા તેથી બીજું બધું ગૌણ ગણી કાર્ય કરતા.

તેમનાથી મરચું બિલકુલ ખવાતું નહીં. એ બાજુ મરચાંનો વાવર વધુ! ખોરાક માફક આવે જ નહિ, પણ મૌન રહેતા.

## ભક્તની પોલ

ત્યાં એક ભક્ત જુવારનો રોટલો જ ખાઉં છું એવું કહેવડાવતો. પણ એ રોટલો બે-ત્રણ કલાક ઘીમાં બોળી રખાવતો. બધા આ જાણે પણ ગાંડા મહારાજને કહે કોણ? એક દિવસ બધા હતા ને પૂ.શ્રીના નિમિત્તથી બધાએ પેલા ભક્તનો રોટલો મંગાવડાવ્યો! પોલ બહાર પડી!

પૂ.શ્રીને ઢોંગી ભક્તનો, વિશેષ કરીને ઢોંગી સાધુઓ પ્રત્યે ખૂબ જ ચીડ છે.

ગ્રંથ સુધરી ગયો. છપાય તેનાં પ્રૂફ વગેરેની જવાબદારી પણ પૂ.શ્રીને જ સોંપાઈ. એ માટે ભરૂચમાં રહેતા ગાંડા મહારાજશ્રીના બનેવી શ્રી કલ્યાણજીભાઈનો સંપર્ક થયો.

## ભરૂચમાં

ભરૂચમાં તેઓ ભૂતનાથ મહાદેવના મેડે રહેતા. રોજ શ્રી કલ્યાણજીભાઈને ત્યાં જમવા જાય. વાતવાતમાં તેમણે પૂ.શ્રીને પોતાની તબિયત બરાબર રહેતી નથી કહેતાં પૂ.શ્રીએ કહ્યું કે હું અહીં છું ત્યાં સુધી તમોને જમ પણ લઈ નહીં જાય!

શ્રી કલ્યાણજીભાઈએ હસતાં હસતાં જ કહ્યું: ચાલો! મને તો અમરપટો મળી ગયો! અમે તમને જવા જ નહિ દઈએ!

પૂ.શ્રીએ કહ્યું કે અહીંનું કામ પૂરું થતાં સુધી જ મારું અહીં રહેવાનું થશે. પછી તો હું જવાનો જ છું! તે પહેલાં તમને કંઈ નહીં થાય!!

બન્યું એવું કે કલ્યાણજીભાઈની પાડોશમાં કોઈ ગુજરી ગયું. ઘણા માણસો સ્મશાનયાત્રા માટે એકઠા થયા જાણી ઘણાંએ માન્યું કે શ્રી કલ્યાણજી ડોસા ગયા! પૂ.શ્રી પાસે વાત આવી. પૂ.શ્રીએ કહ્યું: બને નહિ! શરૂમાં તો તપાસ કરનારે પણ ડોસા ગયા એવું કહ્યું. પણ પાછળથી ભૂલ સમજાઈ! આમ, પૂ.શ્રીનો આત્મવિશ્વાસ જબરો હતો!

## નવું-જૂનું ટીપણું

ગાંડા મહારાજશ્રીને બ્રહ્મચારી માટે માન હતું. એક દિવસ એમની પાસે પ્રશ્ન આવ્યો. તે વખતે નવું ટીપણું નીકળેલું. તો શ્રાદ્ધ કયા ટીપણા પ્રમાણે કરવું? જૂના કે નવા?

ગાંડા મહારાજે કહ્યુંઃ પૂછો બ્રહ્મચારીને!

બ્રહ્મચારીએ નિર્ણય આપ્યો કે જેના વડવાઓ જૂના ટીપણાના સમયમાં ગુજરી ગયા હોય તેમનું જૂના પ્રમાણે અને નવું ટીપણું નીકળ્યા પછી જે ગુજરી ગયા હોય તેમનું નવા પ્રમાણે!

## બાવાસ્તાન-યોજના

પૂ.શ્રીએ એક દિવસ કહ્યુંઃ જેમ પાકિસ્તાન આપ્યું એમ અમને બાવાસ્તાન આપો! ઘરબાર નથી જોઈતા. પહાડો અને કંદરાઓ આપી દો! ખાવાનું નથી જોઈતું. સૂકો લીલો મેવો આપી દો! તમો અહિંસામાં માનો છો. રેશમી કાપડમાં હિંસા રહેલી છે. બધું રેશમી કાપડ અમને આપી દો.

મને એટલું બધું હસવું આવ્યું કે ન પૂછો વાત! પછી કહ્યુંઃ બાપજી! આ તો પાકિસ્તાન કરતાંય મોંઘું પડે! એટલે ફરી પૂ.શ્રી ખૂબ હસ્યા. એ હાસ્ય એવું કે ભૂલાય જ નહિ!!

## મનમાં જ સુખદુઃખ

શાંતિની વાત નીકળી. સંત સમાગમ મળે નહીં અને શાંતિ મળે નહિ એવી ફરિયાદ થાય છે.

પૂ.શ્રી કહે પણ શું કરવા એ જોઈએ? શાંતિથી ઘરમાં રામ, રામ જપો. કોઈની પણ પરવા કર્યા વિના જે થાય તે જુઓ.

નાટકની અંદર ભાગ લો તો સુખદુઃખ આવેને? નાચનારના પગ દુઃખેને? પણ એક ઓરકેસ્ટ્રા ટીકીટ કઢાવી નિરાંતે જોયું હોય તો આનંદ વિના બીજું કંઈ થવાનું છે?

ઘણું ખરું તો બધી મનની ઉપાધિ હોય છે. હું આમ કરીશ તો સુખ અને નહીં કરું તો દુઃખ એવું આપણે ધારીએ છીએ અને દુઃખી થઈએ છીએ. અમુક થવું જ જોઈએ અને અમુક ન જ થવું જોઈએ એવું ધારવાથી જ બધું દુઃખ થાય છે. કારણ કે દુનિયામાં બધી વસ્તુ તમારી ધારી થતી નથી. તમો ધારો અને ઉલટું થતાં દુઃખી થાઓ. આગ લગાડો અને પછી ઓલવવા જાઓ એ કરતાં આગ લગાડો જ નહિ તો શું?

## પૂ.શ્રીની શાંતિ

પૂ.શ્રીએ પોતાની વાત કરતાં ઉમેર્યું કે હું નારેશ્વર આવ્યો ત્યારે મહિનાઓ સુધી માણસનું મોઢું જોવા મળતું નહિ- જો કે એ માટે તો એવું સ્થાન પસંદ કર્યું હતું.

પછી પોતાના એક કોટ્યધિપતિ મિત્રના વારંવારના આગ્રહને વશ થઈ તેને ત્યાં પૂ.શ્રી ગયા. મિત્રે પૂછ્યુંઃ આપનો સામાન ક્યાં?

પૂ.શ્રી પાસે સામાન જ ન હતો. પછી પેલાએ પૂછ્યુંઃ આપને શું શું જોઈશે?

પૂ.શ્રીએ કહ્યુંઃ મારે બસ બે વસ્તુ જોઈએ. એક ન્હાવા માટે મબલખ પાણી અને બીજું, સંડાસ જવા સ્વચ્છ જાજરુ. એ સગવડ થઈ ગઈ.

પેલાએ પૂછ્યુંઃ હવે?

પૂ.શ્રીએ કહ્યુંઃ બસ!

“અરે પણ તમારો વખત કેવી રીતે જશે? છાપાં લાવી આપું? પુસ્તકો કયાં લાવું? ગ્રામોફોન મૂકી આપું? શતરંજ રમવા માણસ આપું? વખત કેવી રીતે જશે?”

પૂ.શ્રીએ કહ્યુંઃ આમાનું કશું જ ન જોઈએ. અરે! ખાવાનું પણ જો અહીં આ કમરામાં આપી જશો તો હું બહાર પણ નીકળું નહીં! શાંતિથી બેસી રહીશ.

પછી ઉમેર્યુંઃ તમે અંદરની ઈચ્છાને ઓળખી નથી, એ શક્તિની સાથે વાતો કરી નથી એટલે જ બહાર શાંતિ કે આનંદ ખોળો છો. મન એ જ સર્વનું

મૂળ છે. બહારની વસ્તુમાં જ જો આનંદ રહેલો હોય તો તે નાશ થતાં દુઃખ થાય છે. માણસમાં, જાનવરમાં, વસ્તુમાં, સજીવ કે નિર્જીવમાં ગમે તે વસ્તુનો નાશ નિશ્ચિત છે તે તેમાંથી મળતો આનંદ શાશ્વત નથી.

આત્માનંદ અખંડ છે. એક વખત એને ઓળખ્યો કે પછી બીજા કશાની જરૂર નહીં પડે.

પેલા ગૃહસ્થ મિત્રે કહ્યુંઃ સાચું છે. અમારી પાસે બધું જ છે પણ ક્યારેક જીવ ખાટો થઈ જાય છે, અશાંતિ વ્યાપી જાય છે!

પૂ.શ્રી શાંતિથી બેસી રહેતા. ઘરનાં બધાં જ વારાફરતી આઠ-દશ વાર આવતા અને આશ્ચર્ય પામતા. અવધૂત તો દર વખતે શાંતિમાં જ દેખાતા!

## નિજાનંદ

'નિજાનંદમાં મસ્ત' નો અર્થ પૂછતાં બોલ્યાઃ જ્ઞાન થયું એટલે દૃષ્ટિમાં ફેર થવો. જે વસ્તુમાં સંસારીઓને દુઃખ જણાય છે તેને જ્ઞાની જુદી દૃષ્ટિએ જોઈ પરમાત્માના નિયમને માન આપે છે. દુઃખ પામતો નથી. તેવું જ સુખનું છે. ક્ષણિક સુખ અને શાશ્વત સુખ એનો વિવેક કરી એ શાશ્વત સુખ ખોળી તે મેળવી લે છે. જ્યારે સંસારીઓ ક્ષણિક સુખની પાછળ પોતાનો સમય ગુમાવે છે. બધે જ કૃત્રિમતામાં આનંદ ખોળતા રહે છે તેથી માનવી તેનો સ્વાભાવિક આનંદ ગુમાવી દે છે. આત્માના આનંદમાં રહેવું એટલે સ્વાભાવિક આનંદ મેળવવો. બાકી જ્ઞાનીને કંઈ શિંગડાં ઊગતાં નથી.

જ્ઞાનીઓને પોતાના જ્ઞાન વડે કરી સંચય અને ક્રિયમાણ ભોગવવું પડતું નથી. વળી તેઓ આ જન્મે સ્પૃહારહિત હોઈ કોઈ પણ અહંકાર વિના નિષ્કામ કર્મ કરતાં કરતાં પોતાનું પહેલાનું પ્રારબ્ધ ભોગવતા આનંદમાં રહે છે. આથી છેવટે પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

આવી વૃત્તિ વ્યવહારમાં પણ ચાલે છે. પરમાત્મા ઉપર આધાર રાખનારનું ગાડું કદી અટકતું નથી. કાશીમાં મરણ થાય તો મોક્ષ મળે; પણ કાશી એટલે ઈચ્છારહિત વૃત્તિ એ જ મોક્ષ છે.

જે કાંઈ વિચાર આવે તેના મિથ્યાતત્ત્વનો બીજો સામે વિચાર કરીએ એટલે તે વિચાર જતો રહે. આમ દહાડે દહાડે ટેવ પડવાથી સંકલ્પ વિકલ્પ ઓછા થઈ મન પર કાબૂ આવે.

મહાત્માઓને પણ વિચાર આવવાના પણ મિથ્યાતત્ત્વનો વિચાર તે વિચારોને મન સાથે રહેવા દેતો નથી. તેથી જ એમને સુખદુઃખની વિચાર-લાગણી થતી નથી. જો એમનું ઝૂપડું કોઈ બાળી નાંખે તો મેદાનમાં જઈ પડે. પાછું કોઈ બાંધી આપે તો તેમાં જઈ રહે. જ્યાં ત્યાં એ આનંદમય રહે.

એક મહાત્મા હતા. તેમને કોઈ ગાય આપી ગયું. બધા કહેવા લાગ્યા કે બાપજી, કાંઈ ગાય રાખીને! બાપજી કહેઃ હા. દૂધ પીએંગે, ઘી ઊડાએંગે, ઔર દૂસરા કોઈ આવેગા તો ઉસકો ભી પીલાએંગે.

પછી થોડા દિવસ પછી કોઈ ગાય ચોરી ગયું. લોકોએ કહ્યુંઃ બાપજી, ગાય કોઈ લઈ ગયું? બાપજી કહેઃ બહોત અચ્છા હુઆ. સાલે, ગોબર ઉઠાને મીટે!

આવું જોઈએ. મનને કોરા કાપડ જેવું રાખવું. ભીનું કપડું હોય તો ઊડીને ધૂળ ચોંટે. કોરા કપડાને ચોંટે તો ખંખેરતાની સાથે ઊખડી પડે.

## પ્રારબ્ધનો અર્થ

અહીં પ્રારબ્ધ વગેરે શબ્દોને સમજાવતાં પૂ.શ્રીએ કહ્યુંઃ એક માણસને ૫૦૦ રૂા. પગાર મળે છે. પણ તેનો ખર્ચ ૧૦૦ રૂા.નો છે. તે ૪૦૦ બેંકમાં મૂકે છે. હવે એને સંચય કહેવાય કે જે ભવિષ્યમાં ભોગવવાના છે. ૧૦૦ રૂા. જે વાપરવાના કાઢ્યા તે પ્રારબ્ધ કહેવાય અને એ જે દિવસો દરમ્યાન નોકરી કરે છે, જેનો પગાર ચઢતો પગાર એ ક્રિયમાણ કહેવાય.

તેમ પહેલાંના જન્મોનું પાપપુણ્ય ભેગું કરેલું તે સંચય. એમાંથી જે ભોગવાતું જાય તે પ્રારબ્ધ. આ જન્મે જે કરીએ તે ક્રિયમાણ. પહેલાં કરેલો પુરુષાર્થ જ પ્રારબ્ધરૂપે ભોગવવાનો છે.

## ચમત્કાર વિશે

ચમત્કાર વિશે વાત નીકળી. પૂ.શ્રી કહે ઢોંગી પિશાચ વશ કરી ખેલ કરનારા લોકો છે. સંતપુરુષો તો બોલે છે તે ફળે છે. આમ કાંઈ ખેલ કરવા નથી બેસતા. એમને આમ કરી પૈસા કમાવાનું હોય જ નહીં. નહિ તો એ સંત શાના?

## વ્યાસ-બેટ

એક દિવસ ચતુરફોઈએ પૂછ્યુંઃ વ્યાસમાં વ્યાસજી આવે છે એ વાત ખરી હશે? પૂ.શ્રીએ કહ્યુંઃ હા, શ્રદ્ધા હોય તો આવે. પણ કુતૂહલવૃત્તિવાળાને ન મળે. એ તો સ્વપ્નેય ખ્યાલ ન હોય અને મળી જાય. ભાન આવતાં પહેલાં તો ચાલ્યા જાય!

મારી વાત કરું. તેઓ વ્યાસ ગયા હતા. એક ઓટલા પર બહાર સૂતા હતા. ચણાની એક પોટલી સાથે હતી. ઓચિંતા એમને ભાસ થયો કે કોઈ ઊઠાડે છે. તે કહેવા લાગ્યા કે ઊઠો બ્રહ્મચારી, ચણા લાવો. પોતે ઊઠીને જોયું તો કોઈ જતું હોય તેમ જણાયું. ચણા લઈ દોડ્યા. ઠેઠ ઓવારા સુધી ગયા. પાણીમાં કોઈ અદૃશ્ય થતું લાગ્યું. પછી તો કેટલીય વાર સૂતા. ચણા લઈને સૂતા પણ ન દેખાયા!

## માહુરગઢની વાત

અહીં તેમણે માહુરગઢમાં ભગવાન દત્ત સૂવા આવે છે તેની વાત કહી. પુરોહિતસ્વામીને એ અંગેનો જે અનુભવ થયો હતો તેની વાત કરી.

પુરોહિતસ્વામી માહુરગઢ ગયા અને બધી વાત જાણી પૂજારીને વિનંતી કરી કે આજ રાત્રે હું ભગવાનની પથારી પાથરું. પૂજારીએ હા પાડી. પુરોહિતસ્વામીએ સ્નાનાદિ કરી પથારી પાથરી અને જપ કરતા બારણા પાસે બેઠા.

લગભગ મધ્ય રાત્રી પછી કોઈની પાવડીનો અવાજ સંભળાયો. કોઈ બારણું ખોલી અંદર ગયું અને પથારીમાં સૂતું એમ લાગ્યું. પાસુ બદલતા હોય તેવો અહેસાસ થયો. મળસ્કે એ જ રીતે દ્વાર ખૂલવાનો અવાજ, પાવડીનો

ખટ ખટ અવાજ વગેરે સંભળાયું. સવારે પૂજારી આવ્યા અને અંદર જોયું તો પથારી ચોળાએલી અને ઓઢવાની શાલ પથારીની બહાર ફંગોળાએલી જોવા મળી!

## નારેશ્વરની વાત

પૂ.શ્રીએ પોતે શરૂમાં નારેશ્વરમાં નારેશ્વર મહાદેવમાંથી વેદના ઉચ્ચારો થતા તે વાત કરી. પાસે જઈએ તો કોઈ ન મળે, ન સંભળાય. દૂરથી જ ટાંકી પાસે બેસી એ સાંભળ્યા કરતો; આનંદ લેતો. ઘણી વાર પગથિયા પાસે નંદી જેવું કંઈ જણાય. પાસે જતાં કશું જ ન મળે! અથવા જોતજોતામાં અલોપ થઈ જાય! લોકોની અવરજવર વધતાં એ બધું બંધ થયું!

## નર્મદાપરિક્રમાનો અનુભવ

પૂ.શ્રીએ ઉમેર્યું: ચમત્કારમાં ન માનતા લોકોએ પૂર્ણ શ્રદ્ધાથી નર્મદાની પરિક્રમા કરવા નીકળવું જોઈએ.

પોતાનો એક પ્રસંગ કહેતાં કહ્યું કે અમરકંટક જવા હું નીકળ્યો! ત્યાં જવા એક કેડી જેવો જ રસ્તો. હું ચાલતો હતો ત્યાં જ પાછળથી એક મહાત્માએ બૂમ મારીઃ હર નર્મદે! કહાં જાતે હો? પૂ.શ્રીએ કહ્યુંઃ કપીલધારા! મહાત્માએ કહ્યુંઃ ચલો હમ ભી આતે હૈં! પૂ.શ્રીને રસ્તે જ થયું કે આ મહાત્મા ન હોત તો સાચે જ હું ભૂલો પડત!

વાતવાતમાં તેમણે કહ્યું કે હું બાજુના ગામે અફીણ લેવા જાઉં છું.

પૂ.શ્રી નીચે ઉતરતા હતા ત્યાં જ એક ભાઈ મળ્યા. આમ અત્યારે એકલા ક્યાંથી? પૂ.શ્રીએ કહ્યુંઃ મારી સાથેના ભાઈ અફીણ માટે ગયા છે. પેલી વ્યક્તિએ કહ્યુંઃ ઉતરતા હતા તો એકલા!

આ સાંભળી પૂ.શ્રીને કુતૂહલ થયું. અફીણવાળાની દુકાને જઈ પૂછ્યું કે કોઈ અફીણ લેવા હમણાં આવ્યું હતું? પેલાએ કહ્યુંઃ ચાર-પાંચ દિવસથી અહીં કોઈ અફીણ લેવા આવ્યું જ નથી!

પૂ.શ્રીએ કહ્યું કે હું ધર્મશાળામાં ઉતરવાનો છું. કોઈ અફીણ લેવા આવે તેને ત્યાં મોકલજો!

પૂ.શ્રી કહે કોઈ હોય તો આવેને! (મુ. મોદીકાકાએ આવો જ પ્રસંગ 'નારેશ્વરનો નાથ' (પૃ. ૧૬૯-૧૭૦)માં આલેખેલો છે.)

## પૂ.શ્રીનો વિનોદ

અહીં સિદ્ધનાથ મહાદેવના મંદિરમાં અશ્વત્થામા અવારનવાર આવે છે એવી વાયકા હતી. પૂ.શ્રીને દર ચોથે દિવસે તાવ આવતો. પૂ.શ્રી તાવ આવે ત્યારે કહેઃ અશ્વત્થામા આવ્યા!! તાવ ઉતરે ત્યારે કહે કે મારી સાથે વાતો કરી હમણાં જ ગયા!

એ પછી તો અશ્વત્થામા શબ્દ તાવનો જ પર્યાય બની ગયો!

એવું જ મુ. ચતુરફોઈએ શિંગોડાના લોટની કોઈ વાનગી બનાવી પીરસી. તેનું નામ પૂ.શ્રીએ સિદ્ધનાથીયું પાડ્યું. એ જ રીતે રાયતા જેવી એક વાનગીનું નામ પણ સિદ્ધનાથીયું પડ્યું.

પૂ.શ્રીએ એક વખત કહ્યુંઃ શૂલપાણની ઝાડીમાં મેં ઘાસની પથારી તથા તરતની દાતણ કરેલી ચીરીઓ જોઈ છે.

પણ એ ઓચિંતું બને. જાણીને જોવા જાવ તો કંઈ મળે નહિ. એ માટે પરમાત્માની દયા જોઈએ.

## તાવની ઘરવાળી

સિદ્ધનાથમાં એમને ચોથીયો તાવ આવે. ટાઢ પણ વાય. પૂ.શ્રી ફક્ત ચાદર ઓઢી પડી રહે. છતાં વિનોદ તો ન જ જાય!

એ કહે કે તાવને આવવું હોય તો આવે. આપણે ત્યાં કોઈ મહેમાન આવે તો તેને કાઢી થોડો મૂકાય છે? એને જવું હોય ત્યારે ભલે જાય. પણ એની આગતાસ્વાગતા નહીં થાય!

પછી એકદમ ઉમેર્યુંઃ તાવની ઘણિયાણી કોણ છે તે જાણો છો? અમે તો મૂગા રહ્યા. એટલે કહ્યુંઃ જુઓ હું કહુંઃ તાવની ઘણિયાણી ખાંસી! મેં આ બંનેને એક સાથે વારેઘડીયે આવતા જોઈને ખાંસીને પૂછેલુંઃ અરે ભાઈ! તમે બંને સાથે હરો છો, ફરો છો. તમારે કંઈ સગપણ? લોકો તો

ગમે તેવી વાતો કરશે. ત્યારે મને ખાંસીએ કહેલુંઃ બાપજી! એ તો મારો ઘરવાળો છે!

અમે તો ખૂબ હસ્યા એટલે પૂ.શ્રીએ કહ્યુંઃ હસો છો શું? આ કંઈ ફેંકતો નથી. આ તો એણીએ કહેલું તે અક્ષરશઃ કહું છું.

## ધર્મની સમજ

એક વકીલ આવ્યા હતા. તેમણે ધર્મ એટલે શું એવો પ્રશ્ન કર્યો. પૂ.શ્રીએ કહ્યું કે સમાજને છિન્નભિન્ન થતો અટકાવી ધારણ કરી રાખે તે ધર્મ.

પહેલાં આચાર અને વિચાર બંને રીતે ધર્મ પળાતો. અરબસ્તાનમાં પાણીની અછત. લોકો નહાતા નહીં. પણ પયગંબરે કહ્યું કે અઠવાડિયે એક વાર તો નહાવું.

હિન્દુસ્તાનમાં પાણી ખૂબ. ત્યાં વધુ વખત નહાવાનું જણાવ્યું છે.

પણ ધર્મ વગોવાય છે ઢોંગી લોકોને લીધે. ફક્ત બાહ્ય આચારને વળગી રહેવાથી કાંઈ વળે નહિ. આચાર ને વિચાર ઉભયને સ્થાન હોવું ઘટે.

એક સંન્યાસીને ભજિયાં બહુ ભાવે. ભજિયાં ખાતાં કહે જુઓ, બ્રહ્મ તો બધે જ વ્યાપક છે. આ ભજિયામાં પણ બ્રહ્મ છે. બ્રહ્મ સાથે તદાકાર થવા માટે ભજિયાં ખાઉં છું!

આ માટે જ સંન્યાસીઓ માટેનો નિયમ છે કે તેમણે દેવતાને અડકવું નહિ! દેવતા પાસે જાય જ નહિ તો પછી ભજિયાં, શીરો વગેરે બનાવે કેવી રીતે? મૂલે કુઠારઃ- મૂળમાં જ ઘા કર્યો છે!

## મતમતાંતર

મતમતાંતરની વાત નીકળતાં કહ્યુંઃ આ સિદ્ધનાથ મંદિરે અનેક રસ્તે અવાય. હવે જે વ્યક્તિ જે રસ્તે આવી હોય તેનું વર્ણન કરે અને તેથી રસ્તાનું વર્ણન જુદું જ આવે. અહીં સિદ્ધનાથ આવ્યા પછી એ જુદું પડે નહિ. મતભેદ થાય નહીં. વળી પોતાનો મત ઠસાવવાનો પ્રયત્ન કરે, વઢવા માંડે! આના મૂળમાં અજ્ઞાન જ છે.

કોઈ એક મકાનના જુદી જુદી દિશાએથી ફોટા લેવાય તો તે ભિન્ન જ આવે. આખું ફરીને જુએ તો જ ખ્યાલ આવે.

શૈવ વૈષ્ણવના ઝઘડા માટેની એક દંતકથા કહી. વિષ્ણુની મૂર્તિ માટે કંદોરો કરવાનો હતો. પણ સોની શૈવમાર્ગી હતો. તેણે કહ્યુંઃ હું ત્યાં ન આવું. તમો માપ લઈ આવો.

માપ આપ્યું પણ કંદોરો મૂર્તિને બેઠો નહિ. ફરી ફરી માપ લેવાય અને મૂર્તિને તે કંદોરો બેસે નહિ!

પછી સોની લોકોના કહેવાથી આંખે પાટા બાંધી મંદિરમાં ગયો. જ્યાં મૂર્તિની કેડ શોધવા જાય છે. ત્યાં જ શિવલિંગ! તેથી પાટા ખોલી તેણે કંદોરો પહેરાવ્યો!

## સહનશીલતા

પૂ.શ્રી રાજપીપળામાં ગયા હતા. બહુ લોકો જાણે નહિ. રાજરાજેશ્વરના મંદિરમાં નિવાસ. સ્વભાવ મુજબ ન બોલે કે ન ચાલે. નિજાનંદની મસ્તીમાં બેઠા હતા.

બે-ચાર જુવાનિયાનું ટોળું આવ્યું. મશ્કરી કરવા લાગ્યું. અવધૂત ઉપર એની કોઈ જ અસર નહીં. જુવાનોએ વધુ ખીજવવા કહ્યુંઃ અલ્યા, મૂંગો લાગે છે! તો અવધૂત ઉપર કંઈ જ અસર નહિ!!

ત્યાં એક જણે ટોર્ચનું લાઈટ ફેંક્યું. તરત જ અવધૂત ગજર્યા. એય, અહીં ટોર્ચ બોર્ચ નહીં ચાલે!

એટલામાં બધે જાણ થઈ ને બીજા આવ્યા અને એ ટોળકી સરકી ગઈ!

એક વાર પૂ.શ્રી પ્રવાસમાં હતાં. સેકન્ડ કલાસના ડબામાં ચઢ્યા. ત્યાં બેઠેલાઓનું મોઢું મચકોડાયું. પ્રથમ તો પેસવા જ ન દે. પણ ટીકીટ જોઈ એટલે છૂટકો નહિ.

પછી તો અંગ્રેજીમાં સાધુઓની કુથલી શરૂ થઈ. પૂ.શ્રી શાંત બેસી રહ્યા.

પછી આવ્યું વિસનગરનું સ્ટેશન. ભીડ થઈ. બધાંએ ગુલાબની સીઝન તે ગુલાબના હારો ચઢાવ્યા. ધૂન વગેરે થયાં.

ગાડી ઉપડ્યા પછી પેલાઓ કહે બાપજી! અમે આપને ઓળખ્યા નહીં. પૂ.શ્રીએ કહ્યુંઃ હજી મને ક્યાં ઓળખ્યો છે? તમોએ તો આ ગુલાબના ફૂલોને અને આ લોકોને ઓળખ્યા છે! પછી શાંતિથી એક વાક્ય અંગ્રેજીમાં ઉમેર્યું કે અંગ્રેજી બોલવા-સમજવાનો માત્ર તમારો એકલાનો જ ઈજારો નથી!

## શિવ-પાર્વતીની વાત

આજે કામવાળી આવી ન હતી. ચતુરફોઈ કહેઃ વાસણ અજવાળવાનાં બાકી છે. પૂ.શ્રી કહેઃ ગઈ કાલે શિવ પાર્વતીને પરણ્યા છે તે પાર્વતી અજવાળશે! (રોજ શિવપુરાણ વંચાતું તેમાં શિવનાં લગ્નની વાત આવી હતી.)

એ સાથે પૂ.શ્રીએ કહ્યુંઃ એક વખત પાર્વતીએ શિવજીને કહ્યું કે તમો ખેતી કરો. આ રોજ રોજ ભિક્ષા માગવી સારી નહીં! કુબેર તમારો મિત્ર છે તેની પાસેથી ધન લઈ જમીન ખરીદો. એક પોઠિયો તમારો તો છે; બીજો તમારા મિત્ર યમરાજનો પાડો લેજો. કાર્તિકસ્વામી હું જે રોટલા ઘડું તે આપી જશે. ગણેશજી ઢોરાં ચારશે. પણ તમો ખેતી કરો.

જ્યારે ખબર પડી કે આ તો પૂ.શ્રીએ ગોઠવી કાઢેલું છે તો અમારું હસવું તો માય નહિ!

પહેલાં પૂ.શ્રી ઘણા સાધુઓને મળતા. કંઈ રામ હોય તો સત્સંગ કરે, નહિ તો પાછા!

## વેષધારી

પૂ.શ્રી કહે ઘણા સાધુ તો વાતો મોટી મોટી કરે. બ્રહ્મની અને બ્રહ્મજ્ઞાનની! પણ અંદર કંઈ મળે નહિ. એક સ્વામીને મળવા ગયો ત્યારે તે નહાયા વિના ચા પીતા હતા. ત્યાં જ એક સ્ત્રી આવી. કહેવા લાગી કે સ્વામીજી! કેમ આજે મને મૂકીને ચા પીવા લાગ્યા? પછી થોડી વાર પછી કહેઃ સ્વામીજી! તમારા સુથાર પાસે મારો ખાટલો સમો કરાવી આપોને! તમારા દરજી પાસે મારા કબજા સીવડાવી દોને!

બીજા એક સ્વામીની વાત કરતાં કહ્યું કે તેમને ફોટો પડાવવાનું મન થયું હતું. પૂ.શ્રીની પધરામણી વખતે ફોટો લેવડાવવાનો હતો. તેથી તેઓ ત્યાં આવ્યા. પૂ.શ્રીએ તો હા પાડી પણ લેનારા એમ માને કે? એમને કહ્યું કે સ્ટેશન પર બીજો લેવાનો છે! સ્વામીજી સ્ટેશન સુધી દોડેલા!! પૂ.શ્રી આ કહેતાં ખૂબ હસ્યા. અમો પણ.

## યમનિયમના આગ્રહી

પૂ.શ્રી કોઈ ગૃહસ્થને ત્યાં મુકામ કરતા નથી. ઘણું ખરું ગામ બહાર મહાદેવમાં કે ઝૂંપડીમાં મુકામ કરે છે. તે વિષે કહેતાં બોલ્યા કે એક વખત હું એક ગામમાં ગયો હતો. એક રાત એક જણને ઘેર રહેવાનું હતું ત્યાં જમતી વખતે એક ડૉક્ટર- ઘરધણીના મિત્ર- બૂટ સાથે આવી ચઢ્યા. પૂ.શ્રીને આ ગમ્યું નહિ. રાતોરાત મુકામ બદલી નાંખ્યો.

મળ્યા ત્યારે કહ્યુંઃ તમારા ઘરમાં આચાર વિચાર દેખાયો નહિ! આને તમો આ રીતે આવવા દેતા હશો તો જ એ આ રીતે આવેને? પૂ.શ્રી યમનિયમના આગ્રહી હતા.

## ભવિષ્ય વિશે

ભાવિ વિશે વાત નીકળતાં પૂ.શ્રી કહેઃ કેટલાંય જન્મોનાં કર્મ હોય છે. ભાવિમાં પણ કર્મનો જ નિયમ કામ કરે છે. છતાં આપણે પૂર્વજન્મ જાણતા નથી તેથી તેને Destiny- નસીબ- કહીએ છીએ. આથી પુરુષાર્થ તો કરવો જ રહ્યો. ખાડો ખોદીએ પણ અંદર કંઈ દાટેલું જ ન હોય અથવા અંદર દાટેલું હોય પણ ખોદીયે જ નહિ તો કંઈ પણ પરિણામ આવતું નથી. તે રીતે ભાવિ અને પુરુષાર્થનું છે.

## ગીતા

ગીતા વિશે વાત નીકળતાં બોલ્યાઃ ગીતા એ તો મહાસાગર છે. એમાં મીઠું ખોળિયે તો તે મળે, છીપોલી શોધો તો તે મળે અને રત્નો ખોળિએ તો તે પણ મળે. એમાંથી સૌએ સૌની બુદ્ધિ અનુસાર કાઢ્યું છે- હજીયે બધા કાઢતા જાય છે. જેમ લંકાનો સમુદ્ર વાનર એક-બે ઠેકડે કૂદી ગયા પણ

એની ઊંડાઈ માપી ન શક્યા; તેમ ગીતારૂપી સાગરનો પાર હજી સુધી પામી શક્યા નથી.

પૂ.શ્રી પહેલાં એક અઠવાડિક પણ ચલાવતા. લેખો લખતા. પણ પહેલેથી જ એમની વૃત્તિ અવધૂતી. તેઓ કહેઃ- હું ભાષણ કરું, લેખો લખું, દેશસેવાનાં કાર્યો કરું છતાંયે શાંતિ જેવું કંઈ લાગે નહિ!

## બધું અજમાવી જોયું છે!

કાકાસાહેબ કાલેલકર મારફત એક કોટ્યાધીશને ત્યાંનું ટ્યુશન મળ્યું. બધા તો ખુશ થઈ ગયા. ઘણા ભાગ્યવાન! પણ હું તો ના પાડી આવતો રહ્યો. અવધૂતનું ભાગ્ય એવું હતું કે તે આવો કોટ્યાધીશોનો ય પતિ થઈ બેઠો છે! ક્યારેય જૂની ઓળખાણ તાજી કરી તેમણે તેમની પાસે કશાયની યાચના કરી નથી. અવધૂત નિજાનંદે મસ્ત છે!

આ બધું હું ક્યાં ને કોને કહેવા બેસું? આ તો તમને છોકરા જેવા માની કહીયે. લોકોને જે બબડવું હોય તે બબડે. બાકી બધું જો જાણેને તો ખબર પડે કે આ 'અશક્તિમાન્ ભવેત્ સાધુઃ' (શક્તિ નથી તેથી સાધુ થયા) એવો નથી! બધું અજમાવી જોયું છે. વૃત્તિ વહેલી મરી ગઈ અને હું અવધૂત થઈ બેઠો!

## દુઃખની શોધ

પરિક્રમા વખતે બધા સાથેના સાધુઓ પોતપોતાનું દુઃખ રડે છતાં પૂ.શ્રી કંઈ ન કહે. ત્યારે પેલા પૂછેઃ- તમે કેમ સાધુ થયા? જવાબમાં પૂ.શ્રી કહેઃ તમો બધા સુખની શોધમાં નીકળ્યા છો. હું દુઃખની શોધમાં નીકળ્યો છું. પણ મને ક્યાંય દુઃખ દેખાતું નથી. બધે જ સુખ, સુખ અને સુખ જ દેખાય છે!

## મંત્રવિદ્યા

એક દિવસ ઓલપાડના દાકતર આવ્યા અને માંત્રિક વિદ્યા જેવું કંઈ છે ખરું? એવો પ્રશ્ન કર્યો.

પૂ.શ્રીએ કહ્યુંઃ હા, કંઈક છે ખરૂં; હતું ખરૂં પણ દરેક બાબતમાં એવું જ હોય છે એ ખોટું છે. હિસ્ટીરીયાના બધા જ કેસીસમાં આમ માને છે તે ખોટો વહેમ છે. જો કે હાલ માંત્રિક બહુ ઓછા છે. છતાં તેનું અસ્તિત્ત્વ હતું અને માનવું પડે તેમ હતું.

દક્ષિણમાં એક બાઈને ફીટ જેવું આવે. પછી મોંઢામાંથી ઢેખાળા, ટાંકણીઓ વગેરે નીકળે. બાઈ બહુ પીડાય.

આ વાત પ્રથમ તો પૂ.શ્રીએ માનેલી નહીં. પણ પછી જ્યારે જઈને જોયું ત્યારે ખાતરી થઈ. પછી એક જાણકાર પાસે ઈલાજ કરાવ્યો. તેણે લીંબુમાં X કાપ મૂકી મંત્ર ભણી ઉમરામાં દટાવ્યું અને કહ્યું લીંબુ જેમ જેમ સૂકાશે તેમ તેમ મટશે. પણ સામો પક્ષ ઉપાડી ન જાય માટે ચોવીસ કલાક જાગતા રહેજો. આમ તેણીને મટ્યું.

પણ હવે આવું જૂજ બને છે. જો કે પવિત્ર માણસો ઉપર આ મંત્રો ચાલતા નથી ને તે માણસને તેઓ પણ દુઃખ દઈ શકતા નથી.

## સંસ્મરણ

પૂ.શ્રીએ જૂનાં સંસ્મરણો કહેતાં કહ્યું કે એક વખત એક કોટ્યાધિપતિને ત્યાંથી મને બોલાવવા કોઈ આવ્યું. તેમણે કહ્યું કે પુણ્યશાળી જીવાત્મા કોણ જાણે કેમ બહુ પીડાય છે. મરે તો સારું એમ સૌ ઈચ્છતા હતા. પૂ.શ્રીનાં દર્શને કરી પુણ્ય વધતાં પ્રાણ છૂટે એ આશાએ મને મુંબઈ લઈ જવા માગતા હતા. મેં તો વિનોદ કર્યો કે મને એ બિચારા માણસને મારવા માટે લઈ જવો છે?

પણ મનમાં થયું કે એ રીતે મારાથી કોઈનું દુઃખ દૂર થતું હોય તો સારું! મારી તબિયત નાદુરસ્ત તોય હું તેમની સાથે ગયો!

તે પહેલાં કેટલાય જોષી, માંત્રિકો વગેરે પૈસા પડાવી ગયા હતા. એકે તો કહ્યું હતુંઃ આ એકવીસ વર્ષ જીવશે! મહારાજશ્રીએ કહ્યુંઃ કંઈ થાય નહીં. થોડા વખતમાં મરી જશે!

પણ બારણે નીકળ્યા તો થઈ ગમ્મત. એક જણ આવી મને કહેઃ બાપજી! મારે ત્યાંનું લગન વીતે પછી મરે એમ કરજો!

પૂ.શ્રી તો ખૂબ હસ્યા અને કહ્યુંઃ અરે! ભગવાન તે મારો કંઈ નોકર છે કે મારા કહ્યામાં ચાલે?

પણ પછી તો બધું પતી ગયા પછી તેનું મૃત્યુ થયું.

આ વાત કહી તેમણે ઉમેર્યુંઃ ભગવાન મારો પાંસરો છે નહિ તો આવા કેટલાયે આવે છે!

## વાસના

ડૉક્ટરે પૂછ્યુંઃ આમ કેમ હશે? કોઈ વાસનામાં જીવ રહેતો હશે? બાપજીએ કહ્યુંઃ હા. નહિ તો બીજું શું? અને ઉમેર્યું કે વાત એવી પણ નથી કે મૂલ્યવાન વસ્તુમાં જ વાસના રહે; તદ્દન નાની ક્ષુલ્લક ચીજમાં પણ રહે છે. દૃષ્ટાંતરૂપ એક વાત કહી.

એક છોકરી બહુ પીડાય. એ લોકોને કોઈએ નારિયેળ અને દીવો કરવા કહેલું. પણ મટે નહિ. વાત આવી પૂ.શ્રી પાસે. એમણે નારિયેળ અને દીવો ફેંકી દેવા કહ્યું. પણ પેલા લોકોએ નારિયેળ ફેંકી દીધું પણ દીવાનું કોડિયું ફેંકી દેતાં જીવ ચાલ્યો નહિ. તેથી તે ગયું નહિ.

પાછી વાત પૂ.શ્રી પાસે આવી. તેમણે તપાસ કરી તો પિશાચે કહ્યુંઃ મારું કોડિયું બાકી છે! પછી કોડિયું ફેંકી દેતાં ગયું!

## આકડિયા દેવ

પૂ.શ્રીનો દીવેરના ભાઠામાં મુકામ. ત્યાં એક આકડો હતો. તેને પૂ.શ્રીએ આંકડિયા દેવ એવું નામ આપ્યું અને કહ્યુંઃ હું બધે ફર્યો પણ આ દેવ જેવા દેવ નહિ! કહી એમણે જ બાધા રાખીઃ હે આકડિયા દેવ! દસ્ત જો સાફ આવશે તો અભિષેક કરીશ!

પછી તો ચાલ્યું બાધા પ્રકરણ! કોઈ અભિષેકની બાધા રાખે તો કોઈ દૂર્વા ચઢાવવાની. મનકામના પૂર્ણ કરવા, વસ્તુ ખોવાઈ જાય તો તે મેળવવા બાધા રખાય અને તે ફળે પણ ખરી!

બધા આ માને પણ એક ચતુરભાઈ પટેલ ન માને! એ કહેઃ જડવાનું હોય ને જડે. પૂ.શ્રી કહેઃ ચતુરભાઈ! આ દેવને ન માનો તે કેમ ચાલે?

એક દિવસ એવું બન્યું કે બે તપેલાં જડતાં ન હતાં. પૂ.શ્રી કહેઃ આકડિયા દેવની બાધા રાખો! ખૂબ તપાસ કરી છતાં ન મળ્યા એટલે એમણે બાધા રાખી. બીજે દિવસે એ તપેલાં જડ્યાં.

પૂ.શ્રીનો મુકામ ઊઠ્યો. પછી કોઈ એ દેવ તરફ જોતું નહિ. પૂ.શ્રી કહેઃ ગુજરાતમાં પરંપરાની જાળવણી નથી. ગુજરાતીઓ આરંભે શૂરા! એ આકડિયા દેવની પછી કોઈએ સંભાળ રાખી નહિ અને કાળે કરીને બધું બંધ થઈ ગયું!

## પિશાચક દત્ત

પૂ.શ્રીનો મુકામ રણાપુરમાં. ત્યાં શ્રી પ્રભાશંકરભાઈ ગોરે પૂછ્યુંઃ બાપજી! બાલોન્મત્તપિશાચક દત્ત- એમાં બાલ અને ઉન્મત્ત તો સમજાય છે પણ પિશાચક દત્ત કેવા હોય!

પૂ.શ્રીએ કહ્યુંઃ કોક દિવસ બતાવીશું.

થોડા દિવસ ગયા અને બાપજીએ એકાએક બોલવા માંડ્યુંઃ ઉંહ, મારે છે. વગેરે ચેષ્ટાઓ કરવા માંડી. ઘરમાં બધાં જ ગભરાઈ ગયાં. જરૂર બાપજી બધાનાં ભૂતાં કાઢે છે તે એકાદ એમને વળગી ગયું! પ્રભાશંકરભાઈ માત્ર શાંતિથી જોતા રહ્યાં!

ધીરે ધીરે બધું શાંત થયું. પછી પૂ.શ્રી બોલ્યાઃ જોયું, ગયું! પિશાચક દત્ત જોયા?

## બ્રહ્મજ્ઞાન

બ્રહ્મજ્ઞાનને બહાને ચરી ખાતા સાધુઓ પ્રત્યે પૂ.શ્રી ખૂબ હસે છે! બ્રહ્મજ્ઞાન થયું તો પછી આ બધાં માન-અપમાન, અહંકાર, ખાવાની વૃત્તિ વગેરે ક્યાંથી આવે છે? બધું બ્રહ્મમય જોતા હો તો અમુક જાતની ભિક્ષા, અમુક સાથે બેસી ન ખવાય વગેરે કેમ? વળી આ 'કથો' (કથા) કરવાનું કેમ સૂઝે છે? બધું જ બ્રહ્મ છે તો આ કોને સંભળાવો છો? એક સાધુને તો કઢી ખાવાનું વારે ઘડીએ મન થાય? બાપજી કહેઃ થાય, કેમ ન થાય? એવાઓને તો કડવો લીમડો ખૂબ નાંખી ઉકાળેલી કઢી આપવી. પછી જો ગમ્મત!

'મયા સંન્યસ્તમ્'- 'મેં છોડી દીધું'- બોલવાનું જ ને? એકાદ કલાક કથા કરી તેમાં બધું જ આવી ગયું?

## અવધૂતી નિયમ

પૂ.શ્રી એક ગામ ગયા હતા. ત્યાં ગુરુપૂર્ણિમાને દિવસે જેને ઘેર ઉતરેલા તેને ખીચડી કરવા કહેલું. પેલાએ પૂ.શ્રીને ભાવપૂર્વક ખીચડી ઉપરાંત રસપૂરી પણ પીરસ્યાં. અવધૂતે એ જોઈ ખાધું જ નહિ! પૂ.શ્રી કહેઃ અવધૂતને આવી શિથિલતા ચાલે નહિ! એનો એક નિયમ તૂટે, બીજો તૂટે એમ ચાલ્યા જ કરે!

આ વાત ચતુરફોઈને સાંજે પૂ.શ્રી કંઈ લેશે નહિ એવું કહ્યા છતાં ફોઈ જયારે કંઈ લાવ્યા ત્યારે તેમણે કહી અને કંઈ જ લીધું નહિ.

ઔષધ બાબતમાં પણ એવો જ નિયમ! બધા કહે પણ ઔષધ ન લે. પૂ.શ્રી કહેઃ દવા તો લઈએ. પણ પછી સહેજ છીંક આવે તો ય મને દવા યાદ આવે! પછી એ દવાથી ન મટે તો બીજી દવા. એક ડૉક્ટરથી ન મટે તો બીજો ડૉક્ટર! ભગવાનનું સ્મરણ કરવાનું કે ઔષધનું? એ કરતાં ન લેવી સારી.

વળી ભગવાનને જો આ દેહને કામ કરાવવું હશે તો તે મટાડશે અને નહિ મટાડવું હોય તો મારે આગ્રહ રાખીને ય શું કામ છે? એની આજ્ઞા એ આજ્ઞા. એ પરમાત્માને ખોળે માથું મૂકીને પડેલા મસ્ત, હઠીલા અને કડક વર્તતા. સાચા અવધૂત વેરાગીઓને 'પોલીટીક્સ'માં ભાગ લેવા બાબત પણ એવું જ. તેને તમારા હાથનું રમકડું બનાવવા માગો તે માને ખરો?

## પ્રસિદ્ધિવિમુખ છતાં પ્રસિદ્ધ

પૂ.શ્રી જ્યાં જાય છે ત્યાં તેમની પાછળ માણસો જાય છે. ખૂણેખાંચરે સંતાય તોય ત્યાં પણ ખૂબ માણસો આવે છે. ઘણી વાર તેઓ કહે છે કે આનાથી તો હું કંટાળ્યો! જાણે મારે બીજો ધંધો જ ન હોય! સૌ કોઈ પોતપોતાની કથા લઈને આવે છે.

વળી શ્રદ્ધા તો મટે ત્યાં સુધી જ. કંઈ કર્મ કરવું નહિ! ફૂંક મારીને મટાડી દો! તોય કડકાઈ છે એટલે થોડા સીધા રહે છે!

અહીં સિદ્ધનાથમાં પણ કોઈને ખબર આપ્યા વિના આવ્યા છતાં કોઈને કોઈ નારેશ્વરનું નામ જાણે છે અને ખબર પડે આવે છે. નારેશ્વર તો સર્વવ્યાપી છે. ખૂણામાં પણ બાવની ગાતો એકાદ તો હોય.

પોતે ઉભરાટમાં રહ્યા હતા. ત્યાં પણ એક કુટુંબ એવું નીકળ્યું કે જેમાં સ્ત્રીએ દર્શન કર્યાં હતા; પુરુષ ફોટાથી જ ઓળખતો હતો. કોઈ તો વળી ફક્ત ફોટો જ રાખી જોયા ન હોય છતાં પૂજા કરતો હોય અને પૂ.શ્રીને જોઈ ઓળખી 'ગુરુદેવ દત્ત'ની બૂમ પાડે! આમ પૂ.શ્રી જેમ જેમ વધુ દૂર થવા મથે છે તેમ તેમ લોકો વધુ ને વધુ પાસે આવે છે. પૂ.શ્રીને લાગે છે કે આમ તો સ્થાનમાં શિથિલતા આવી જશે. માટે કંઈક કડક પગલાંની જરૂર છે!

લોકો ગમે તેટલું કરે પણ માગવાના આખરે વિષ્ઠાનાં પોટલાં જ. જે કરે તે દુઃખના માર્યા સ્વાર્થવૃત્તિથી જ કરે. આથી પૂર્ણ શ્રદ્ધા તો હોય નહીં. વળી કાંઈ થાય તો કહેઃ થવાનું હતું ને થયું. આમ વ્રત, જપ બતાવ્યું હોય તે મૂકી દે. મટ્યા પછી પૂછે છે જ કોણ? સૌ કોઈ દુઃખ રડતું આવે, ભજે, છોડી દે! આથી પરમાત્મા તે શું કરે?

## ભૂત-પ્રેત

એક દિવસ ભૂતપ્રેતની વાત નીકળી. પૂ.શ્રી કહેઃ એ યોનિ જેવું છે ખરું. હા, મેં એને જોયું નથી. અમારી વચ્ચે આવે છે પણ સ્હામે મોંઢે ઊભું રહી શકતું નથી.

એ તો વાતાવરણ ઉપર આધાર રાખે છે. એમનો અવધૂતી દંડો જુએ અને ભાગી જાય! નારેશ્વરના કંપાઉન્ડમાં આવે, ધૂણે ને બૂમો પાડે. સામું જોતાં જ ફફડી ઊઠે. ધૂન સાંભળતાં જ ધૂણે. જેવી જેવી પવિત્રતા હોય, શુદ્ધતા હોય તેવું તેવું એ કંપે.

એમણે નર્મદા પરિક્રમામાં હતા ત્યારની એક વાત કરી. અધવચ ક્યાંય મંદિરમાં રાત કાઢવા સૂતા હતા. ત્યાં થોડી થોડી વારે બાજુમાં કૂવામાં કોઈ ભૂસકો મારે અને પાછું શાંત થાય. બે-ત્રણ વખત ઊંઘમાં ખલેલ પડી.

પૂ.શ્રીએ ધ્યાન લગાવ્યું અને પૂછ્યુંઃ કોણ છે તું? કેમ હેરાન કરે છે? વાતો કરવી હોય તો આવ. હું બેસીશ. પણ હું થાક્યો છું તો સૂવા દે. ગરબડ

ન કર અને બ્હીવડાવવાનું પ્રયત્ન કરીશ તો તે અવધૂત પાસે નહીં ચાલે! પછી શાંત થઇ ગયું!

એવું જ એક વખત રસ્તામાં સામે કિશન લાઇટ દેખાઇ હતી. સૂઇ જાય ત્યારે પાસે આવતી દેખાય અને જાગીને જુએ તો દૂર હોય!

પૂ.શ્રીએ 'ગુરુદેવ દત્ત'ની બૂમો પાડી; જેથી કોઇ મનુષ્ય હોય તો સામે જવાબ આપે. પછી સવારે જોયું તો આસપાસ નાનાં નાનાં ગામડાં વિના કોઇ શહેર જ હતું નહીં.

## નિરાકાર-સાકાર

એક દિવસ નિરાકાર-સાકારની વાત નીકળી. બ્રહ્મ નિરાકાર ખરો પણ સાકાર થાય તો જ જણાય. કોઈ પણ તત્ત્વ પ્રથમ નિરાકાર હોય પછી જ સાકાર બને અને સાકાર બને તો જ અનુભવાય છે.

અગ્નિ દરેક લાકડામાં રહેલો છે પણ એ તો ચેતે ત્યારે જ દેખાય અને કામ આવે. અમથાં લાકડાં મૂક્યાં હોય તેથી કાંઈ ન વળે!

તેમ પરમેશ્વર નિરાકાર ખરો પણ મનુષ્ય સાકારને લીધે અનુભવી શકે, માટે તે સાકાર થાય છે. જેમ વિચાર એ વિચારાવસ્થામાં ઓળખાતો નથી પણ શબ્દાકારે જ ઓળખાય છે.

ઈશ્વરનું સાકાર-નિરાકારનું પણ એવું જ છે. પછી જુદી જુદી મતિવાળા લોકોએ એક ન ફાવ્યો એટલે બીજો અને બીજો ન ફાવ્યો એટલે ત્રીજો એમ ભિન્ન ભિન્ન મતો સ્થાપ્યા. પરંતુ તત્ત્વતઃ બધું એક જ છે.

દાખલો આપતાં કહ્યું કે આ ઘરના જુદી જુદી બાજુએથી ફોટા લેવામાં આવે તો જેણે આખું ઘર ફરીને જોયું નથી તેને તો દરેક ફોટો ભિન્ન ઘરનો જ લાગે. તેમ ભિન્ન મતોનું છે. જેઓએ એક જ ઈશ્વરને ચારે બાજુએથી જોયો છે તેને કાંઈ નવું નથી લાગતું. સર્વ એક જ લાગે છે.

## કથાવાર્તા

પૂ.શ્રીનો મુકામ રાજપીપળામાં પ્રાગજી મિસ્ત્રીની વાડીમાં હતો. ત્યાં શ્રી સંગ્રામસિંહ મળવા આવ્યા હતા. તેમણે મને પ્રશ્ન કર્યો કે તમો અહીં આવીને બેસી જ રહો છો. કંઈ કહેતા નથી. એમ કેમ?

પૂ.શ્રીએ જવાબ આપ્યોઃ જો કહેવાથી જ્ઞાન મળતું હોય તો કથા કહેનારા ઘણા છે. જો હું અજ્ઞાની હોઉં તો કહેવાનો મને અધિકાર જ નથી. જ્ઞાની હોઉં તો કોને કહું? જ્યાં બધું જ બ્રહ્મમય છે ત્યાં કોને શું કહેવાનું?

ત્યારે મેં બાપજીને પૂછ્યુંઃ બાપજી, તો બધાંને જ્ઞાન થાય શી રીતે?

પૂ.શ્રીએ કહ્યુંઃ એ તો એક બે વખત તમો સંત પાસે જાઓ એટલે પ્રશ્ન પૂછવાની વૃત્તિ થાય અને પૂછો એટલે જવાબ મળે. વળી વાયબ્રેશન્સ- મોજાંઓ- નીકળે એટલે પણ વૃત્તિ ફરે.

## લોકો કેમ આવે છે?

રાજપીપળામાં એક વકીલે પૂ.શ્રીને પ્રશ્ન કરેલો કે તમો કંઈ જ બોલતા નથી છતાં અહીં લોકો કેમ આવે છે?

પૂ.શ્રીએ કહ્યુંઃ હું તમને જ પૂછું કે તમો અહીં કેમ આવો છો? મેં તમને ચારથી પાંચ વાર તો જોયા જ છે. ત્યારે વકીલે જવાબ આપ્યો કે અહીંથી ઘેર જાઉં છું ત્યારે એમ થાય છે કે ત્યાં જાઉં તો સારું. પૂ.શ્રી કહે કે તમારો જવાબ એમાં જ છે.

A thing which you neither see nor understand, yet the existance of which you can not deny and rightly attracts you is divinity or God.

એવી ચીજ કે જેને તમો જોઈ નથી શકતા કે સમજી શકતા નથી, છતાં જેના અસ્તિત્ત્વનો ઈન્કાર કરી શકતા નથી અને તે તમને આકર્ષે છે તે દૈવીતત્ત્વ કે પરમ તત્ત્વ છે.

અને એ જ તમારું અને બધાના આકર્ષણનું કારણ છે.

## ડોસો લાજ રાખે છે.

ઈશ્વરભાઈ નંદલાલ અલમૌલા- પૂ.શ્રી પ્રત્યે અનન્ય શ્રદ્ધા. સહેજ પણ કંઈ થાય પૂ.શ્રી પર ગાંડાઘેલા પત્રો આવે. તેઓ મામલતદાર માટેની પરીક્ષામાં બેઠા હતા. પૂ.શ્રીએ કહ્યુંઃ મારો ડોસો છેને! એ ઊભો મારી પાછળ! તે મારી લાજ રાખે છે. પેલા ભાઈ મામલતદાર થઈ ગયા.

## ડાકોરમાં દર્શન

શ્રદ્ધા ઉપર વાત ચાલી. એક વખત પૂ.શ્રી ડાકોર ગયા હતા. દર્શન કરી આવી આશ્રમે મળવા ગયા. ગાંધીજીને વાત કરી. તેમણે પૂછ્યુંઃ ત્યાં ગંદકી બહુ છે નહિ? પૂ.શ્રીએ કહ્યુંઃ હું તો શ્રદ્ધાથી ડાકોરનાથનાં દર્શને ગયો હતો. ખૂબ ધરાઈને દર્શન કર્યા. હું ગંદકી જોવા નહોતો ગયો!

ગાંધીજીએ પૂછ્યુંઃ ત્યારે શું એ નકામું છે? પૂ.શ્રીએ ત્યારે કહેલુંઃ નકામું નથી પણ ડાકોરનાથનાં દર્શને જાઓ તો નકામું છે. તમો ગંદકીનું નિમિત્ત કરી બધું જોવા જાવ તો તે માટે ખાસ જાવ. પણ એક પંથ દો કાજ ન ચાલે! એમ કરતાં તમને ડાકોરનાથ ન મળે; ગંદકી જ મળે!

## દેહાસક્તિ

'અહં દેહો નાસ્તિ' એ ઉપર વાત નીકળતાં એમના એક વખતના વિદ્યાગુરુને મળેલા તેની વાત કરી. તેમણે પૂ.શ્રીને કહ્યુંઃ મને ઉપનિષદ, ભાષ્ય, પુરાણ બધું જ આવડે છે. ઉપરાંત ઉમેર્યુંઃ 'દેહો નાસ્તિ' વગેરે પણ જાણું છું.

પૂ.શ્રીએ પૂછ્યુંઃ બરાબર જાણો છો? તેમણે કહ્યુંઃ હા!

પૂ.શ્રીએ કહ્યું કે આવતી કાલે અડધું માથું, એની વિરુદ્ધ દિશાની મૂછ અને દાઢી મૂંડાવી નિશાળે જાઓ. ગુરુજી કહેઃ એવું તો ન જવાય. લોકો મારે! પૂ.શ્રીએ પૂછ્યુંઃ કોને? દેહ તો તમારો છે નહિ!!

દાદા ધૂનીવાળાની વાત કરતાં પૂ.શ્રીએ કહ્યુંઃ લોકોથી દૂર રહેવા તે જાતજાતનું વર્તન કરે- ગાંડું લાગે તેવું. ઘણી વાર તેમણે સ્ત્રીઓનાં લૂગડાં પણ ખેંચેલાં- પણ લોકો હટે નહિ. લોકોમાં પણ જાતજાતની વાતો ચાલે.

એક બાઈ સાથે તેઓ રહેતા. એ બાઈનું જ કહ્યું કરે! લોકો તોય હટે નહિ. ઊલટું પેલી બાઈને ધન મળવા માંડ્યું! બાઈને પરકો પડ્યો. એક દિવસ સંતે ઘેલા જેવું કર્યું. ધાન્યની ટોપલીઓમાં તાળાં ખોસ્યા કર્યાં. બીજે દિવસ જપ્તી આવી. પેલી બાઈને પકડી ગયા. સંત તો હસતા જ રહ્યા!

## જપ

એક દિવસ જપની વાત નીકળી. શ્વાસોચ્છ્વાસમાં સોઽહમ્ કે ૐ વણી લેવા વગેરે. પૂ.શ્રી કહે એ બધું તો ઠીક છે. મુખ્ય વાત છે ચિત્તની એકાગ્રતા કેળવવી. 'ઝઘડિયાના છ છ પૈસા' નો પછી દાખલો આપી કહ્યું કે શ્વાસમાં તો ગમે તેવું બોલીએ તો બોલાય. આમ પંથના નકામા ધતિંગ વિષે અણગમો  પ્રગટ કરી પૂ.શ્રી મૌન રહ્યા.

## શ્રદ્ધા

શ્રદ્ધા ઉપરની વાત નીકળતાં પૂ.શ્રીએ કાકાસાહેબનો દાખલો કહ્યો. કાકાસાહેબ નાના હતા ત્યારે ગોકર્ણ ગયા હતા. ત્યાં કહે છે કે ૧૦૮ ઘડા પાણી નદીમાંથી શિવલિંગ પર રેડીએ તો ૐ ૐ એવો અવાજ સંભળાય છે. કાકાસાહેબે ૧૦૮ ઘડા લાવી ચઢાવ્યા ને ૐ સંભળાયો.

પછી કોઈક ભાઈએ કહ્યું કે એ તો બીલીના પાન પર પડે તેથી એવું સંભળાય! કાકાસાહેબે બીજા દિવસે પાન હટાવી ઘડા રેડ્યા. ન સંભળાયું! તેથી તેઓ આ વાત દંતકથા ગણવા લાગ્યા.

પૂ.શ્રી સામે એ અંગે વાત થતાં પૂ.શ્રીએ કહ્યુંઃ કાકાસાહેબ, એ વહેમ કે દંતકથા નથી. પણ બીજી વખત જ્યારે તમે પાણી ચઢાવ્યું ત્યારે તમારી શ્રદ્ધામાં પહેલેથી કાણું પડી ગયું હતું; જ્યારે પહેલી વખતે પૂર્ણ શ્રદ્ધાથી તમોએ પાણીના ઘડા રેડ્યા હતા!

ઉપરના વાર્તાલાપો વખતે વચ્ચે સુવાક્ય આવતાં જે નીચે મુજબ છેઃ-

૧. નર્મદે હર, શિરોપુરી ધર, નહિ તો જાઉં ઘર.

- નર્મદા પરિક્રમાના સાથી શ્રી ભગવાનદાસને કહેલું.

૨. લલિતા ભૂતડી સાંભળ, લલિતા ભૂતડી સાંભળ,
ડંડો મારો ઉછળે માટે છાની મર.

- એક ચરોતરની પટેલ બાળા ગાંડી હોઈ બહુ બકવાદ કરતી. તેને આ ધૂન આપી હતી જે પછી ગાંડપણ જતું રહેલું.

૩. ખાય ખાય ભવસાગર તર હી, સોય સોય ભવપાર ઉતર હી.
   - સરખેજના શ્રી ચુનિભાઈની ખૂબ ઊંઘને ધ્યાનમાં લઈ બનાવી હતી. પછી ડૉ. રતિકાકાની દીકરી ભારતી વાંચતી ન હતી તેને મંત્રરૂપે વહેલી સવારના જપવાનું કહેલું. પાસ થવા માટે.
૪. ગુરુદેવ દત્ત, પ્રસાદ આપો ઝટ, ઘેર જાવું પટ.
   - બાળકોને બોલાવતા.
૫. દૂર હટો દૂર હટો એ ટોપીવાલો હિન્દુસ્તાન હમારા હૈ-
   - ડૉ. બિઘન શેઠ નાના હતા ત્યારે તેમને માટે ગીત લખેલું.
૬. દિવેર કથા કરતા ત્યારે વચમાં ગમ્મત કરી ગવડાવતાઃ
   - શ્રીમન્ નારાયણ નારાયણ નારાયણ
   કે ઘઉં વિળામણ, વિળામણ, વિળામણ
   કે લોટ દળામણ, દળામણ, દળામણ
   લાડુ બનાવણ, બનાવણ, બનાવણ. વગેરે.
   - અમો સિદ્ધનાથમાં ઘઉં વીણતા ત્યારે ફરી કહેલું.
૭. આ બધું ગાય કૂદે તે ખીલાના જોર પર હાં! એ તો ગુરુદેવ દત્તની કૃપા હોય ત્યારે પછી ગમે તેવું ચાલે. જા ભજન કરવા બેસ.
૮. સમજવું સહેલું છે, આચરવું જ અઘરું છે.
૯. સ્વાદ તો જીભમાં જ. તેમ ન હોય તો માંદગીમાં જીભ બગડે કે નથી ભાવતું તેનું કારણ શું?
૧૦. આજના જમાનામાં- ખાસ કરીને બ્રાહ્મણોમાં બીજશુદ્ધિ તો નથી જ; વળી આચારશુદ્ધિ એનાથીય- બગડતી ચાલી. તો પછી વિચાર પણ એવા જ આવે ને?
૧૧. જ્યોતિષ અનુમાન શાસ્ત્ર છે. જેટલે દરજ્જે જોશીનું ચિત્ત નિર્મળ તેટલે દરજ્જે એ સાચું પડે.
૧૨. ચા કોફી આદિ વ્યસનોની વાતમાં કહ્યું કે એથી થોડી વાર સ્ફૂર્તિ જેવું લાગે પણ કાળે કરીને જ્ઞાનતંતુઓ શિથિલ થઈ મરી જાય છે.
૧૩. વ્યસન એ મનને કારણે અને નવરાના ધંધા છે.
૧૪. પહેલા કરેલો પુરુષાર્થ જ પ્રારબ્ધમાં ભોગવવાનો છે એ સત્ય છે.

૧૫. ભગવાન બધે છે પણ હૃદય મનુષ્યની પાસેમાં પાસેની વસ્તુ છે એટલે એ સૌના હૃદયમાં છે એમ કહેલું છે.

૧૬. મન ઘડી ઘડીમાં ચંચળ થઈ પતનને માર્ગે લઈ જાય છે. વારે વારે જોયા જ કરવું જોઈએ કે એ ક્યાં ગયું, ક્યાં પડ્યું, નહિ તો બૂરી ઉપાધિ થાય છે.

૧૭. વિશ્વપ્રેમની વાતો કરવી અને તેમાં ન માનનારનો તિરસ્કાર કરવો એમાં વિશ્વબંધુત્વ ક્યાં આવ્યું?

(સિદ્ધનાથમાં રહ્યો ત્યારે લખેલી નોંધોના આધારે.)



# ➳ ૩. રંગ ચઢાયા ➳

## પોરની જયંતી

૪૮મી શ્રી રંગજયંતી પોરમાં ઉજવવામાં આવી. પારાયણો રાખેલાં. મારે રજાઓ હતી તેથી મને પણ એમાં જોડાવાનું સદ્ભાગ્ય મળેલું.

બળિયાદેવના મંદિરની પાછળ મોટો મંડપ બાંધ્યો હતો. ગામ લોકો મશ્કરી કરે કે આટલા મોટા મંડપમાં કોને બેસાડવાના છે!

પણ પછી એ મંડપ પણ નાનો પડ્યો!

એ વખતે વડોદરાના વિદ્યાભાસ્કર શ્રી મણિશંકર ઉપાદ્યાય પહેલવહેલા પિતાજીના આમંત્રણથી આવ્યા હતા. તેમણે સૌ પ્રથમ પૂ.શ્રીની પ્રશસ્તિ લખી, જેનો ભાવ હતોઃ આ પોરના લોકો ભાગ્યશાળી છે.

આ વખતે મુ.શ્રી જયંતીલાલ આચાર્ય વરણામામાં નોકરી કરતા. તે પૂ.શ્રીનાં દર્શને ગયા ત્યારે પૂ.શ્રીએ પૂછ્યુંઃ "કેમ આવી તબિયત કરી છે? પોરની જયંતી ઉપર નથી આવવાનું?"

શ્રી જયંતીભાઈએ કહ્યુંઃ મને બ્રોન્કાઈટીસ થયો છે! પૂ.શ્રીએ કહ્યુંઃ સોનાની વીંટી ખૂબ તપાવી પાણીમાં છમકારવી અને તે પાણી પી જવું.

શ્રી જયંતીભાઈનો બ્રોન્કાઈટીસ મટી ગયો! તેમણે પોરની જયંતીમાં રોજ વરણામાથી ચાલતા આવી કાર્ય કર્યું હતું. સાથે સોખડાવાળા શ્રી મગનભાઈ ભટ્ટ પણ આવતા.

## વડોદરામાં ૧૦૮ પારાયણ

પછી આવી ૫૦મી રંગજયતી. વડોદરામાં લહેરીપુરા નજીકના રામગલોલા મંદિરના મહંત શ્રી નારાયણદાસજી શ્રી વિષ્ણુપ્રસાદ શાસ્ત્રીજીના મિત્ર. એમના સંગથી પૂ.શ્રી તરફ આકર્ષાયા. એથી ૫૦મી શ્રી રંગજયંતી ઉપર શ્રીગુરુલીલામૃતનાં ૧૦૮ પારાયણો બ્રાહ્મણો દ્વારા કરાવવાનો શુભ સંકલ્પ લઈ પૂ.શ્રી પાસે ઉભય આવ્યા. પૂ.શ્રીને વાત કરી. પૂ.શ્રીએ કહ્યું કે તમો

રામભક્ત છો તો રામાયણનાં ૧૦૮ પારાયણો રાખો. હું આવીશ. પણ આ લોકો તો શ્રીગુરુલીલામૃતનાં પારાયણોનો નિશ્ચય કરી આવ્યા હતા તેથી છેવટે એ નક્કી થયાં. બ્રાહ્મણો, શિક્ષકો, ભણતા વિદ્યાર્થીઓ વગેરેને આમંત્રણો અપાઈ ગયાં.

મારે કોલેજનું વેકેશન હતું તેથી હું પણ જોડાયો.

પૂ.શ્રી નારેશ્વરથી પધાર્યા. વડોદરાના મોટા સ્ટેશનથી ભવ્ય શોભાયાત્રા નીકળી. બેન્ડવાજાં, બહેનોએ કળશ મસ્તક પર લઈ લીધાં. બેન્ડની પાછળ તે બધાં, પછી ૧૦૮ પારાયણાર્થીઓ, પછી પૂ.શ્રીની બગીની આગળ પુરુષો અને પાછળ બહેનો એમ ધૂન બોલતા બોલતા બધા નીકળ્યા. તે વખતે સંસ્કૃતમાં એક ધૂન નવી જ રચાઈ હતી. વન્દે દત્તનિરંજનમત્તં રંગં અવધૂતમ્. આ શોભાયાત્રામાં વડોદરાના અગ્રગણ્ય નાગરિકો, વિદ્વાનો વગેરે પણ જોડાયેલા. દર્શન માટે ખૂબ માણસો ઉમટ્યાં. સાત દિવસ અનેરો આનંદોત્સવ થયો.

બ્રાહ્મણોએ પારાયણ વખતે સવારના ફલાહાર કરવાનું જેમાં વિવિધ રીતે રોજ નવી નવી વાનગીઓ પીરસાતી. બ્રાહ્મણો પોતે જ અંદર અંદર વાતો કરતા કે ઘેર જઈશું ત્યારે આપણને ઘરનાં જ ઓળખી શકશે નહિ એવી સરસ તબિયત થઈ ગઈ હશે!

તે દિવસોમાં કડકડિત રેશનિંગ ચાલે! બ્રાહ્મણો જમતી વેળા શ્લોકની રમઝટ બોલાવે. અલબત્ત રામગલોલા મંદિર અંદરથી પણ વિશાળ તેથી બહાર અવાજ જાય નહીં.

જ્યાં પારાયણો થયાં ત્યાં પ્રતાપ મડઘાની પોળમાં પહેલા ખુલ્લી જગ્યા હતી. એ જગા ઉપર પછીથી નિશાળ થઈ. પૂ.શ્રીની પાદુકાજી એ મંદિરમાં છે. આજે પણ તેની પૂજા થાય છે. મહંતજી પછી તો નારેશ્વરના કાર્યક્રમોમાં ભાગ લેતા થયા. ત્ર્યંબકભાઈ વડોદરા હતા ત્યારે એ મંદિરની રૂમોમાં રહ્યા હતા.

## પૂ.શ્રીની અતિનિકટ છાયામાં

મારો એમ.એ.માં ઉપલો વર્ગ આવ્યો નહિ. પણ એ એક રીતે પ્રચ્છન્ન શુભ ફળ માટે હોય તેમ પછીથી લાગ્યું. કારણ કે મારે પીએચ.ડી. કરવું એવું

વિચારાયું. પીએચ.ડી.માં એક જ વિષય લઈ સંશોધન કરવાનું હોય છે અને તે યુનિવર્સિટીમાં રજૂ કરી ડીગ્રી મેળવવાની હોય છે.

મારો વિષય પસંદ કર્યોઃ "ભારતમાં દત્ત ઉપાસનાનો ઉદ્ભવ અને વિકાસ" (Origin and Development of Dattatreya-Worship in India). વડોદરા યુનિવર્સિટીમાં હોવાથી અંગ્રેજીમાં લખવાનું હતું. એ માટે માર્ગદર્શક તરીકે વડોદરાની સંશોધન સંસ્થા પ્રાચ્યવિદ્યા મંદિર (Oriental Institute)ના નિયામક પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ પાસે હું ગયો. તેમણે હા પાડી.

આ વિષયને કારણે પૂ.શ્રીના વધુ સાંનિધ્યમાં આવવાનું થયું.

## પૂ.શ્રી સાથે વાત

પૂ.શ્રીને મળતાં તેમણે કહ્યુંઃ ધીરુ, ભટ્ટસાહેબ જે વિષય આપે તે લઈ જલદી ડીગ્રી લઈ લે. આ વિષયમાં તને વાર લાગશે. મેં કહ્યુંઃ બાપજી! પણ આપણી ઉપાસના વિશે જાણવાનું મળશે ને! પૂ.શ્રીએ કહ્યુંઃ તે તું જાણે! કંટાળી જઈશ. મેં કહ્યુંઃ આપ છોને!

સાચે જ પૂ.શ્રીએ કહેલું તેવું જ થયું. બધાંને જે સમય લાગે તે કરતાં વધુ સમય મને થયો. કંટાળી પણ ગયો હતા. પણ પૂ.શ્રીની કૃપાથી એ બધું પાર પડ્યું!

જ્યારે ડીગ્રી મળ્યા પછી બાજવામાં પૂ.શ્રીની હાજરીમાં સન્માન હતું ત્યારે મુ. ભટ્ટસાહેબે કહ્યુંઃ હરિપ્રસાદનાં ધોતિયાં ઢીલાં થઈ ગયાં હતાં પણ અવધૂતજીની એના પર કૃપા તેથી તે તબક્કો પસાર થઈ ગયો!

## મરાઠી આવડી ગયું!

એક દિવસ હું નારેશ્વર ગયો. પૂ.શ્રીએ એક મરાઠી ચોપડી આપી કહ્યું કે આ વાંચી જજે. તને દત્તભક્તિ વિષે ઘણું મળશે. હું તો રૂમ પર જઈ વાંચવા બેઠો. કશું જ આવડે નહિ. સમજણ તો પડે જ નહિ! જાડી ચોપડી ને નાના નાના અક્ષરો!

સાંજે દર્શન ખૂલ્યા પછી પૂ.શ્રી પાસે જઈ કહ્યુંઃ બાપજી! આ તો મરાઠીમાં છે. મને સમજાતું નથી. પૂ.શ્રી કહે કે મરાઠી તો ગુજરાતી જેવું છે.

વાંચીશ તો સમજણ પડશે. પણ મારા મુખના ભાવ જોઈ તેમણે કહ્યુંઃ સારું, કાલે સવારે ચોપડી લઈને આવજે. તને બતાવીશ કે મરાઠી ગુજરાતી જેવું જ સહેલું છે!

હું બીજે દિવસે સવારે દર્શન ખૂલ્યા પછી ગયો. પૂ.શ્રીએ કહ્યુંઃ "લાવ, ચોપડી." મેં એમને ચોપડી આવતાં જ ખોલતાં જે પાન આવ્યું તે તેમણે વાંચવા માંડ્યું. એક વાક્ય મરાઠીમાં વાંચે અને તરત જ તેનું ગુજરાતી બોલે! લગભગ આખું પાન એ રીતે તેમણે વાંચ્યું. પછી બોલ્યાઃ આવું તો હું ક્યાં સુધી તારા માટે વાંચું? લે, જા. આવડી ગયું. કહી પુસ્તક એમના મસ્તકને અડાડી મને પાછું આપ્યું.

અને આશ્ચર્ય! મને તરત જ મરાઠી વાંચતાં, સમજતાં આવડી ગયું! પહેલાંના જમાનામાં ગુરુ શિષ્યને માથે વરદ હસ્ત મૂકે અને તે સર્વશાસ્ત્ર સંપન્ન થઈ જાય એવી વાતો વાંચી હતી. અહીં તો મારા માથા ઉપર હાથ મૂક્યા વિના મને મરાઠી શીખવી દીધું હતું! પુસ્તક પણ એમણે એમના મસ્તકને અડાડ્યું હતું!! આ અંગે પૂ.શ્રીએ જયપુરમાં શ્રી હરદત્તરાય શુક્લને ત્યાં મુકામ હતો ત્યારે એમણે કહેલુંઃ આપણે તો એને મરાઠી શીખવી જ દીધું! થીસીસનું વાંચતી વેળા અનેક મરાઠી ગ્રંથો મેં વાંચ્યા, સમજ્યો અને નોંધો પણ લીધી. એક વખત મુંબઈ હું લાગલગાટ ત્રણ દિવસ એક મુંબઈ મરાઠી ગ્રંથ સંગ્રહાલયમાં સવારે ૧૦થી સાંજે પાંચ સુધી વાંચતો રહ્યો અને નોંધો કરતો રહ્યો. તેના ગ્રંથપાલ પણ આશ્ચર્ય પામ્યા હતા તેવું મેં જોયું.

નારેશ્વર આવી પૂ.શ્રીને મેં કહ્યુંઃ બાપજી! આ વખતે મુંબઈમાં મેં મરાઠી ગ્રંથ સંગ્રહાલયમાં એક ચોપડી વાંચી, જેનું નામ "નિરંજન રઘુનાથાંચે ગ્રંથ" હતું. એમાં જે સંત નિરંજન રઘુનાથનું ચરિત્ર હતું તે બિલકુલ શ્રીગુરુલીલામૃતના પહેલા અધ્યાયમાં આવતા નિરંજનના ચરિત્રને આબેહૂબ મળતું આવતું હતું!

પૂ.શ્રીએ પાછળથી માનનીય શ્રી બી.જી. ખેરસાહેબને પત્ર લખી એ ચોપડી વાંચવા મંગાવી અને વાંચી ગયા હતા એમ મને જાણવા મળ્યું હતું!

પૂ.શ્રીએ મને મરાઠીનું જ્ઞાન માત્ર થીસીસ લખવાના સમય પૂરતું જ આપ્યું નહતું. પીએચ.ડી. થઈ ગયા પછી પણ એ શક્તિ કામ કરતી રહી છે.

પ.પૂ. સ્વામી મહારાજશ્રીના મરાઠી ગ્રંથોનું ગુજરાતી કરવાની શક્તિ પાછળ એઓશ્રીએ આપેલી અદશ્ય શક્તિ જ કામ કરી રહી છે એમાં જરાય શંકા નથી. એટલું જ નહિ એમણે મને ઓંવી છંદનું માપ શીખવ્યું હતું તે પણ પ.પૂ. સ્વામી મહારાજશ્રીના ઓંવીબદ્ધ ગ્રંથોના સમશ્લોકી અનુવાદમાં પણ કામ લાગે છે.

## અવધૂતી સ્પર્શ

હું થીસીસની તૈયારી કરતો હતો. જે જે હાથ લાગે તે તે પૂ.શ્રીને બતાવતો જતો હતો. એક દિવસ પૂ.શ્રી કહેવા લાગ્યાઃ થીસીસ લખવાની તૈયારી કરે છે પણ તારું શરીર તો જો! હું એક ધક્કો મારું તો પડી જાય તેવું છે! એમ કરી એક હળવો ધક્કો પણ માર્યો. હું પડી તો ન ગયો પણ મારું શરીર ત્યાર પછી વળવા માંડ્યું, સુધર્યું.

એક વખત શાંતિનિકુંજમાંથી નીકળતી વેળા હું થોડો આગળ ચાલતો હતો. ત્યાં જ પૂ.શ્રીએ મને પકડી લીધો. એમને પક્ષાઘાતનો હુમલો થયો હતો તેથી ચાલતાં આ વખતે લથડિયું આવ્યું અને તેમણે મને પકડીને પોતાનું ‘બેલેન્સ’ જાળવ્યું. પણ આ તો એક લીલા હતી. એમણે મારી તબિયતનું બેલેન્સ બરાબર છે કે નહિ તે આ સ્પર્શથી તપાસી લીધું હતું! અને તબિયતને સમતોલ કરી દીધી હતી!

## કૃપાસ્તોત્ર

આજ સમયમાં થીસીસનાં કેટલાંક લખેલાં પ્રકરણો હું વાંચતો. પૂ.શ્રીએ મને કહ્યુંઃ તારું અંગ્રેજી કંઈ સારું નથી. પૂ.શ્રીના સમયનું એમના જેવું અંગ્રેજી તો મારું ક્યાંથી હોય? મેં પૂ.શ્રીને વિનંતી કરીઃ આપ કોઈ સ્તોત્ર સૂચવો. હું પાઠ કરીશ.

એમણે મને “ગુર્વભિન્નગણેશસ્તુતિઃ” સૂચવ્યું. આખું સ્તોત્ર મારી સમક્ષ વાંચી અને તેના અર્થ પણ કહ્યા. આમ પણ એ ગુરુથી અભિન્ન એવી ગણેશની સ્તુતિ હતી. એટલે કે ગુરુની જ સ્તુતિ હતી. ગુરુ અને ગણેશની સ્તુતિએ કૃપા કરી. મારી થીસીસ લખાઈ ગઈ. પરીક્ષામાં સફળ પણ થઈ અને

વરસો પછી પૂ.ભાઈએ મને અને ડૉ. સુભાષભાઈ દવેને અવધૂતી આનંદનાં ભજનોનું અંગ્રેજી કરવાનું સોંપ્યું ત્યારે તે બધું કામ લાગ્યું. મુંબઈના શ્રી અનિલભાઈ શ્રોફે તથા ડૉ. દિલીપભાઈ ભટ્ટે તે છાપ્યાં. આજ પણ મારી રોજની પ્રાર્થનામાં એ સ્તુતિ છે. બીજું કંઈ ન થાય તો ભલે એ સ્તુતિ તો બોલવાની જ.

મારા માર્ગદર્શક મુ. ભટ્ટસાહેબની પણ એ ફરિયાદ હતી. તેઓ કહેતાઃ ભાઈ હરિપ્રસાદ! તારી પાસે 'મેટર' (લખવાની વાત) ઘણી છે. પણ તેને વ્યક્ત કરવાની ભાષા સુંદર નથી. મેં મનમાં કહેલુંઃ આ સ્તોત્ર કરતાં પહેલાંની મારી ભાષા આપે વાંચી હોત તો કદાચ મને આપે આપના વિદ્યાર્થી તરીકે સ્વીકાર્યો જ ન હોત!

## દત્તધામયાત્રા

થીસીસ લખાતી ગઈ. લગભગ પૂરી થવા આવી ત્યારે એવું વાતાવરણ સર્જાયું કે તમો દત્તાત્રેય ઉપર મહાનિબંધ લખો છો પણ દત્તધામયાત્રા તો કરી નથી! જઈ આવો તો થીસીસ કેવળ પુસ્તક આધારે ન રહે! વળી ભગવાન દત્તાત્રેયના આશીર્વાદ મળે એ નફામાં!

પણ સૂચન કરનારા તો કરે! જવું કેવી રીતે? ખર્ચ થાય તેનું શું? શિક્ષક જીવનયાત્રામાંથી જ ઊંચો ન આવે ત્યાં આવી યાત્રા કેવી રીતે કરે? ગૃહસ્થ થયા પછી પિતાજી પાસેથી દ્રવ્ય માગી તેમને ભારરૂપ બનવું વ્યાજબી નહિ!

એટલામાં ભગવાને- ગુરુમહારાજે કૃપા કરી. મારી સાથે જ મુ. ભટ્ટસાહેબના હાથ નીચે મત્સ્યપુરાણ ઉપર થીસીસ લખતા પ્રા. કાંટાવાળા સાથે વાતચીતમાં જાણવા મળ્યું કે આપણને તો યુનિવર્સિટીની મદદ મળે! મેં મુ. ભટ્ટસાહેબને વાત કરી. તેમણે કહ્યુંઃ માગો. અરજી કરો. તે વખતે ઓરિએન્ટલ ઈન્સ્ટિટ્યુટમાં હેડ ક્લાર્ક તરીકે રાજપીપળાના શ્રી ગજાનન પંડ્યાએ અરજીનો ડ્રાફ્ટ ઘડ્યો. પૂ. ભટ્ટસાહેબે એમાં ભલામણ લખી અને રૂા. ૨૫૦/- મંજૂર થયા. હું તો અરજી કરી મારા કાકાસસરા પ્રા. સી. એચ. સુર અને તેમના કુટુંબ સાથે યાત્રાએ નીકળી ગયો હતો. મંજૂરીની ખબર મને યાત્રામાં મળી!

મને શ્રી વસુકાકાએ એ ખબર આપી હતી.

આ પૈસા મંજૂર થયા તેનો અર્થ પૂ.શ્રીએ એવો કર્યો હતો કે હવે ડીગ્રી મળી જશે. જો તેમ ન હોય તો ભટ્ટસાહેબ આ ગ્રાન્ટ મંજૂર કરાવે જ નહિ. મને તો એમાં પૂ.શ્રીની કૃપાનાં જ દર્શન થયાં. તે પ્રત્યેક ક્ષણે મારા તરફ ધ્યાન આપતા હતા! ગ્રાન્ટ મંજૂર થઈ તેનો અર્થ પણ કરતા હતા!

## યાત્રાના અનુભવો

આ યાત્રામાં પૂ.શ્રીની કૃપાનાં તથા ભગવાન દત્તાત્રેય હાજરાહજૂર છે તેના કેટલાક અનુભવો થયા. અમો શ્રીપાદશ્રીવલ્લભની જયંતી- ગુરુદ્વાદશી ઉપર કુરવપુર પહોંચાય તો સારું એમ માની અમે તે રીતે મુસાફરી ગોઠવી. પૂ.શ્રી રાયચુર નહીં પણ કૃષ્ણાના સ્ટેશને ઉતર્યા હતા તે યાદ કરી ત્યાં ઉતર્યા.

ચોમાસાના દિવસો. બધે જ રસ્તા બગડી ગયા હતા. અમો પાંચ જણ હતા. ગાડું કર્યું. ગમ્મત એવી તે ગાડાવાળો અમારી ભાષા ન જાણે અને અમો ગાડાવાળાની! ગાડાવાળો ભૂલો પડ્યો. વળી વરસાદને કારણે રસ્તા તૂટી ગયા હતા. ગાડાવાળો અમારી પાસેથી બેટરી લઈ આગળ જાય, રસ્તો જોઈ આવે. પછી આગળ વધે. અંધારી રાત. અમો સૌ ગભરાયા.

ત્યાં જ અમો સૌએ ગાડાની નીચે પ્રકાશ ચાલતો જોયો. સૌને એ દેખાય તેથી બધાંનો ગભરાટ ગયો. તે વખતે રસ્તે તો કોઈ બોલ્યું નહીં. પાછળથી બધાંએ પરસ્પર કહ્યું.

અમો કિનારે પહોંચ્યા. પણ કૃષ્ણા નદી બે કાંઠે વહેતી હતી. ઉતરવા માટે હોડી નહીં પણ તરાપા જેવું સાધન! અમારા વડીલ પ્રા. સુરસાહેબે એ રીતે જવાની ના પાડી. અમો કિનારે આવેલા કુરવપુર ન જઈ શક્યા. કુરવપુરમાં ચાલતાં ભજનો અમને સંભળાતાં હતાં.

## એ જ અનુભવ- પછીનો

આ સંદર્ભમાં હું ને મારા મિત્ર શ્રી નારાયણભાઈ પટેલ સજોડે દત્તધામયાત્રા માટે નીકળ્યા હતા. ત્યારનો અનુભવ અગમ્ય છતાં રમ્ય છે!

અમો રાયચુર રસ્તે ગયા હતા. આતકુરથી હોડીમાં અને પછી થોડું ચાલી કુરવપુર જવાનું. અમો રાયચુરથી આતકુર બસમાં ગયા. ત્યાં જઈ જોયું કે ભર ઉનાળે કૃષ્ણામાં પૂર આવ્યું હતું. જાણવા મળેલું કે એક આખી જાન આગલે દિવસે તણાઈ ગઈ હતી.

પણ અમે નક્કી કર્યું કે જવું જ. મારે માટે તો ભગવાને પહેલાંના જેવી જ પરિસ્થિતિ ઊભી કરી હતી. ખાટલા ઉપર ત્રણ માણસોથી બેસાય. એને માછીમારો ખેંચે. મારે ભાગે તુમડું બાંધીને ખાટલો પકડી તરતાં તરતાં જવાનું આવ્યું. માછીમારો હાકોટા પાડે. આવતી વેળા નારાયણભાઈએ પૂછ્યુંઃ બૂમો કેમ પાડો છો? પેલાઓએ કહ્યું કે કોઈ મગર કે એવું હોય તો જતું રહે!

આમ ભગવાને સૂચવ્યું કે જે ભગવાનના ભરોસે હોય તેને કશી મુશ્કેલી પડે નહિ! ગયા વખતે પાછા ગયા તે ભૂલ હતી એમ સમજાયું!

## માણિકનગરમાં

અમો ગાણગાપુર ગયા ત્યાં પૂછ્યું કે માણિકનગર અહીંથી જવાય? ખબર મળી કે અહીંથી જ બસ જાય છે. તેમાં હુમણાબાદ જવાનું. ત્યાંથી દોઢેક કિ.મી. છે. વાહન મળશે!

અમોએ બસ પકડી. બસ મોડી થઈ. રાતના ૧૧ વાગે હુમણાબાદ પહોંચ્યા. બસમાં મુસાફરો કહેવા લાગ્યા કે રાત્રે શું કરશો? અમે કહ્યું કે ભગવાનના ભરોસે જેવા પડશે એવા દેવાશે. જેવા પહોંચ્યા કે એક ગાડાવાળો બસ પર જ આવી બોલવા લાગ્યોઃ માણિકનગર! માણિકનગર! અમે ભગવાનનો જયજયકાર કરી એના ગાડામાં માત્ર વ્યક્તિદીઠ પાંચ આના (તે વખતે સોંઘવારી હતી- આજના ૩૦-૩૨ પૈસા) હતા. તે માણિકનગર આશ્રમનો ભોમિયો હતો. તેણે દરવાજો ખોલાવ્યો. રૂમ અપાવી. ફાનસ પણ અપાવ્યું. અમે તેને પાંચને બદલે આઠ આના ભાડા પેટે આપ્યા. પછી કહ્યું કે કાલે બપોરે તું જ અમને હુમણાબાદ લઈ જજે.

વહેલી સવારે ત્યાં વહેતી નાની નદીમાં સ્નાન કરી મંદિરે ગયા. આજે દિવાળી હતી તેથી માણિકનગરના ગાદીપતિ આરતી ઉતારવાના હતા.

(આ ગાદીપતિ શ્રી સિદ્ધનાથ માણિકપ્રભુ સાથે પાછળથી નારેશ્વરનો સંબંધ વિકસ્યો અને અંગત સંબંધ પણ રહ્યો છે. આજે એ ગાદી ઉપર એમના દીકરા શ્રી જ્ઞાનરાજ માણિકપ્રભુ છે જે એક સારા વહીવટકાર, પ્રવચનકાર અને કવિ પણ છે.)

અમો આરતીમાં જોડાયા. આરતી પૂરી થયા પછી નજીક ગયા તો જોયું કે ત્યાં પૂ. માણિકપ્રભુની સમાધિ હતી. મેં પૂછ્યું કે અહીં દત્તાત્રેયની મૂર્તિ હતી તે ક્યાં ગઈ? મારી સાથે કાકાસસરાના દીકરા શ્રી બિપીનભાઈ તથા તેમનાં પત્ની પ્રવીણાબહેને કહ્યું કે અહીં મૂર્તિ હતી જ નહિ! ત્યાં તો કાકાજીએ કહ્યું અહીં મોટી વિશાળ કદના દત્તની મૂર્તિ હતી! મેં અને શારદાકાકીએ કહ્યું કે ના, મોટી ન હતી. નાની બાલસ્વરૂપની મૂર્તિ હતી! આશ્ચર્યની અવધિ!!

## પૂરણપોળીનું જમણ

અહીં એક બ્રાહ્મણે જમવાનું પૂછ્યું. અમે પૂછ્યું જમવાનું શું લેશો? એણે છ આના કહ્યા! અમે જયારે જમવા ગયા ત્યારે તેણે પૂરણપોળી બનાવેલી! દિવાળી હતી ને! વળી ગરમ ગરમ પીરસે. ઉપરથી ઘી-દેશી- પણ રેડે! અમે એ બ્રાહ્મણને પણ વધુ નાણાં આપી ખુશ કર્યો.

## નારેશ્વરનો અનુભવ

આવો જ કંઈ અનુભવ નારેશ્વર જતાં થયો હતો. પહેલાં મિયાંગામથી નાની ગાડીમાં જ જવાય- ચોમાસામાં બસો ચાલે નહિ!

ગુરુદ્વાદશી પર દર્શને જવા અમો નીકળ્યાં. અમારી સાથે મારાં સાળી, સાળા જેમની ઉંમર નાની હતી તે મળી પાંચ-સાત જણ હતાં. તે સમયે કોરલ-માલસર જતી ગાડીઓ અલગ-અલગ જતી થઈ હતી જેની અમોને ખબર નહીં. કોરલની ગાડી ઉપડી ગઈ. અમારો સામાન પણ એમાં રહી ગયો.

સ્ટેશનેથી આગળ સ્ટેશને ખબર કરી સામાન ઉતારવાની વ્યવસ્થા કરી અમો બીજી માલસરની ગાડીમાં ગયા. સામાન લઈ બેઠા પણ માલસર ક્યાં ઉતરીશું? બધાં ક્યાં સૂઈશું? એવી મૂંઝવણમાં મેં જોયું કે ડબામાં રાજપીપળા અમારી સામેના ઘરમાં એક વખત રહેતા ભાઈ (નામ ભૂલી

ગયો છું.) હતા. મેં એમને ઓળખાણ આપી વાત કરી. અમારો રાતનો રહેવાનો ને જમવાનો પણ પ્રશ્ન ઉકલી ગયો. બીજે દિવસે માલસરથી હોડીમાં અસા ને ત્યાંથી ચાલતા વેળુગામ જઈ નારેશ્વર પહોંચ્યા.

બીજે દિવસે સવારે તો નીકળવું જ પડે. મળસ્કે ઊઠી ચાલવા માંડ્યું. તે વખતના માલોદ સ્ટેશનેથી ગાડી પકડવાની! રસ્તો કાદવવાળો; અંધારું અને બધાં સાથીદારો નાનાં! પણ પૂ.શ્રીની કૃપાથી જ્યાં રસ્તો ન દેખાય ત્યાં વીજળીનો ચમકાર થાય! એમ કરતાં માલોદ પહોંચી મિયાંગામ થઈ ઘેર પહોંચ્યા!

## થીસીસના આરંભે મંગળ શ્લોકો

ઓરિએન્ટલ ઈન્સ્ટિટ્યુટની ઘણી રજૂ થતી થીસીસના આરંભે મંગળ શ્લોકો મૂકાએલા મેં જોયા. પૂ.શ્રીને કહ્યુંઃ આપ કયા શ્લોકો મૂકવા તે સૂચવો. પૂ.શ્રીએ કહ્યુંઃ તું પસંદ કરી લાવ. હું સુધારો સૂચવીશ.

મેં ત્રણ શ્લોકો પસંદ કરેલા જેમાં એક પ.પૂ. સ્વામી મહારાજ રચિત હતો. પૂ.શ્રીએ એ રહેવા દઈ બીજા શ્લોકો સૂચવ્યા. **એક નારદવિરચિત દત્તસ્તોત્રનોઃ-**

આદૌ બ્રહ્મા મધ્યે વિષ્ણુરન્તે દેવઃ સદાશિવઃ ।
મૂર્તિત્રયસ્વરૂપાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ॥

**બીજો દત્તપ્રણતિઃનો પ્રથમ શ્લોકઃ-**

યસ્મિન્નોતં પ્રોતમશેષં જગદેતદ્
યજ્જં યત્સ્થં ચાન્તે યસ્મિંલ્લયમેતિ ।
વાચાગમ્યં વેદનરૂપં ત્રિગુણેશં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥

પહેલા જૂના સ્તોત્રનો અને ત્રિમૂર્તિનો ઉલ્લેખ હોવાથી જ્યારે દત્તપ્રણતિઃમાંના શ્લોકમાં 'હૃદિ સન્તં' શબ્દ હોવાથી હૃદયમાં રહેલા પરમાત્મસ્વરૂપ દત્તાત્રેય હોવાથી પૂ.શ્રીએ પસંદ કર્યો હતો. પ.પૂ. સ્વામી મહારાજશ્રીનો શ્લોક નીચે મુજબ હતો જેમાં કુર્યાત્ સ નો મંગલમ્ શબ્દ હતોઃ-

ઈક્ષાપૂર્વમચિન્ત્યશક્તિરસૃજદ્ વિશ્વં ચ એકો વિભુઃ
સાધ્વ્યાઃ શાપમૃષેશ્ચ લોકવિપદો દ્રાગ્ વારયન્ત્યઃ પ્રભુઃ ।
પત્ન્યા અત્રિમુનેસ્તપસ્વિન ઈતસ્ત્રેધાર્ભતાં નિર્મલં
દુર્વાસઃશશિદત્તસંજ્ઞિતયુતઃ કુર્યાત્સ નો મંગલમ્ ॥

## યુનિવર્સિટીમાં આપતાં પહેલાં

થીસીસ પૂ.શ્રીને બતાવીને જ યુનિવર્સિટીમાં મોકલવી એમ વિચારી અમો ઘરનાં બધાં જ પૂ.શ્રી ગણદેવી પાસેના ધમડાછા ગામે હતા ત્યાં ગયા.

અમો મુ.શ્રી નવલકાકા વૈદ્યને ત્યાં ગયા. ત્યાંથી વહેલી સવારે ચાલતા ધમડાછા ગયા. ચીકુ-કેરીની વાડીમાં મુકામ. એક નાની ઝૂંપડીમાં પૂ.શ્રી હતા.

અમો અંદર ગયાં અને થીસીસની નકલ પૂ.શ્રીના વરદ હસ્તમાં મૂકી. પૂ.શ્રીએ એક-એક પાન ફેરવી જોવા માંડ્યું. શરૂમાં ત્રિમૂર્તિના ઉલ્લેખનો ઋગ્વેદનો મંત્ર આવ્યો. પૂ.શ્રીએ કહ્યુંઃ આ મંત્ર માલામંત્રમાં મૂકવાનો વિચાર હતો પણ તે બધા જ વેદમાં ન હતો તેથી લીધો નહિ. આપણે જે ત્રણ મંત્રો લીધા છે તે બધા જ વેદોમાં છે. કોઈ પણ વેદની શાખાનો બ્રાહ્મણ કે યજમાન એમ ન કહે કે આ મારા વેદનો નથી.

પછી એકાક્ષરી, ષડક્ષરી, અષ્ટાક્ષરી, દ્વાદશાક્ષરી, ષોડષાક્ષરી દત્તમંત્રો આવ્યા. પૂ.શ્રીએ કહ્યુંઃ એક વિંશત્યક્ષરી પણ મંત્ર છે. લખી લે. મેં લખી લીધા પછી પૂછ્યુંઃ આ ક્યાંથી લેવાયો? મેં સોર્સ (Source) શબ્દ વાપરેલો. પૂ.શ્રીએ કહ્યુંઃ રંગ અવધૂત!

મેં કહ્યુંઃ આપનું ન ચાલે. પૂ.શ્રીએ કહ્યુંઃ એમ! તો લખ ટ્રેડીશન-પરંપરા! એ રીતે એ મંત્ર થીસીસમાં ઉમેરાઈ ગયો.

## પૂ.શ્રીને સ્વામી મહારાજે આપેલો મંત્ર

ઘણા વખત પછી પૂ.શ્રીને બ્રહ્મલીન થયે ૨૫ વર્ષ થયાં ત્યારે શ્રીદત્તપુરાણનાં ૧૦૮ પારાયણો રાખેલાં. ડૉ. જાનીસાહેબ જેવા ભણેલા વિદ્વાનો, કર્મકાંડમાં નિષ્ણાત આચાર્યકક્ષાના બ્રાહ્મણો તેમાં જોડાયા.

આ વખતે મનમાં એક ઝબકારો થયો. પૂ.શ્રીને સ્વામી મહારાજે પારાયણ સાથે એક મંત્ર જપવાનો કહ્યો હતો. એ કયો?

અને યાદ આવ્યું કે થીસીસ વખતે પૂ.શ્રીએ એક વીસ અક્ષરનો મંત્ર છે કહી તે લખાવેલો. મૂળ પૂછતાં રંગ અવધૂત કહેલું. પછી પરંપરા એમ લખાવેલું. પૂ.શ્રીની પરંપરા તો પ.પૂ. સ્વામી મહારાજશ્રીની. અર્થાત્ એ વીસ અક્ષરનો મંત્ર જપવાનું પ.પૂ. સ્વામી મહારાજશ્રીએ કહ્યું હોવું જોઈએ અને એ મંત્ર બધાંને લખીને અપાયો જેનો જપ પણ પારાયણો સાથે થયો!

મુ. જાનીસાહેબે મને કહ્યુંઃ તમને લખાવેલો એટલે એ મંત્ર તમને મળ્યો ગણાય! મને થયું મેં ક્યાં માંગ્યો હતો? તેથી તે કરતો નથી.

## બે ફૂલ પડ્યાં!

પૂ.શ્રી આ રીતે પાને પાનું ઉલટાવી થીસીસ જોતા હતા. ત્યાં તો દર્શનાર્થીઓની ભીડ વધી ગઈ! મોટી લાઈન થઈ ગઈ. એક ભક્ત અધીરો થઈ ગયો. તેણે પૂ.શ્રી ઉપર પોતે લાવેલાં પુષ્પો ફેંક્યાં. એમાંનાં બેએક થીસીસ ઉપર પડ્યાં. પૂ.શ્રી બોલ્યાંઃ લે તારી થીસીસ પાસ થઈ ગઈ! ભગવાને બે ફૂલ મોકલ્યાં. નહીં તો તારી થીસીસ ઉપર કોણ ફૂલ ચઢાવવાનું હતું! કોઈ પણ પરિસ્થિતિમાંથી હકારાત્મક અર્થ ગ્રહણ કરવાની પૂ.શ્રીની ખાસિયત અમે નોંધી!

પછી પૂ.શ્રીએ ભક્તોને ઉદ્દેશીને કહ્યુંઃ ભાઈ થોડી ધીરજ ધરો. હમણાં આ મારી ગુરુપૂર્ણિમા ચાલે છે!

પૂ.શ્રીએ થીસીસના કાર્યને ગુરુનું કાર્ય ગણ્યું જ હતું તે ધ્યાનમાં આવ્યું.

## આશીર્વાદનું સૂત્ર

અંતે, મેં પૂ.શ્રીને પ્રાર્થના કરી કે આપ કંઈ લખો અને સહી કરો. પૂ.શ્રીએ લખ્યુંઃ-

શ્રેયઃ પ્રેયસો વિશિષ્યતે.

સહી કરી પૂછ્યુંઃ કેમ તને ગમતું આવ્યું ને?

આજે એ વાક્ય યાદ રાખી મનગમતું કરવાને બદલે જેમાં હિત હોય, કલ્યાણ હોય તે કરવાનો યત્ન કરું છું. તોય ઘણી વાર એમાં શિથિલતા આવી જાય છે!

## અણધાર્યું મૌખિક



પ્રા. સોનોપંત દાંડેકર

પીએચ.ડી.ના પરીક્ષક જેમણે મૌખિક પરીક્ષા પણ લીધી.
વારકરી સંપ્રદાયના પૂનાના નિષ્ઠાવાળા નિષ્ણાત વિદ્વાન અને પ્રાધ્યાપક.

થીસીસમાં બહારના પરીક્ષકો બે હતાઃ- ૧. પ્રા. એચ. ડી. વેલણકર ૨. પ્રા. સોનોપંત દાંડેકર. શ્રી વેલણકરજીના હાથ નીચે તો હું એમ.એ. સુધી ભણ્યો હતો. બંનેએ સુંદર અભિપ્રાય આપ્યો હતો. પણ ડીગ્રી તો બંને મૌખિક (Viva) લે પછી જ અભિપ્રાય પ્રમાણે મળે.

આ બંને પ્રાધ્યાપકો એમના વિષયના નિષ્ણાત તો હતા જ. પણ એ બંનેનું સમાજમાં પણ બહુ માન હતું. શ્રી વેલણકરજી તે વખતે લેવાતી મેટ્રિક (હાલની S.S.C.) પરીક્ષા માટે સંસ્કૃત સિલેક્શનની જે ચોપડી તૈયાર થતી તે તેમના દ્વારા પાઠો પસંદ કરાતા હતા. પ્રા. સોનોપંત જાતે વારકરી પંથના અભ્યાસી તથા તે માર્ગમાં માનનારા. દરેક મોટી અગિયારસે પુનાથી ચાલતા પંઢરપુર જતા.

એ શ્રી સોનોપંતજી વડોદરા યુનિવર્સિટીમાં કોઈ મિટીંગમાં આવ્યા હતા. તેમણે મુ. ભટ્ટસાહેબને ફોન કર્યો કે તમારો વિદ્યાર્થી તૈયાર હોય તો તેનું મૌખિક લઈ લઉં. પ્રા. વેલણકર મૌખિકમાં આવવાના નથી.

મુ. ભટ્ટસાહેબે મને બોલાવ્યો અને હું તૈયાર છું કે કેમ પૂછ્યું. મેં કહ્યું કે મને વાંધો નથી.

મૌખિક લેવાયું. મૌખિકમાં કોઈ અભિજાત કુટુંબના વડીલ વાત કરતા હોય તેમ તેમણે મને પ્રારંભમાં કહ્યું કે ભાઈ જોશી, આમ તો અમે બંનેએ તમને પાસ કરી દીધા જ છે. મૌખિકમાં મારે કંઈ પૂછવું નથી. માત્ર મારી એક શંકા છે તે તમને પૂછીશ. તમારા જેટલું દત્ત સંપ્રદાયનું કોઈએ ભાગ્યે જ વાંચ્યું હશે. તમે જે જવાબ આપશો તેને ચકાસવાનો પણ મારી પાસે કોઈ રસ્તો નથી. એટલે જે પૂછું તેનો હોય તે સ્પષ્ટ અભિપ્રાય આપશો.

આટલી પ્રસ્તાવના કર્યા પછી તેમણે પૂછ્યુંઃ દત્ત સંપ્રદાય ઉપર મુસ્લિમ અસર કેટલી?

મેં તરત જ જવાબ આપ્યોઃ કશી જ નહીં. ગુરુચરિત્રમાં એક પણ યાવની શબ્દ નથી. વળી શ્રી નૃસિંહસરસ્વતીનો ભક્ત જ યવનરાજા હતો. પાલખી એ તાજિયા પછી નથી આવી. ઘણી જૂની છે.

શ્રી સોનોપંતજીએ મને ડીગ્રી આપવાનો મત યુનિવર્સિટીને મોકલી દીધો. મેં એમને ઘેર પધારવા આમંત્રણ આપ્યું અને કહ્યું કે આપ જેને ઘેર ઉતર્યા છો તેની સામે જ મારું રહેઠાણ છે. તેઓશ્રીએ મારું આમંત્રણ સ્વીકાર્યું. બીજે દિવસે ઘેર આવ્યા. ઘરમાં દત્તની પૂજા જોઈ તેમને ખૂબ જ આનંદ થયો.

## કોન્વોકેશનનું ફોર્મ

રિઝલ્ટ આવ્યું એટલે કોન્વોકેશનનું ફોર્મ ભરી જાવ એવો શ્રી એમ. સી. પાઠકનો ફોન આવ્યો. તેઓ પૂ.શ્રીના ભક્ત અને હું પીએચ.ડી.નું કરતો ત્યારથી જાણે! તારીખ વીતી ગઈ હતી છતાં તેમણે મારા દ્વારા ફોર્મ ભરાવી દીધું. આ કોન્વોકેશનમાં ડીગ્રી મળશે કે કેમ તે શંકા હતી. ત્યાં ભગવાનની કૃપા થઈ ગઈ.

કોન્વોકેશનમાં બધી ફેકલ્ટીના વિદ્યાર્થીઓ હોય. આર્ટ્સ ફેકલ્ટીનો 'એ' (A) એટલે તેના વિદ્યાર્થીઓ આગળ ચાલે. તેમાંય પીએચ.ડી.ના એથી આગળ. વળી મારી અટક 'જે' (J)થી શરૂ થાય. 'જે' પહેલાંથી શરૂ થતા અક્ષરની અટકનો કોઈ વિદ્યાર્થી હતો નહીં. તેથી કોન્વોકેશનના પ્રવક્તા અવારનવાર જાહેર કરેઃ ડૉ. જોષી અને અન્ય વિદ્યાર્થીઓ આજે ડીગ્રી મેળવશે. (Students led by H.S. Joshi)!

## દિલ્હીનાં કાગળિયાં

થીસીસ છાપવાની વાત આવી. પૂ.શ્રી કહે કે યુનિવર્સિટી છાપે તો એ આબરુ (ક્રેડિટ) ગણાય. વળી એનો ફેલાવો પણ થાય. એટલે યુનિવર્સિટીને અરજી કરી. ભટ્ટસાહેબે અભિપ્રાય આપ્યો.

આમાં નિયમ એવો કે કાગળિયાં પ્રથમ દિલ્હી જાય ત્યાંથી મંજૂર થઈ આવે પછી છપાય. ઘણો વખત થયો પણ કાગળિયાં પરત આવ્યાં નહીં તેથી પૂ.શ્રીએ દિલ્હીમાં સારી પોસ્ટ પર કાર્ય કરતા શ્રી જે. કે. શુક્લસાહેબને તપાસ કરવા કહ્યું. તેમણે તપાસ કરી તો જણાયું કે બધું પાસ થઈ ગયું હતું. પણ કાગળિયાં ભૂલથી મરાઠાવાડ યુનિવર્સિટી પર ગયાં હતાં. તેમણે પરત મંગાવી વડોદરા મોકલ્યા. પૂ.શ્રીએ રસ લીધો ન હોત તો શું થયું હોત! કલ્પના જ કરવી રહી.

આ શ્રી જે. કે. શુક્લ જ પૂ.શ્રી બ્રહ્મલીન થયા ત્યારે દિલ્હી હતા. તેમણે જ રસ લઈ દિલ્હી રેડિયો સ્ટેશનથી સમાચાર પ્રસારિત થાય તેવા પ્રયત્નો કર્યા અને એ માટે મુ. મોરારજી દેસાઈની સહી પણ લઈ આવ્યા હતા!

## થીસીસમાં ફોટો

આ છપાયેલી થીસીસમાં વિદ્યાર્થી-લેખક કોઈને પણ અર્પણ કરી શકે. મેં પૂ.શ્રીને જ અર્પણ કરેલી. એટલે મેં તે વખતના ડાયરેક્ટર ડૉ. ભોગીલાલ સાંડેસરા હતા તેમને કહ્યું કે પૂ.શ્રીનો ફોટો મૂકાય કે કેમ? તેઓ પૂ.શ્રીને જાણતા હતા. તેમનું ઉપનિષદની વાતોનું પુસ્તક એક વખત તેમને ઈનામમાં મળેલું. તેમણે હા પાડી.

મેં પૂ.શ્રીને ફોટો કયો મૂકવો તે અંગે પૂછયું. પૂ.શ્રીએ પ્રસિદ્ધ આશીર્વાદાત્મક પોઝનો ફોટો મૂકવા કહ્યું. આ ફોટામાં પૂ.શ્રીનો ડાબો હાથ આશીર્વાદ આપે છે. આમ પણ ડાબો હાથ આશીર્વાદ માટે જ વપરાય. જમણો અભયદાન આપે. પણ આમાં મને તો એવું લાગ્યું કે હું ડાબે હાથે લખું છું તેથી પૂ.શ્રીએ આ ફોટો મૂકવા કહ્યું. આની નીચે મૂકવાનો સંસ્કૃત શ્લોક વિદ્યાભાસ્કર પંડિતજીએ લખી આપ્યો જે નીચે મુજબનો હતોઃ-

રંગાડડદૌ પિતરં પ્રણમ્ય મનસા યદ્‌ભક્તિભાવાદહં
યાતસ્ત્વચ્ચરણારવિન્દમધુલિટ્ ભાવં ભજન્મુક્તિદમ્ ।
એતદ્દત્તગુણાર્ણવસ્ય કણિકા-રૂપં પ્રબન્ધં મુદા
સાનન્દં વિનિવેદયામિ યુવયોર્ભવ્યશ્રિયોઃ પાદયોઃ ॥

## દત્તમૂર્તિ પ્રસાદ



પીએચ.ડી. થયા પછી બાજવામાં પૂ.શ્રીના હસ્તે દત્તમૂર્તિ મળી તે પ્રસંગ (૫૯મી રંગજયંતી)

ડીગ્રી મળી એટલે બાજવામાં શ્રી શાંતિલાલ ઠાકરની કથા હતી. પૂ.શ્રી ત્યાં પધારવાના હતા. તે વખતે મારું સન્માન ગોઠવાયું. સાથે ડૉ. ત્રિકમલાલ વાણીના દીકરા ડૉ. નલીનભાઈનું પણ સન્માન હતું.

મને પૂ.શ્રીએ દત્તાત્રેયની ચાંદીની મૂર્તિ આશીર્વાદની શાલ સાથે આપી. એ મૂર્તિ ત્યાં દત્તયાગના યજમાને પોતાને માટે ખાસ બનાવડાવેલી. પૂ.શ્રીએ કહ્યું કે તમો બીજી બનાવડાવી લેજો. મારે એને આવું જ આપવું છે કે જેથી તે ભગવાનની પૂજા કરે ને તેને યાદ કરે!

આના રિપોર્ટ પેપરમાં પણ આવ્યા હતા. પૂ.શ્રી તથા શ્રી શાંતિલાલ ઠાકર સાથે મારા ફોટા પણ પડયા જે મારા સંગ્રહમાં છે.

## મૂર્તિની પૂજા

આ મૂર્તિ હું પૂજામાં રાખતો. બહારગામ જવાનું થાય તો સાથે લઈ જઈ પૂજા કરતો. એક વખત હું અને મારા મિત્ર નારાયણભાઈ બંને સજોડે દત્તધામયાત્રા કરવા ગયા હતા. કુરવપુર જતાં મુશ્કેલી પડી. મને એકદમ યાદ આવ્યું કે આજે ભગવાનની પૂજા થઈ નથી. ઝટપટ સ્નાન કરી પૂજા કરી. પછી બધું સીધું પડ્યું!

## સન્માનની શાલ

આ સન્માનમાં શાલ પણ મળેલી તે ઓઢી હું ધર્મજની જન્મજયંતીના દિવસો અગાઉ પર ધર્મજ ગયો હતો. વચ્ચે પેટલાદમાં ડેપ્યુટી સાહેબ શ્રી લક્ષ્મીપ્રસાદના દીકરા શ્રી રાજુભાઈ (રજજુકાકા)ને ત્યાં ગયો. ત્યાંથી સલૂનમાં દાઢી કરાવવા ગયો. ત્યાં શાલ ભૂલી ગયો! શ્રી રાજુભાઈને કારણે જ બે માસ પછી શાલ પાછી આવી! આવો જ પ્રસંગ બાપજીના બ્રહ્મલીન થયા પછીનો છે.

## પ્રસાદ-બેગ પાછી આવી

હું વિદ્યાનગરની કોલેજોના પ્રાધ્યાપકોના સંગઠન (SPUATA)નો પ્રમુખ હતો. એક વાર ગાંધીનગર મોરચો લઈ જવાનું ઠર્યું. બધા આણંદના બસ સ્ટેન્ડ પર ઊભા હતા. બધાને લઈ જવાનું ભાડું, ત્યાંના બેનર્સ વગેરે મારી પાસે. એ એક બેગમાં મેં મૂકેલા. એ બેગ મને અવધૂત પરિવાર તરફથી મળેલી.

આણંદના બસ સ્ટેન્ડ પર જ એ બેગ કોઈ લઈ ગયું. પ્રાધ્યાપકોએ કહ્યું ફીકર નહિ. અમો બધા પોતપોતાના ભાડાથી આવીશું. મેં તે વખતે કહ્યું કે આ અવધૂતની પ્રસાદીરૂપ મળેલી બેગ છે. જરૂરી પાછી આવશે. મિત્રોએ કહ્યું કે આજના જમાનામાં એવી આશા રાખવી વ્યર્થ છે.

ગાંધીનગરથી મોરચો પતાવી ઘેર આવ્યા તો આણંદ પોલીસ સ્ટેશનનો સંદેશો હતો કે તમારી એક બેગ મળી છે. ખાતરી આપી લઈ જવી. હું લઈ આવ્યો. અલબત્ત એમાંથી જે રૂપિયા હતા તેમાંથી એક સોની નોટ ઊડી ગઈ હતી!

તે પછી મારી શ્રદ્ધા બદલ ઘણા વખત સુધી પ્રાધ્યાપક મિત્રોએ મને નવાજયા કર્યો!

## નવી ગુફા

પૂ.શ્રીની ગુફા નવી થઈ. એ ટ્રસ્ટને અર્પણ કરવાની હતી. પૂ.શ્રીએ કહ્યુંઃ ક્યાંય મારું નામ ન આવવું જોઈએ. મુ. શંકરકાકાએ સૂચવ્યુંઃ જૂની ગુફા જીર્ણ થવાથી ભક્તોએ તે નવી બાંધી ટ્રસ્ટને અર્પણ કરી છે તેનો ટ્રસ્ટ સ્વીકાર કરે છે.

એ ગુફા ઉપર દત્તાત્રેય અને આજુબાજુ શ્રીપાદશ્રીવલ્લભ અને પ.પૂ. વાસુદેવાનંદજીની નાની મૂર્તિઓ મૂકવાનું નક્કી થયું હતું. ગુફાના ઉદ્‌ઘાટન પ્રસંગે મૂકવા જતાં એમાંથી દત્તની મૂર્તિનો હાથ તૂટી ગયો! તૂટેલો ભાગ નીચે પૂ.શ્રી બેઠા હતા તેમના ખોળામાં જ પડ્યો!

વાતાવરણ ગંભીર થઈ ગયું. આનંદ જતો રહ્યો. ઉત્સાહ તો રહે જ નહિ! ત્યાં બાપજી બોલ્યાઃ અલ્યા, મારો હાથ ભાંગે તો તમે મને કાઢી મૂકો છો? હાથ બેસાડી દેવાનો. મૂર્તિનો હાથ બેસાડી મૂર્તિ ગોઠવી દો! અને ભક્તોના જીવમાં જીવ આવ્યો. પૂ.શ્રીએ સમય જાળવી લીધો!

થોડા સમય પછી થોડા થોડા અંતરે નર્મદામાં કોઈ ને કોઈ ડૂબવા લાગ્યું. પૂ.શ્રીને થયું કે ખંડિત મૂર્તિ બદલી નાંખવી જોઈએ. ભક્તો પણ ન જાણે એમ બીજી મૂર્તિનો 'ઓર્ડર' મૂકાઈ ગયો.

ગુરુદ્વાદશીને દિવસે તેને જૂની મૂર્તિની જગ્યાએ મૂકવાનું ઠર્યું.

ડૉ. કનૈયાલાલ વાણીએ એ જાણી કહ્યું કે બાપજી! મને જાણ કરી હોત તો હું મૂર્તિ ના લાવત? પૂ.શ્રીએ કહ્યું કે એવો વખત જ ક્યાં હતો?

એ મૂર્તિની પૂજા કરી મુ. મોટાભાઈના હાથે મૂકાવવાનું પૂ.શ્રીએ કહ્યું. મારા પિતાજીએ કહ્યું કે મારે પૂજનાદિનાં કામ રહ્યાં- મારે બદલે ધીરુ મૂકશે. અને હું પૂજામાં બેઠો.

પહેલાં ઉદ્ઘાટન થયું ત્યારે મારાથી રજાના અભાવે અવાયું ન હતું અને આમ પણ હું પ્રત્યેક પ્રસંગ વખતે નારેશ્વર જતો પણ નહીં. તેથી જાણે ભગવાને મને લાભ આપ્યો!



# ❋ ૪. હીરક મહોત્સવ ❋

## પ્રભુપ્રેરિત તૈલચિત્ર

૬૦મી શ્રી રંગજયંતીનો ઉત્સવ આવી રહ્યો હતો. એની સ્મૃતિમાં અગાઉથી જ પ્રાર્થનાખંડ બાંધવામાં આવ્યો હતો. એ પ્રાર્થનાખંડમાં મૂકવા પૂ.શ્રીનું નર્મદાપરિક્રમા વખતના પહેરવેશનું એક તૈલચિત્ર બનાવવા આપ્યું હતું. જેનું ઉદ્‌ઘાટન ભાગવત વિદ્યાપીઠના દ્રષ્ટા ભાગવતમાર્તંડ પૂ. શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજીના હસ્તે ગુરુદ્વાદશી (આસો વદ ૧૨)ના રોજ રાખવામાં આવ્યું હતું. પણ આ તૈલચિત્ર સમયસર આવ્યું નહિ.

પણ પ્રભુપ્રેરિત બીજું એક તૈલચિત્ર પોતાના ઉમળકાથી બનાવી અમદાવાદના ચિત્રકાર જે. પ્રજાપતિ અણધાર્યા આવ્યા. પૂ.શ્રીનો હાલ જે ફોટો મળે છે જેમાં પૂ.શ્રી ખુરશી ઉપર બિરાજ્યા છે, હસતું મુખ છે અને બાજુમાં એક નારિયેળ પડ્યું છે. આ ફોટો શ્રી પ્રજાપતિએ પૂ.શ્રીના બાલમિત્ર શ્રી બીવરે જ્યારે પૂ.શ્રીના દર્શને આવેલા ત્યારે લીધો હતો.

પ્રસંગ સચવાઈ ગયો. પૂ. કૃષ્ણશંકર શાસ્ત્રીજી નારેશ્વર પધાર્યા. પ્રાર્થનાખંડનું ઉદ્‌ઘાટન કરી આ તૈલચિત્રની આરતી ઉતારી. પૂ.શ્રીએ તે પછી એ તૈલચિત્ર ઉપર પોતાની સહી કરી આપી અને કહ્યું કે એને છાપો. શરૂમાં એ ફોટો રૂા. ૧-૨૫માં મળતો હતો. ઘેર ઘેર એ ફોટો જોવા મળે છે. જે. પ્રજાપતિ પૂ.શ્રીની કૃપાથી આર્થિક રીતે પણ તરતા થયા!

## જીવનદર્શન પ્રદર્શન

આ જન્મજયંતી પર એ જીવનદર્શન પ્રદર્શન મૂકવાનું વિચારાયું. મુ. શ્રી જયંતીલાલ આચાર્યે પોતાની સ્કૂલના ચિત્રશિક્ષકો પાસે કેટલાક ચાર્ટ્સ દોરાવ્યા અને તે બતાવવા તેઓ નારેશ્વર આવ્યા. એમાં હું પણ સક્રિય હતો.

અમો બધું જોતા હતા ત્યારે એક સરખેજ ગામના વડીલ કોઈ ચાર્ટમાંથી કશુંક શોધતા હતા. મેં એમને પૂછ્યુંઃ વડીલ! શું શોધો છો? લાવો, હું મદદ કરું.

પૂ.શ્રીએ જવાબ આપ્યોઃ એ સરખેજનો 'એસ' શોધે છે. આજુબાજુ હાસ્યનું એક પ્રચંડ મોજું છવાયું. પૂ.શ્રીએ સરખેજના અંગ્રેજી આદ્યાક્ષર એસનો ઉપયોગ કરી સરખેજની ખરવાડમાં જોવા મળતા 'એસ' (Ass)નો શ્લેષ કરી માર્મિક હાસ્ય ઉપજાવ્યું હતું!!

## પૂ.માજી માટે

૬૦મી રંગજયંતીનો ઉત્સવ નારેશ્વરમાં રાખવાનું એટલે નક્કી થયું હતું કે પૂ.શ્રીની જન્મજયંતી પર પૂ.માજી તો નારેશ્વર જ હોય. એમને ઉત્સવ જોવાનું મળે નહિ. તેથી આ ઉત્સવ એ માણી શકે એવો આશય હતો.

પણ જ્યારે પૂ.શ્રી પાસે ઉત્સવની વાત લઈ ટ્રસ્ટીઓ, ભક્તો ગયા ત્યારે પૂ.શ્રીએ કહ્યુંઃ ખાલી લાડુ ખાવા ભેગા થવાના હો તો મારી 'ના' છે પણ જો કોઈ ધર્મકર્મ રાખતા હો તો રજા આપું.

વળી તેના આરંભ પહેલાં મને મારા ગુરુમહારાજશ્રીનાં દર્શને ગરુડેશ્વર જવાની વ્યવસ્થા પણ તમારી કરવી પડશે. બધા કબૂલ થયા ને ઉત્સવની તડામાર તૈયારી થવા લાગી.

## આવાસ-મંડપો વગેરે

આ ઉત્સવમાં ભાગ લેવા આવનાર માટે રહેવા માટે કામચલાઉ આવાસો વગેરેના મંડપો બંધાવા માંડ્યા. જાજરુ ગમે ત્યાં બેસી ન જાય માટે કામચલાઉ કાચાં જાજરુ પણ બંધાતાં હતાં. હું બધું જોતો જોતો પૂ.શ્રી પાસે ગયો. તેમણે મને કહ્યુંઃ આ બધું જોઈ રાખો. શતાબ્દી તમારે ઉજવવાની છે! મેં કહ્યુંઃ બાપજી! પણે જાજરુની વ્યવસ્થા થવાની છે તે મેં જોઈ! પૂ.શ્રી કહે કે નહીં તો લોકો ગમે ત્યાં બગાડી મૂકે!

## શ્રીગુરુલીલામૃતનાં પારાયણો

આ ઉત્સવમાં અનેક ધાર્મિક કાર્યક્રમ, યજ્ઞ, પ્રવચનાદિ થયાં. પૂ.શ્રી રચિત શ્રીગુરુલીલામૃતનાં ૧૦૮ પારાયણો બ્રાહ્મણો દ્વારા કરવાનું નક્કી થયું. પારાયણાર્થીઓની લાઈન લાગશે એથી પહેલેથી જ જાહેર થયું કે જેમને

ગ્રંથનો મહાવરો હશે તેને જ લેવાશે અને જરૂર પડે પરીક્ષા પણ થશે. આથી પડાપડી અટકી.

આમાં સારા કર્મકાંડી બ્રાહ્મણો ઉપરાંત જૂના ભક્તો, શિક્ષકો, પ્રાધ્યાપકો, વકીલો, ડૉક્ટરો, એન્જિનિયરો, ગ્રેજ્યુએટ યુવકો, ભણતા વિદ્યાર્થીઓ વગેરે પસંદ થયા. તેમણે પોતે પણ પોતે પસંદ થયા તેમાં ગૌરવ અનુભવ્યું. એટલું જ નહિ એ રીતે પોતાને એક પ્રકારનો આધ્યાત્મિક લાભ મળે છે, એમ માન્યું.

## નિત્યક્રમ

સૌ સવારે વહેલા ઊઠી નહાઈ ધોઈ ઉષઃપ્રાર્થનામાં સામેલ થતા. પૂર્ણ ભારતીય પદ્ધતિથી ધોતી વગેરે ધારણ કરી પ્રાર્થનાખંડમાં જતા. ત્યાં પારાયણની શરૂઆત દત્તનામસંકીર્તનના સામૂહિક પાઠથી થતી. સામસામા બે બે કંડિકાઓ બોલાતી.

તે દરમ્યાન સ્વયંસેવકો ગ્રંથ ઉપર બે પુષ્પ મૂકતા. દીવો, અગરબત્તી વગેરે વ્યક્તિગત રીતે કશું જ નહિ. એ સામૂહિક રીતે જ્યાં સ્થાપન પૂરાયાં હોય ત્યાં શ્રી દત્તાત્રેય અને પૂ. સ્વામી મહારાજશ્રીના ફોટાઓ પાસે થતું. પહેલે દિવસે કર્મકાંડના નિયમ મુજબ ગણપતિ પૂજનાદિ થતાં.

આ માટે ૧૪ વ્યક્તિ દીઠ એક એવા વિભાગો રહેતા. એ ૧૪ વ્યક્તિઓના એક સમૂહે પારાયણ વાંચવાની શરૂઆત સાથે જ કરવાની. અધ્યાય પૂરો થએ બીજી ૧૩ વ્યક્તિઓએ વાંચી લીધું હોય તો 'અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત' બોલીને ફરી એ ૧૪ વ્યક્તિઓએ સાથે જ બીજો અધ્યાય શરૂ કરવાનો. આમ બધા જ એક સાથે વાંચીને પૂરું કરે.

એ સર્વ પારાયણાર્થીઓ ઉપર એક નિયામક રહેતો જે બધાંને જરૂર પડે સૂચના આપતો અને ૧૦૮ જણનું એ રીતે નિયંત્રણ થતું.

લગભગ ૧૨ વાગ્યાના અરસામાં ફલાહાર માટે બધા ઊઠતા. પાછા બે અઢી વાગે સ્નાનાદિથી પરવારી ફરી નિયત સમયે બેસતા. ફલાહારમાં મીઠું ખાય તેથી ફરી સ્નાન કરવું પડતું. ફલાહાર પછીનું વાંચન શરૂ થાય ત્યારે શરૂમાં દત્તનામસ્મરણનો પાઠ થતો.

સાંજે ઉત્તરપૂજનાદિ થતાં. પછી ભોજન માટે બધા જતા.

પૂ.શ્રી એ દરમ્યાન લીમડા નીચે કે બોરસલ્લી નીચે, ગુફા પાસે ક્યાંક બેસતા. મુક્ત વાર્તાલાપ થતો; પ્રશ્નો પૂછાતા, મૂંઝવણનો ઉકેલ અપાતો.

વિદ્વાન કે જાણીતી વ્યક્તિ આવે તો તેનું પ્રવચન પણ થતું. સંગીતકારો પણ આવતા. ભજન-સંગીત પીરસાતું.

જાણીતા સંગીતકાર માસ્ટર વસંત પણ આવેલા. તેમને પૂ.શ્રીએ 'અબ ખૂબ હઁસો' ગાવા કહ્યું; જે તેમણે સુંદર રીતે ગાયું. પછી છેવટે કહ્યું: આ ભજન અમારા કાઠિયાવાડમાં કેવી રીતે ગાય? એમ પૂછી તેમણે દોહાની કાઠિયાવાડી ઢબથી બે લીટી ગાઈ બતાવી જે સાંભળી પૂ.શ્રી સહિત સર્વ હસી પડેલા! તાળીઓનો ગડગડાટ થયો તે જુદો!

શ્રીરંગજયંતીના પૂજન માટે મોટી ધર્મશાળાની સામે એક મંડપ બાંધ્યો હતો. એ મંડપમાં પૂ.શ્રી ગુફામાંથી ચાલીને આવ્યા ત્યારે એમના ચાલવાના રસ્તામાં રેશમી કાપડ પાથરવામાં આવ્યું હતું જે પાછળથી કટકા કરી અનેક લોકોને પ્રસાદ તરીકે અપાયું હતું. પાછળથી એક ભક્તે ચાંદીની નાની પ્યાલી પણ વહેંચી હતી.

પાદુકાપૂજનના અંતે પ્રશસ્તિક્રમ રહ્યો. પછી બધાંનો સત્કાર થયો.

## નામ આગળ પ્રાધ્યાપક

મારું અને શિવુભાઈ દવેનું નામ બોલાયું ત્યારે પૂ.શ્રીની સૂચનાનુસાર મુ. મોદીકાકાએ પ્રાધ્યાપક એવો શબ્દ ઉમેરી નામ બોલ્યા. અમો ઊભા થયા નહીં ત્યારે મુ. મોદીકાકાએ કહ્યું કે તમને જ બોલાવું છું. એ પછી અમો બંને પ્રાધ્યાપકો થયા હતા.

આ પ્રસંગે એક હંગેરિયન બાઈ મિસ ઈલિઝાબેથ વડોદરાથી આવી પૂ.શ્રીની સામે જ બેસી સમગ્ર મંડપ સહિત પૂ.શ્રીનું તે વખતનું ચિત્ર ચીતર્યું હતું જે જયંતીના અહેવાલમાં છપાયું હતું.

આખો અહેવાલ ગુજરાતી અને હિન્દીમાં છપાયો હતો. હિન્દી કરવાનું સદ્ભાગ્ય મને મળેલું.

છેલ્લે દિવસે લાડુ બનાવેલા. દરેક દત્તજયંતી ઉત્સવમાં લાડુ થતા જ. અન્ય ચીજોથી પતરાળી ભરાઈ જતી. બ્રાહ્મણોને જમ્યા પછી એક પૈસો દક્ષિણા પણ અપાતી.

બ્રાહ્મણો માટે રેશમી પિતાંબર પહેરીને રસોઈ પીરસાતી. બ્રાહ્મણો પણ અબોટિયું પહેરી બેસતા. લાડુ વાળવા બ્રાહ્મણો જ બેસતા, જે બધાંને પીરસાતો.

## મોટો લાડુ

બ્રાહ્મણો લાડુ વાળે અને તેની પડઘી પાડવા માટે લઈ જવામાં આવે. એક યુવકે ગમ્મત કરી. એક ઘણો મોટો લાડુ બનાવી બીજા નાના લાડુઓની વચમાં મૂકી દીધો. પડઘી પાડનાર પાસે જતાં ખબર પડી. મારા પિતાજી એ લાડુ લઈ બધે ફર્યા અને આવું ન કરવા જણાવ્યું!

આ ઉત્સવમાં લાખેક માણસ સપ્તાહ દરમ્યાન ભાગ લઈ ગયું. દત્તજયંતી ઉપર જેમ મેળો ભરાતો તેમ આ ઉત્સવમાં પણ ભાઠામાં દુકાનો, ચકડોળો, જાદુના ખેલ વગેરે રહ્યાં. નારેશ્વરની નીતિ મુજબ નિષિદ્ધ પદાર્થો વેચવાની મનાઈ હતી. ઝણોરના બાજી ભગત, સ્થાનના શ્રી પ્રાગજીભાઈ મિસ્ત્રી, ગોરધનભાઈ, શંકરભાઈ પટેલ ફરતા રહી એ નિયમો પળાય છે કે નહીં તે જોતા.

## ચોર પકડાયો

આવો મેળો હોય ત્યાં ચોર ન હોય તો જ નવાઈ. રોજ રોજ કંઈ ને કંઈ જવા લાગ્યું. ચોર પકડાય નહીં. પણ એક વખત ચોરને કુમતિ સૂઝી. તે પૂ.શ્રીનાં વસ્ત્ર સૂકવેલાં તેમાંથી એણે એક-બે ઉઠાવ્યાં!

અને તે પકડાયો. શ્રી શંકરભાઈ પટેલ, ડૉ. કનૈયાલાલ વાણીએ તેની સાથે જઈ એ જે જે લઈ ગયેલો તે તે બધી જ વસ્તુઓ મોટરમાં ભરી લઈ આવેલા!

## રસોડે હું નથી?

આ ઉત્સવમાં રસોડા ઉપર ઉમલ્લાના શ્રી અંબાલાલભાઈ પંડ્યા અને તેમની સાથે શ્રી પાદરીયા મુખ્ય હતા. રસોઈ કેટલી બનાવવી,

પીરસાય છે કે નહિ તે જોવું વગેરે કાર્ય તેઓ કરતા. એક દિવસ તેઓ પૂ.શ્રી પાસે જઈ ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યાઃ "બાપજી! માફ કરજો. અમારાથી કાલે દર્શન કરવા અવાયું નહીં!"

પૂ.શ્રીએ કહ્યુંઃ પંડ્યા! હું રસોડે નહોતો? દર્શન કરવા અહીં આવવું જ એવું કંઈ નથી!

બીજે દિવસે એમને બંનેને પૂ.શ્રી રસોડે ફરતા હોય એવો ભાસ થયો હતો.

## કોલસાની ગુણો

આ સંદર્ભમાં પૂ.ભાઈએ કહેલી વાત યાદ આવે છે. આ ઉત્સવમાં તેઓ પણ પોતાના ગામના માણસો સાથે સેવાર્થે ગયા હતા. એક રાત્રે કોલસાથી ભરેલી ગુણોની નાવડી આવી. રાત્રે શ્રી બચુભાઈ અને સાથીદારોને ગુણો ઊંચકી કિનારે મૂકવાનું કાર્ય સોંપાયું. જે તેમણે સૌએ ભાવથી કર્યું. કોલસાની ગુણો એટલે કપડાં, શરીર કાળાં થાય જ. શ્રી બચુભાઈને વિચાર આવ્યો કે આ બધું પૂ.શ્રી જાણતા હશે?

બીજે દિવસે પૂ.શ્રી કોકને વાત કરતા કહે કે આ ઉત્સવમાં ક્યાં શું થાય છે, કોણ શું કરે છે, અરે, નર્મદાકિનારે કોણ કેવું કામ કરે છે તે બધાની મને ખબર હોય છે! શ્રી બચુભાઈને નિરાંત થઈ ગઈ! હાશ! બાપજી અમે ગુણો ઊંચકી છે તે જાણે છે!

ધર્મશાળા સામે જે મંડપ બંધાયેલો ને જ્યાંથી પૂ.શ્રીએ 'નારેશ્વરનો નાદ' પ્રવચન કર્યું હતું તેની સ્મૃતિ જાળવવા ત્યાં તે જગા પર એક પાણીનો હોજ બનાવાયો હતો. એ હોજ હટાવવાની જરૂર પડતાં ત્યાં એક મોટા આરસ પર પૂ.શ્રીના એ પ્રવચનમાંના કેટલાંક અંશો કોતરી મૂકવામાં આવ્યા. જેનું ઉદ્‌ઘાટન અઠંગ સેવક શ્રી ગોરધનભાઈ પટેલના હસ્તે થયું અને તકતી જાહેરમાં તેમના દીકરા શ્રી ડાહ્યાભાઈએ મૂકી.

## અહેવાલનું વાચન

આ જયંતીનો અહેવાલ તૈયાર થયો. સાથે પૂ.શ્રીનું નાનું જીવનચરિત્ર જોડવાનો વિચાર બધાંને આવ્યો. મુ. મોદીકાકાએ એ લખી પણ કાઢ્યું. પણ પૂ.શ્રીને વંચાવ્યા વિના તો કેવી રીતે મૂકાય?

જયારે જયારે ટ્રસ્ટીમંડળ એ સંભળાવવા જાય ત્યારે બાપજી પૂછેઃ શું છે? ત્યારે "ના, ના, બાપજી, આ તો જયંતીનો અહેવાલ છે. તે સાથે જોડવાનું એક નાનું સરખું આપનું ચરિત્ર જોડ્યું છે! તેનું શું છે?" બાપજી પૂછે. ટ્રસ્ટીઓથી કહેવાય નહીં કે આપ સાંભળો! કદાચ ના જ પાડી દે તો! આમ ટ્રસ્ટીઓ પરત આવતા.

પણ એમણે નક્કી કર્યું કે છાપી તો દેવું. વંચાવવાનું થઈ રહેશે!

છેવટે મારા ઉપર પસંદગી ઉતરી. પૂ.શ્રીનો મુકામ રાજપીપળાના રાજાનો મહેલ "પીપીંગ કોર્નર" ચાણોદની સામે હનુમંતેશ્વરમાં હતો. ત્યાં મારે એ અહેવાલ અને ચરિત્ર વંચાવી આવવું એમ નક્કી થયું.

મારી સાથે વડોદરાના મારા ઘરના માલિક શ્રી શરદભાઈ પટવર્ધન પણ આવ્યા. અમો ગયા. પૂ.શ્રીએ કહ્યુંઃ વાંચ. અહેવાલ મેં વાંચ્યો અને પૂ.શ્રીએ સાંભળ્યો. ચરિત્રની વાત આવી એટલે પૂ.શ્રી બોલ્યા. એ અહીં મૂકી જા. હું વાંચી લઈશ. તમો જમવા વગેરેથી પરવારો.

અમો જમ્યા. પૂ.શ્રી પાસે ગયા ત્યારે તેમણે એ વાંચી લીધેલું. મને એમણે કહ્યું કે આમ સારું છે. એમાં પણ સ્થાનની નીતિ વિષે જે લખ્યું છે તે સરસ છે. વળી હું આવ્યો ત્યારે ત્યાં શ્રી કમલદાસ નામે મહાત્મા રહેતા હતા તે વિશેનું લખાણ બદલવું પડશે. એ લખાણ એવું હોવું જોઈએ કે એમનો કોઈ ભક્ત એ વાંચે તો તેને આનંદ થવો જોઈએ. આમ કમલદાસ વિશેનું લખાણ નવું લખાયું અને જૂનું છપાએલું પાન કાઢી નંખાયું.

## મુ. મોદીકાકાનો ઉલ્લેખ

વંચાવવા આવતાં અગાઉ વડોદરાના ભક્તમંડળે મને કહેલું કે આ અહેવાલમાં ક્યાંય મુ. મોદીકાકાનો ઉલ્લેખ નથી તે વિષે મારે પૂ.શ્રીને કહેવું.

મેં એ વાત પૂ.શ્રીને કહી. પૂ.શ્રીએ કહ્યું કે તું પ્રસ્તાવના લખે ત્યારે બે-ચાર વાક્ય એમના વિષે લખી દેજે.

એ પછી મુ. પ્રાગજીકાકા અમને બેને પેડલ બોટમાં બેસાડી સામે પાર ચાણોદ મૂકી આવ્યા.

## મુ. મોદીકાકાનો ઉલ્લેખ પ્રસ્તાવનામાં

"આ મહોત્સવમાં દરેક કાર્યને કોઈ અજબ સ્ફૂર્તિથી પહોંચી વળતા મણિમાળામાં રહેલા દોરા સમાન એક અનન્ય મૂક અને સેવાભાવી સંવિધાયક, નિર્વાહક અને સંઘટક સમા નારેશ્વરના સ્થાનિક વ્યવસ્થાપક અર્ધાવધૂત શ્રી અમૃતલાલ નાથાભાઈ મોદીનો આભાર કયા શબ્દોમાં માનવો એ અમારા મતે એક કોયડો છે. સેવાધર્મ પરમ યોગીઓને પણ અગમ્ય છે એવું ભર્તૃહરિનું વચન જ્યાં પ્રત્યક્ષ અનુભવાતું હોય, અમે એમના વિશે શું કહીએ? અને એથી જ એ તપસીજી (પૂ.શ્રીએ એમને આ નામે ઘણાં ભજનોમાં અમર કર્યા છે એ તો હવે જાણીતી વાત છે.)નો ત્યાગ, સહનશીલતા, એકનિષ્ઠ નિરપેક્ષ સેવા વગેરેનો ઉલ્લેખ માત્રથી અમે યત્કિંચિત્ સંતોષ લઈએ છીએ. ધન્ય છે એમની અવધૂતજી પ્રત્યેની શ્રદ્ધા અને સેવાભાવના!"

(૬૦મી શ્રીરંગજયંતી-દર્શનની પ્રસ્તાવનામાંથી સાભાર)

## સ્થાનની નીતિ

એ નીતિ એટલે શું? કોઈ પણ સંજોગોમાં કોઈ પણ કામ માટે કોઈની પણ પાસે ફંડ ફાળો ઉઘરાવવો નહીં, ટીપ લઈને ફરવું નહીં, છાપામાં કે ખાનગી રીતે કોઈ જાતની અપીલ કરવી નહીં, ઓળખીતા પારખીતા દ્વારા કોઈના પર કશું જ દબાણ કરવું કે કરાવવું નહિ અને છતાં દેવપ્રેરણાથી જે આવી મળે તેનાથી કામનો ઉકેલ કરવો. જે દિવસે એ ઉત્સવ માટે જરૂરી એવું બધું દેવપ્રેરણાએ ન મળી રહે તે ક્ષણે જ સમજી જવું કે ભગવાન અહીંથી ડેરા તંબુ ઊઠાવવાની એની સાંકેતિક ભાષામાં આજ્ઞા ફરમાવી રહ્યો છે!

આશ્રમને નિમિત્તે આવેલ એક રેખ સરખી પણ કદી પોતે વાપરતા નથી. અરે આશ્રમની વસ્તુ સાથે એઓશ્રી માટેની કોઈ ચીજ શરતચૂકથી કે

ભૂલભૂલમાં આવી હોય તો તેનો પણ પોતે કદી ઉપયોગ કરતા નથી. આટલી કડક સૂક્ષ્મ દૃષ્ટિ પોતાના રોજિંદા વ્યવહાર તરફ પોતે રાખતા હોય છે. યદ્ યદ્ આચરયતિ શ્રેષ્ઠસ્ તત્ તદેવેતરો જનઃ (જે જે શ્રેષ્ઠ આચરે છે તે તે જ બીજા જન આચરે છે.) એ ભગવદુક્તિ અનુસાર લોકસંગ્રહની દૃષ્ટિએ પોતાનું જીવન સોએ સો ટકા અણિશુદ્ધ વિશુદ્ધ રાખી રહ્યા છે.

સાચા સાધુ કે સંત મહાત્મા માટે એઓશ્રીની એક ભક્તે આંકેલ સ્થૂળ કસોટી આવી છેઃ-

સાધુ ભૂખા ભાવકા, ધનકા ભૂખા નાહિ ।
ધનકા ભૂખા જો ફિરે સો તો સાધુ નાહિ ॥

અને ખરેખર અવધૂતજી એમાંથી પાર ઉતર્યા છે.

(૬૦મી શ્રીરંગજયંતી-દર્શનની પ્રસ્તાવનામાંથી સાભાર)

## પૂ.શ્રીની રમૂજ

અહેવાલ પ્રગટ થયો. આ વાંચી પૂ.શ્રીનો રમૂજી સ્વભાવ ખીલી ઊઠ્યો. મોદીજીનો તો આભાર માનીએ તોયે દુઃખ અને ન માનીએ તોયે દુઃખ!

પોતાના મિત્રની વાત પર રમૂજ તો અવધૂત જ કરે!

આ સંદર્ભે તેમણે ટ્રસ્ટીઓને કહ્યુંઃ જુઓ, અહેવાલ ડૉ. વાણી અને શંકરભાઈના નામે ગયો અને જીવનચરિત્ર ધીરુના નામે ગયું. મોદીજી તો અળગા જ રહ્યા! પૂ.શ્રી ઘણી વાર કહેતાઃ રાવણનું રાજ વાણિયા વિના ગયું! આપણે વાણિયો રાખ્યો છે!

આ ઉત્સવમાં સપ્તાહ દરમ્યાન લાખેક માણસ દર્શન કરી ગયું. સર્વને રહેવા આવાસો બંધાયા હતા. મહાપ્રસાદ માટે મુક્તદ્વાર હતું.

આવા ઉત્સવોમાં એક નીતિ એ હતી કે ભક્તો જો ગુરુદ્વાદશી સુધીમાં જે પૈસા આપે તે સ્વીકારવા. ઉત્સવ દરમ્યાન મોટી રકમ હોય કે નાની, તે લેવી નહિ. આમાં મોટી મોટી રકમો પણ નકારાઈ હતી.

વળી સ્થાન તરફથી ઉત્સવ અંગે કશું પેપરોમાં અપાતું નહીં. પૂ.શ્રી માનતા કે આપણે આપણા આનંદ ખાતર ઉત્સવ કરીએ છીએ. વળી આવો

મોટો ઉત્સવ થતો હોય તો પેપરવાળાની ફરજ છે કે તે અહીં આવી જુએ અને પોતાને છાપવો હોય તો અહેવાલ લખી છાપે.

આમ પણ પૂ.શ્રી પ્રચારની વિરુદ્ધ! એક વખત તો એમનો કાર્યક્રમ પેપરમાં આવ્યો તો તે ગામ ગયા જ ન હતા!

## પહેલાંની દત્તજયંતીનો ઉત્સવ

પૂ.શ્રી નારેશ્વરમાં દત્તજયંતી ઉજવતા. ધીરે ધીરે એ ઉત્સવે મેળાનું રૂપ ધારણ કર્યું જેનું માત્ર વર્ણન સાંભળીને ઝવેરચંદ મેઘાણી જેવા પણ બોલી ઉઠેલાઃ મેળાને કાવ્યત્વથી મઢી દેવો એ સત્ત્વશીલનું કામ છે.

આ પ્રસંગે શ્રીગુરુલીલામૃતનાં દ્વિદિન પારાયણો રખાતાં. ૨૧ વ્યક્તિઓ બેસતી અને તેમને અધ્યાયો વહેંચી દેવાતા. બેસનાર એવી વ્યક્તિ પસંદ કરાતી કે તે વહેલી સવારે ઊઠી સૂર્યોદય પહેલાં નહાઈ ધોઈ તૈયાર થઈ શકે. એને ચા સરખી ચીજનું વ્યસન ન હોય. ફલાહાર પર જ તે કરી શકે. પવિત્રતા જાળવવાના બધા નિયમો જાણતો હોય અને પાળતો હોય. દત્તજયંતી એટલે ઠંડીના દિવસો હોય. માગસરમાં તો વધુ પડે. એવે સમયે મળસ્કે નર્મદામાં નહાવાનું હોય. આદિ ને અંતમાં અનુક્રમે દત્તનામસંકીર્તન ને દત્તનામસ્મરણ બોલાય. પૂ.શ્રીના સાહિત્ય ખાસ કરીને શ્રીગુરુલીલામૃત ગ્રંથનો વ્યાસંગી હોય.

અલબત્ત આવનાર બધાંને રહેવા માટે મંડપ બંધાતા. આવી એક દત્તજયંતી ઉપર નર્મદા કિનારે અમો નહાતા હતા અને બાજુમાંથી જ એક બહેનનો અવાજ આવ્યો. સ્થૂળ કાયા. પાણી ઠંડુ અને કિનારે જ બેસી પડેલાં. અડધાં પડધાં બોળાયાં હશે ને બૂમ પાડી ઉઠેલાંઃ અરે! આ મહારાજ તો ખરા છે. વહેલી સવારે ઠંડીમાં ટાઢા પાણીએ નહાવાનું કહે છે!

છતાં લોકો ઉત્સવમાં આવતા, હરખભેર ભાગ લેતાં.

## છતાં વાંચવું

પૂ.શ્રીને એક ભક્તે પૂછ્યુંઃ બાપજી, શ્રીગુરુલીલામૃતમાં કેટલાક અધ્યાયો સમજાતા નથી. પૂ.શ્રીએ કહ્યુંઃ વાંચતા રહો. પારાયણ વખતે પણ ગગડાવી ન જવા. વાંચતાં વાંચતાં કોઈ દિવસ સમજાશે. આપણને ડૉક્ટર ઈન્જેક્શન મૂકે છે તે આપણને સમજાય છે? છતાં અસર થાય છે ને!

# ❧ પ. પૂ.શ્રી અને મુ. મોદીકાકા ❧

મુ. મોદીકાકા અને પૂ.શ્રી વચ્ચે મૈત્રીભાવ પણ ખરો અને ભક્ત અને ભગવાનનો ભાવ પણ ખરો.

શરૂમાં તેઓ નારેશ્વર કાયમના રહેતા નહીં. અવારનવાર પૂ.શ્રીના દર્શને જાય. પત્રવ્યવહારથી નારેશ્વર તરફનું કાર્ય કરે. પ્રેસમાં છાપવાનું કાર્ય પણ સંભાળે.

પછી જેમ જેમ કાર્ય વધતું ગયું તેમ તેમ તેમને સ્થાનમાં રહેવાની જરૂર ઊભી થઈ. એમના મોટા દીકરા શ્રી જયંતીભાઈએ કહ્યુંઃ હું ઘરની જવાબદારી સંભાળીશ. તમો નિશ્ચિંત થઈ નારેશ્વર રહો! અને મુ. મોદીકાકા નારેશ્વર આવ્યા.

## પેલાને કહો કે હું ખાવાનો છું!

એક વખત કંઈક બન્યું અને પૂ.શ્રીએ અનાજ છોડી દીધું. મુ. મોદીકાકાએ પણ કોઈને કશું જણાવ્યા વિના અનાજ બંધ કરી દીધું. ત્રણ દિવસ પસાર થયા. ચોથે દિવસે પૂ.શ્રી પૂ.માજીને ત્યાં ભિક્ષા લેવા જતા હતા ત્યારે તેમણે એક સેવક મારફત તેમને કહેવડાવ્યુંઃ આજે હું ખાવાનો છું!

## એક વાક્યનાં સો વાક્ય

પૂ.શ્રીએ અમારા પિતાજીને એક વાર વાતચીતમાં કહેલુંઃ "હું એક વાક્ય કહું અને મોદીજી સો વાક્યો લખે. જ્યારે બીજાઓને હું સો વાક્યો કહું તોય બે વાક્ય લખી શકતા નથી!" એ વખતે પિતાજીએ કહ્યુંઃ અમારાથી મુ. મોદીજી જેવી સેવા થઈ શકે નહિ. આપની અવધૂતી વાક્યરચના, આપનો અકિંચન બાદશાહી વૈભવ જાળવવાનું કામ અમારું નહીં, ખરેખર એ અઘરું છે. આપ કશું કહો નહીં અને તમારા મનને જાણી લઈ કાર્ય તો મોદીજી જ કરી શકે. વળી ભૂલ થતાં ઠપકો પણ એ જ સહન કરી શકે.

## સંતનિકેતન

મેં પણ એવું જોયું છે. એક વખત દ્વારકાપીઠના શંકરાચાર્ય શ્રી અભિનવ સચ્ચિદાનંદજી નારેશ્વર પધાર્યા હતા. એમના ગયા પછી પૂ.શ્રીએ મોદીકાકાને કહ્યુંઃ આવો મોટો માણસ એના રસાલા સાથે આપણે ત્યાં આવે તો એને વ્યવસ્થિત ઉતારવાની આપણી પાસે જગા જ નથી. એક એવો આવાસ બાંધવો જોઈએ.

પૂ.શ્રીના એ સૂચનને ધ્યાનમાં રાખી મુ. મોદીકાકાએ સંતનિકેતન બાંધી દીધું! કેવી રીતે? એ અને એમનો ભગવાન જાણે! પૂ.શ્રીને પણ એમણે કશી વાત કરી નહીં. મને તો ઘણા વખત પછી ત્યાં મુ. ભવાનીશંકર શાસ્ત્રીજીનો ફોટો મૂકાયો ત્યારે જ ખબર પડી કે ધન ક્યાંથી આવ્યું!

## રાયફલ કેમ્પ

મુ. મોદીકાકા વિશેની વાત અહીં યાદ કરીએ. સ્થાનમાં રાયફલ કેમ્પ ચાલતો હતો. ત્યાંજ મુ. મોદીકાકાની પત્ની શ્રી પદમાકાકી સખત દાઝી ગયાનો પત્ર આવ્યો. પત્ર તેમણે ગજવામાં મૂકી દીધો. કેમ્પની વ્યવસ્થામાં જ ગૂંથાએલા રહ્યા.

નડિયાદથી કોઈ આવ્યું અને તેમણે ફરિયાદ કરી કે મોદીકાકાને પત્ર લખવા છતાં તેઓ નડિયાદ આવ્યા નહીં. પૂ.શ્રીએ મોદીકાકાને બોલાવી નડિયાદ જવા કહ્યું. તોયે તેઓ ગયા નહીં. એમને મન અહીંની વ્યવસ્થા મહત્ત્વની હતી. થોડું ગાડું ચીલે પડે જઈશ એમ મનમાં ધારેલું.

પૂ.શ્રીના ધ્યાનમાં આવ્યું કે હજી મોદીજી ગયા નથી. તાકીદે જવા કહ્યું અને તેઓ ગયા!

ચારેક દિવસ પછી પદમાકાકી ગુજરી ગયાં!

## પૂ.શ્રીનો ફોટો ને શ્રીગુરુલીલામૃત

ગ્રંથની નવી આવૃત્તિ નીકળવાની હતી. એમાં મૂકવાનો ફોટો મુ. મોદીકાકાએ પસંદ કર્યો અને છપાઈ ગયો. બાઈન્ડિંગ બાકી હતું. પૂ.શ્રીને ખબર પડી કે હાલમાં જે હસતો ફોટો લેવાયો છે તે મૂકવાના છે.

પૂ.શ્રીએ કહ્યુંઃ આ ફોટો ન મૂકાય. શ્રીગુરુલીલામૃત કેટલી નમ્રતાથી લખાએલો ગ્રંથ છે. તેમાં મારો ખુરશી પર બેઠેલો ફોટો ન મૂકાય! પૂ.શ્રીએ કહ્યુંઃ ફોટો ગમે તેવો સારો આવ્યો હોય, આપણો ઝાડ પર બેઠેલો ફોટો હોય, અથવા આપણે ઝાડ પર ચઢેલા હોય અને કોઈએ પાડી લીધો હોય તે સારો પણ આવ્યો હોય પણ શ્રીગુરુલીલામૃતમાં મૂકાય નહીં. અવધૂત માત્ર લહિયો છે ત્યાં આવો ફોટો મૂકવો અવિનય છે.

મારા પિતાજીએ કહ્યુંઃ બાપજી, આ ફોટામાં આપ ખુરશી પર બેઠા છો એવું દેખાતું નથી. આસન પર બેઠા હોય એવું લાગે છે. પૂ.શ્રીએ કહ્યુંઃ પણ હું જાણું છું ને કે હું ખુરશી પર બેઠો છું!

તમારે મૂકવો હોય તો મૂકો પણ મારી પાસે અભિમંત્રિત કરાવવા જે કોઈ ગ્રંથ લઈને આવશે તેમાંથી આ ફોટો ફાડી લઈ અભિમંત્રિત કરી આપીશ!

એ ફોટો ન મૂકાયો.

એ વખતે પિતાજીએ પૂછ્યુંઃ આપને પૂછ્યું ન હતું? પૂ.શ્રીએ કહ્યુંઃ ના. પૂછે નહીં અને પછી કંઈ કહીએ કે રડે! મારા પિતાજીએ કહ્યું કે આપણે બહાર જતા હોઈએ તો પત્નીને પૂછતા નથી કે કંઈ લાવવું છે? પૂ.શ્રી કહે કે પૂછ્યા વગર જઈએ તો પત્ની બીજો ધક્કો ખવડાવે! અને આ બાર ધક્કા ખાય એવો છે!!

## "ધર્મજનો ધડાકો"નાં પ્રૂફ

ધર્મજમાં જન્મજયંતી હતી. મારે તે જ દિવસે કોલેજ ખૂલે તેથી હું થોડો વહેલો ધર્મજ ગયો! ત્યાં 'ગુજરાતનાં તીર્થો' ઉપર પ્રદર્શન તૈયાર કરાવેલું તે ગોઠવવાનું હતું.

મુ. મોદીકાકાએ કહ્યુંઃ ધીરુ! આ ગાડી લઈ બોરસદ જા. પ્રેસમાં પૂ.શ્રીનું પ્રવચન છપાય છે તેનાં પ્રૂફ જોઈ આવ.

હું ગયો પ્રૂફ જોવાં. પણ મને એક ઠેકાણે તુલસીદાસનું એક વાક્ય સમજાયું નહીં તેથી તેને સુધારી 'અઘ માઈ'ની જગાએ 'અઘમાઈ' કર્યું. પૂ.શ્રીને ખબર નહીં કે પ્રૂફ મેં જોયું છે! તેઓ બોલ્યાઃ મોદીનું પણ પ્રૂફ જોવાનું આવું છે!

હું મારી ભૂલ બદલ પસ્તાયો. મુ. મોદીકાકાએ ક્યારેય કહ્યું નહીં કે પ્રૂફ ધીરુએ જોયાં હતાં. મારે પણ ભૂલ કબૂલવી જોઈતી હતી પણ તે વખતે એવું ભાન ક્યાં હતું?

## પ્રૂફ જોવાની તાલીમ

શરૂ શરૂમાં હું પ્રૂફ જોતો. નારેશ્વર જાઉં અને જો પ્રૂફ આવ્યાં હોય તો હું જોઉં.

પછી મુ. મોદીકાકા જુએ અને અનેક ભૂલ કાઢે! મને કહેઃ પ્રૂફ તો આંખમાં દિવેલ આંજીને જોવાં પડે! પછી ઉમેરેઃ એમ કરતાં કરતાં આવડશે!

ઘણી વાર પૂ.શ્રીનાં પ્રવચનનું પ્રૂફ હું જોઉં. બધી કાળજી રાખી જોયું હોય તો પણ પૂ.શ્રીનાં હાથમાં જતાં એમની પહેલી નજર ભૂલ પર જ પડે! મને કહેઃ અલ્યા, કેવું જોયું છે! આપણે કંઈ બોલીએ નહીં તો કહેઃ હવેથી કાળજી રાખવી. એમ કરતાં આવડશે!

મુ. શ્રી જયંતીલાલ આચાર્ય સદા કહેતા કે પ્રૂફ જોવાનું કામ અપયશનું કામ છે! કચરો જયારે કાઢો ત્યારે થોડો તો નીકળે જ!

## પીરસવાનું કાર્ય

શરૂમાં હું નારેશ્વર જતો. મુ. મોદીકાકાએ કહેલું કે એક બે પંગત પીરસી પ્રસાદ લેવા બેસવું. તે અનુસાર હું વર્તતો. પછી હું ટ્રસ્ટી થતાં જ તેમણે કહ્યું કે હવે તારે પીરસવું નહિ; પણ પીરસાય છે કે નહિ તે જોવું.

પીરસવાનો એક અનુભવ નોંધું.

એક વાર પુણ્યતિથિ પર હું પીરસતો હતો. ખીચડી-શાક કરેલાં. હું ખીચડીનું બોચિયું ભરી આવું. એક પંગતમાં બેઠેલી માત્ર પાંચ વ્યક્તિને જ પીરસું. બીજું બોચિયું ભરીને આવું ત્યાં તો પેલા પાંચ જણાએ એ ખીચડી ખાઈ લીધી હોય! પાંચેક વાર આવું થયું હતું! પણ મેં પીરસ્યા કરેલું!

પહેલાં પુણ્યતિથિ પર પૂ.શ્રી જેને 'અવધૂતી' કહેતા અને પોતે મોટે ભાગે જે ખાતા તે ખીચડી જ થતી. પછી ડૉ. વાણીકાકાએ કહ્યુંઃ પૂ.શ્રીની

પુણ્યતિથિ હોય ને ખીચડી! મિષ્ટાન્ન જોઈએ. એ પછી પુણ્યતિથિ પર ખીચડી બંધ થઈ.

## રાત્રીકથાઓ

પૂ.શ્રીએ એક વખત વાતવાતમાં કહ્યું કે શિક્ષકો ધારે તો વેકેશનનો ઉપયોગ શ્રીગુરુલીલામૃત ઉપર કથા કરવામાં કરે જેથી પરિવારના ભક્તોને શ્રીગુરુલીલામૃત બરાબર સમજાય.

હું ભરૂચમાં પ્રાધ્યાપક થયો એટલે કોલેજનું વેકેશન સામાન્ય રીતે લાંબું હોય. મેં પૂ.શ્રીને કહ્યુંઃ આપ જ્યાં કહેશો ત્યાં આ વેકેશનમાં કથા કરવા જઈશ.

પૂ.શ્રીએ ઉમલ્લામાં ગોઠવવાનું ધાર્યું. શ્રી સુમનભાઈએ કહ્યુંઃ અમુક ભાઈને એમના પિતા પાછળ કથા બેસાડવી છે જ. પૂ.શ્રી બોલ્યાઃ મારે એને બામણ નથી બનાવવો! હા, કોઈએ જવા આવવાનું ભાડું આપવું હોય તો આપે. ન આપે તોય વાંધો નહિ. એકાદ વસ્ત્ર કે એવું. પછી મંડળ દ્વારા મારી રાત્રીકથા ગોઠવાઈ. રોજ રાત્રે આઠ સાડા આઠે શરૂ કરી ૧૧-૧૧:૧૫ વાગે પૂરી કરી લગભગ ૨૧ દિવસે ગ્રંથ પૂરો કરવાનો.

ઉમલ્લા આમ પણ અવધૂતી ગઢ. કથામાં આખું મંડળ આવતું. પૂ.શ્રીએ તો એમને કહાવ્યું કે ગ્રંથ લઈને બેસજો. જ્યાં ન સમજણ પડે ત્યાં પૂછજો.

મેં પણ ચાલુ કથાના મહારાજો કહે છે તેવું ન કરતાં વર્ગમાં વિદ્યાર્થીઓને શીખવતો હોઉં એમ સમજૂતી સાથે બોલતો. આખો દિવસ મારો સ્વાધ્યાય અને આરામ રહેતાં. કેરીગાળો એટલે દરેક ભક્તને ત્યાંથી આમંત્રણ આવતું. જે જાણે તે કહેઃ ધીરુને લહેર છે!

મને શ્રી અંબાલાલ પંડ્યાના સ્ટેશન પાસેના ઘરમાં ઉતારો આપવામાં આવ્યો હતો. શ્રી અંબાલાલકાકાના દીકરા શ્રી જયંતીભાઈ તથા તેમનાં પત્ની શ્રી સુશીલાબહેન દર ગુરુવારે ચાલતાં નારેશ્વર જતાં. હું પણ જોડાતો. સવારે પૂ.શ્રીની વાતો કરતાં અમો જતાં. ત્યાંથી પરત આવીને બપોરે ઘરની છાશ વગેરે પ્રથમ પીતાં. ગુરુવાર એટલે હું એક વાર જમતો.

અહીં મેં વન્દે નર્મદામ્‌ના અર્થો ત્યાંના ભક્તોની માગણીથી સમજાવેલા.

શ્રી સુમનભાઈ તો પૂ.શ્રીની સેવામાં હતા. એક-બે દિવસ સાથે રહ્યા હતા.

વચમાં મારી બે નાની દીકરીઓ મનીષા-બિન્દી પણ કથામાં આવેલી. મુ.મોટા પણ છેલ્લે દિવસે આવ્યા હતા.

પરિવારે મારું સન્માન કરતાં છેલ્લે દિવસે મને ચાંદીનાં પંચપાત્ર-તરભાણું, પ્યાલો અને આચમની આપ્યાં હતાં. પછીની કથાઓમાં સાંપલાથી ચાંદીની ઘંટડી, ગાય વગેરે અપાયાં. કથાના રિપોર્ટ નારેશ્વર સારા ગયા હતા.

એ પછી તો મેં જંબુસર, સાંપલા, સાચર, લીલોડ, ગણદેવી, વેળુગામ ને વિદ્યાનગર એમ કથાઓ કરી. પછી તો પૂ.શ્રી બ્રહ્મલીન થતાં મુ. મોદીકાકા સાથે કામ વધુ રહેતાં રાત્રીકથાઓ બંધ થઈ.

પણ આનાથી મને ફાયદો થયો. એ રીતે શ્રીગુરુલીલામૃતના વિષયમાં પાવરધો થઈ ગયો! ગમે તે પ્રશ્ન પૂછાય તેનો ઉત્તર મારી પાસે હોય જ.

આ બધું ગાંધીનગરથી 'ક્વીઝ'નો કાર્યક્રમ થયો તેમાં કામ આવ્યું. ગામે ગામ 'ક્વીઝ'ના કાર્યક્રમો થયા. છેવટે નારેશ્વરમાં અંતિમ સ્પર્ધા થઈ જેમાં શ્રી નવીનભાઈ પાઠક વિજેતા થયા હતા. અહીં મને પૂ.શ્રીએ આરંભમાં કહેલું તે યાદ આવ્યું. પૂ.શ્રી કહેઃ આપણે અત્તરની દુકાન કાઢી બેઠા હોઈએ તો ભલે કોઈ અત્તર લે કે ન લે, આપણને તો સુગંધ આવ્યા કરે ને! મને એ સુગંધ મળી ગઈ એમ લાગ્યું!

## ભૂતડી ઝાંપે

ભૂતડી ઝાંપા પર ફક્ત પૂ.શ્રીનું નાનું મંદિર હતું. ત્યાં ભજનો થતાં. પરિવાર તરફથી ત્રણ વક્તાઓ દ્વારા ત્રણે કાંડની વારાફરતી કથાઓ ગોઠવાઈ. મારે ત્રીજા ભાગ પર બોલવાનું હતું. પ્રા. નાચણેબહેને કોઈને કહ્યું કે આમને ક્યાં બેસાડ્યા? પણ પછી મારું વિશ્લેષણયુક્ત કથાનક સાંભળી તેમને થયું કે ના, એ જ બરાબર હતા! પ્રા. શિવુભાઈ દવેને તેમણે આ વાત કરી હતી.

# મંગળ પ્રવચનો

પછી તો જ્યાં કથા હોય કે કાર્યક્રમ હોય મને મંગળ પ્રવચન માટે નિમંત્રણો મળવા માંડ્યાં. એ રીતે હું પ્રાસંગિક બોલવા માટે ટેવાતો ગયો. પૂ. મોદીકાકાની હાજરીમાં પણ મેં દક્ષિણ ગુજરાત, ઉત્તર ગુજરાતના પ્રવાસોમાં પ્રાસંગિક વક્તવ્યો આપ્યાં હતાં. હું પૂ.શ્રીનું કોઈ એક જ પાસું લઈ બોલતો.

શ્રી નટવરલાલ શાસ્ત્રીની કથામાં તો હું જ મંગળ પ્રવચન કરવા જતો. રજા ન હોય તો તેઓ મને રવિવારે કથામાં બોલાવતા. ઘણાને તો શંકા પણ થતી કે આ બે વચ્ચે કંઈ કરાર થયા લાગે છે! પણ અમારો કૌટુંબિક સંબંધ હતો. વળી શ્રી શાસ્ત્રી કહેતા કે તમારામાંથી અમુક મુદ્દા મને મળી રહે છે એ એક મોટો લાભ છે.

અહીં શ્રી નટવરલાલ શાસ્ત્રીની ધગશ- નવું જાણવાની અને એ માટે મહેનત કરવાની વાત કરું.

પૂ.શ્રીને એક જન્મજયંતીએ અભિવાદન ગ્રંથ અર્પણ કરવાના ભાગરૂપે અમોએ કેટલાક લેખકોના લેખો ભેગા કરેલા. શ્રી શાસ્ત્રીજીને એ ખબર. જ્યારે એમને પૂ.શ્રી સાથે આફ્રિકા જવાનું નક્કી થયું તો એ બધા લેખો તેઓ અમારી પાસેથી લઈ ગયા અને રાતોરાત એ બધા ઉતારી લીધા. જેને આધારે તેમણે ત્યાં પણ ઉદ્‌બોધનો કર્યાં અને ભવિષ્યની કથાઓમાં પણ એનો ઉપયોગ કરતા રહ્યા.

જંબુસરમાં તો મને સંસ્કૃત ભણાવનાર શ્રી એ. પી. દવેસાહેબ પણ આવતા. તેમણે પિતાજીને મારા વેદાંતજ્ઞાન માટેનાં વખાણ લખી મોકલેલાં. ત્યાં વચમાં પૂ. ડોંગરે મહારાજની કથા આવતાં મેં મારી કથા તે દરમ્યાન બંધ પણ રાખેલી.

સાયર, લીલોડ ને વેળુગામની કથા પૂરી કરી હું રાત્રે કે સવારે પરત નારેશ્વર આવતો ને ત્યાંનું કામ કરતો, જેથી ગામ પર બીજો બોજો રહે નહિ. ગણદેવીમાં તો શ્રી વિશ્વનાથકાકા, નવલભાઈ વગેરે જાણીતા જ હતા. કુટુંબી કહો તો ચાલે!

## પૂ.શ્રીની આગાહી

મને વિદ્યાનગર નિમણૂંક મળી. થોડા વખત પછી કપડવંજ કોલેજની પ્રોફેસર પદની જાહેરાત આવી. પૂ.શ્રીને મેં પૂછ્યુંઃ અરજી કરું? પૂ.શ્રીએ કહ્યું હવે તારે ક્યાંય અરજી કરવાની નહિ. જે મળવાનું છે તે તને અહીં જ મળશે! સાચે જ અહીં મારે પૂ. ભાઈકાકા, શ્રી એચ. એમ. પટેલ, મંડળના સેક્રેટરી શ્રી ચીમનભાઈ દેસાઈ અને બીજા અગ્રણીઓ સાથે કામ કરવાનું થયું. મારા એક વખતના સ્કૂલના પ્રિન્સિપાલ શ્રી ઈશ્વરભાઈ પટેલ વાઈસ ચાન્સેલર થયા તેમની સાથે તથા સ્કૂલનાં એક વખતનાં સહશિક્ષિકા ડૉ. ચિત્રાબહેન સાથે પણ અહીં કાર્ય કરવાનું થયું. ટેમ્પલ કમિટિનો સક્રિય સભ્ય થયો. અહીં કોલેજના પ્રતિનિધિરૂપે સેનેટમાં ગયો અને ત્યાંથી સિન્ડિકેટનો સભ્ય પણ થયો. પછી તો પ્રાધ્યાપકોના મંડળ SPUATA નો પ્રમુખ પણ થયો. હા, એક વાર આ આગાહીનો ખોટો અર્થ કરી અહીંની જ યુનિવર્સિટીમાં ખાલી પડેલી જગા ઉપર અરજી કરી બેઠો! નિષ્ફળ ગયો!!

## આવું કહેવાય?

મુ. મોદીકાકા સાથે કામ કરું. એક દિવસ પૂ.શ્રી કહેઃ આવું તને મોદીજીને હું કહેવાનું કહું તો તું કહે ખરો?

મેં ના પાડી. પૂ.શ્રીએ પૂછ્યુંઃ કેમ? મેં કહ્યુંઃ એ મારા મુરબ્બી કહેવાય. આપ કહી શકો, હું નહીં! પૂ.શ્રીએ ફરી પૂછ્યું કે મુરબ્બી થયા તેથી શું? ન કહેવાય? મેં ફરી ના પાડી! પૂ.શ્રી મૌન રહ્યા.

પિતાજીએ આ વાત જાણી મને કહ્યું કે તારી પરીક્ષા થઈ ગઈ!

## તું કાચો પડ્યો

પરીક્ષાની વાત નીકળી છે તો બીજો પ્રસંગ ટાંકું.

મુ. મોદીકાકા ઉપર કામનું ભારણ રહે છે તેથી તેમની મદદમાં એક કમિટી નીમવી જોઈએ એમ હવા થઈ. પૂ.શ્રીએ પૂછ્યુંઃ મોદીજી કમિટીનું ન માને તો શું? વાત પડતી મૂકાઈ.

થોડા સમય પછી મારી પાસે એક ટાઈપ થએલો કાગળ આવ્યો. આમાં પૂ.શ્રીની હયાતિ બાદ શું કરવું તેનાં સૂચનો હતાં.

મેં કહ્યુંઃ આપણે આવું વિચારવાની જરૂર નથી. પૂ.શ્રી સમર્થ છે. અવતારી પુરુષ છે. એ બધું ગોઠવીને જ જશે. મેં સહી ન કરી તેથી એ પ્રવૃત્તિ અટકી.

વાત પૂ.શ્રીને કાને થોડા વખતે ગઈ. મને પૂ.શ્રીએ કહ્યુંઃ તું કાચો પડ્યો! સહી કરવાની હતી. મારી પાસે આવત તો જોયું જાત! મેં કહ્યું કે એમાં આપ મારી સહી જોઈને શું ધારો!!

વળી આવું બધું મને ફાવે પણ નહીં. હું તો સીધો સાદો માણસ. કામ કરી જાણું!!

## પૂ.શ્રી પછી ૧૦ વર્ષ

યાત્રાધામ અંબાજીમાં પૂ.શ્રીની જન્મજયંતી હતી. આ વખતે વાતવાતમાં પૂ.શ્રીએ પિતાજીને કહ્યુંઃ “મારા પછી ભગવાન મોદીજીને દશ વર્ષનું આયુષ્ય આપે! તો જગત જાણશે કે અવધૂત કોણ હતો!”

મારા પિતાજી અને મુ. મોદીકાકા વચ્ચે આ વાક્યના અર્થઘટન અંગે મતભેદ હતો. મુ. મોદીકાકા કહેતાઃ અંબાજીમાં કહ્યું એટલે અંબાજીની જયંતી પછી દશ વર્ષ. મારા પિતાજીએ કહ્યું કે પૂ.શ્રીએ પોતાના પછી એવું કહ્યું એટલે એમના બ્રહ્મલીન થયા પછીનાં દશ વર્ષ!

## અંતર્યામી

એક વખત મુ. મોદીકાકા ઉપર ચારે તરફથી ખૂબ પસ્તાળ પડી. અમે બધા- ખાસ કરીને હું- ખૂબ ઊંચોનીચો થઈ ગયો! હું તે વખતે કોઈ હોદ્દા પર નહીં. ચીંધ્યું કામ કર્યા કરું- ખાસ કરીને પ્રૂફ જોવાનું. મુ. જયંતીલાલ આચાર્ય, જયંતીલાલ શાહ, હિંમતલાલ દવે વગેરે સાથે પરિચય સારો.

મેં મોદીકાકાને કહ્યુંઃ આટલી પસ્તાળ પડે છે તો તમે બાપજીને કેમ કંઈ કહેતા નથી?

તેમણે કહ્યુંઃ હું એમને અંતર્યામી ગણું છું. એમને કંઈ કહેવું પડે નહીં. એ બધું જાણે છે! અને એનો ઉપાય પણ જાણે છે!!

## દાનપેટી

એક વખત મુ. મોદીકાકાને બાપજીએ કહ્યુંઃ “મારે પૈસા વગર ચાલ્યું. તમારે કંઈ ચાલવાનું છે? પેટી પણ મૂકવી પડે!”

મુ. મોદીકાકાએ કહ્યુંઃ ભગવન્! આપને ચાલ્યું. આપે પેટી ન મૂકી તો અમે પણ નહીં મૂકીએ. આપની આશિષથી અમારું પણ ચાલશે! પૂ.શ્રી મૌન રહ્યા.

મેં તે વખતે મોદીકાકાને કહ્યુંઃ કાકા! તમે પેટી નથી મૂકી તો અમે પણ પેટી નહીં મૂકીએ. તમારે ચાલ્યું- પૂ.શ્રીએ ચલાવ્યું તો અમારું પણ પૂ.શ્રી ચલાવશે! હવે તો પેટી મૂકવાનો સવાલ જ નથી!

## મતભેદ હોય મનભેદ નહીં

એક વખત મુ. મોદીકાકા સાથે હું અને શ્રી નારાયણભાઈ પટેલ અમદાવાદ ગયા. ભદ્રમાં ડૉ. વાણીકાકાને ત્યાં ગયા. જેવા બંને મળ્યા કે બંનેએ એકબીજા પર પોતાનો ઉભરો ઠાલવવા માંડ્યો. જાણે વઢતા હોય એવું જ લાગે! અમે બંને તો સ્તબ્ધ થઈ ગયા અને થયું અહીં ક્યાં આવ્યા!

થોડી વાર થઈ ઉભરો શાંત થયા પછી બંને દિલોજાન મિત્રો કે નજીકના સ્વજનો હોય એમ લળીલળીને વાતો કરવા લાગ્યા!

ઘણા વખત પછી સમજાયું કે મતભેદ ભલે હોય, મનભેદ ન હોવો જોઈએ. એનું એ ઉદાહરણ હતું.

## ડૉ. વાણીકાકાની સેવા

મુ. મોદીકાકાએ પૂ.શ્રી પાસે નર્મદા પરિક્રમા જવાનો પ્રસ્તાવ મૂક્યો. પૂ.શ્રીએ કહ્યુંઃ આખી પરિક્રમા કરવાની હવે તમારી ઉંમર ગઈ. ક્યારેક શૂલપાણેશ્વર સુધી જવાની અર્ધી પરિક્રમાનું વિચારજો.

પૂ.શ્રીના બ્રહ્મલીન થયા પછી તેઓ શ્રી વિઠ્ઠલભાઈ પાઠક સાથે નીકળ્યા. શૂલપાણેશ્વર જઈ પરત આવતાં પોઈચા પાસે તબિયત બગડી. રોજ જ ખૂબ ચાલતા હતા- ગજા બહારનું!

વડોદરા સયાજી હોસ્પિટલમાં દાખલ થયા. ડૉ. વાણીકાકા તરત જ તેમની સેવામાં આવી ગયા. હોસ્પિટલમાં સાથે જ રહે. એમનો મળ બાઝી ગએલો તેને દવાથી છૂટો કરવામાં આવતો. એ મળ ગંધાય પણ ખૂબ. એનો સાક્ષી હું હતો. રોજ દવાખાને જતો ને જોતો. ડૉક્ટર કાકા સતત સેવામાં હાજર!

નવા કાર્યકરોએ શીખવા જેવો પ્રસંગ!

## શંકાનિવારણ

એક વાર વાણીકાકાને ખબર પડી કે અમદાવાદમાં જે સાહિત્ય છપાય છે તેના પૈસા પ્રેસના માલિક શ્રી મૂળચંદભાઈ લેતા નથી. તો દાનમાં આવેલા પૈસા જાય છે ક્યાં? પૂ.શ્રી પાસે વાત ગઈ. થોડો ઉહાપોહ પણ થયો.

વર્ષો પછી મારે વાત થઈ ત્યારે મેં ડૉક્ટરકાકાને કહ્યુંઃ કાકા! મૂળચંદભાઈ પૈસા નહોતા લેતા એ તો એમના પ્રેસમાં જે કંપોઝ થાય, છપાય તેના જ એ નહોતા લેતા. પણ કાગળ તો બજારમાંથી જ આવે. વળી બાઈન્ડિંગ પણ બહાર જ કરાવવું પડે! એમને સંતોષ થયો. ડૉ. વાણીકાકાનો આશય જો કે ટ્રસ્ટનો પૈસો ટ્રસ્ટ માટે જ ખર્ચાય એવો હતો.

અહીં અમદાવાદમાં જે મકાનના એ ટ્રસ્ટી હતા તે મકાન દેવસાહેબને ઓછા પૈસે આપવા તે તૈયાર ન હતા તે વાત નોંધવા જેવી છે. શ્રી દેવસાહેબ સાથે ગાઢ સંબંધ હતો છતાં! ટ્રસ્ટને ખોટમાં કેમ મૂકાય? આ જ દેવસાહેબને એમણે સ્થાનમાં છ ટ્રસ્ટી હતા છતાં સાતમા એમને લો એવો આગ્રહ રાખેલો! અને લેવામાં આવ્યા!

## દેવનો દીવો ચટાય નહીં

અહીં મને મારા પિતાજીએ એક વાત કહી હતી તે યાદ આવે છે. પૂ.શ્રીએ વાત નીકળતાં એમને કહેલુંઃ જોષીજી! દેવનો દીવો ચટાય નહીં! મેં મોટાને પૂછ્યું કે એનો અર્થ શું? મુ.મોટાએ કહ્યુંઃ દેવના દીવા માટે આવેલું ઘી પોતાના

ખાવામાં વપરાય નહીં એ એનો સીધો સાદો અર્થ. પણ દેવ માટે આવેલી કોઈ પણ ચીજ પોતાના અંગત વપરાશમાં લેવાય નહીં એવો એનો ગૂઢ અર્થ.

## માળાની માગણી

એક વખત નારેશ્વરમાં મુ.મોટાએ મને કહ્યુંઃ તું મોદીકાકાને કહી મને પૂ.શ્રીએ વાપરેલી એક માળા અપાવ. મોટા મણકાની પણ ચાલશે. હવે તું ટ્રસ્ટી થયો છે તો મુ. મોદીકાકાના ગયા પછી તારાથી મને કંઈ અપાશે નહીં- વ્યવહારિક રીતેય ખોટું!

મેં મુ. મોદીકાકાને વાત કરી. કાકાએ શ્રી દોલતભાઈને કહ્યું. તેમણે એક મોટા મણકાની માળા કાઢી આપી.

એ માળા મુ.મોટા પહેરતા. પણ ચિ. શ્રીપાદના જનોઈ પ્રસંગે તેમણે તે માળા શ્રીપાદને પહેરાવી દીધી. આજે એ પૂજા કરતી વખતે તે માળા પહેરીને પૂજા કરે છે!

## ઊંચા દરજ્જાના યાત્રિકો

એક વખત એક ઊંચા દરજ્જાના ગાંધીવાદી કાર્યકર નારેશ્વર આવ્યા. મુ. મોદીકાકાને કહ્યુંઃ ભાઈ મોદી! ખેતી કેમ કરતા નથી? જમીનો તો છે. મુ. મોદીકાકાએ રોકડું પરખાવ્યુંઃ અહીં બળદનાં પૂછડાં આમળવા થોડા રહ્યા છે?

એવું એક વખત એક કલેક્ટર કક્ષાના ઓફિસર નારેશ્વર આવ્યા હતા. મુ. મોદીકાકા સ્થાનનો ઈતિહાસ કહેતાં બધું બતાવતા હતા.

તે દરમ્યાન પેલા ભાઈએ સિગરેટ કાઢી જ્યાં સળગાવવા જાય છે ત્યાં કાકાએ કહ્યુંઃ અહીં સિગરેટ-બીડી પીવાતી નથી. પેલાએ માંડી વાળ્યું. સ્થાનના નિયમોનું શાંતિથી પાલન કરાવતા.

## જલા દે!

એક વખત એક સાધુ આવ્યો. અડીયલ નંબર વન- એક નંબરનો હઠી. કોઈ વાત પર મુ. મોદીકાકા સાથે બોલાચાલી થઈ અને પેલાએ કહ્યુંઃ મને શું સમજો છો? જલા દૂંગા!

મુ. મોદીકાકાએ તરત જ કહ્યુંઃ 'જલા દે! તું અને હું બંને અમર થઈ જઈશું. એક જલાનેવાલા થા તો દૂસરા અવધૂત કે નામ પર જલનેવાલા થા!' પેલાએ શાંતિથી ચાલતી પકડી!

## પૈસો કેમ વાપરવો

મુ. મોદીકાકા વડોદરા આવે કે એમની સાથે અમદાવાદ જઈએ તો ઘણું ખરું પગે ચાલીને જ શહેરમાં ફરવાનું થાય. હું ઘણી વાર કહું કે કાકા, રીક્ષાના પૈસા હું આપીશ. રીક્ષા કરીએ!

કાકા કહેઃ પૈસાનો ક્યાં સવાલ છે? તારા પૈસા એ મારા જ પૈસા છે ને! પણ હમણાં આપણે ક્યાં ટ્રેન પકડવાની છે? ઉતાવળ નથી તો ચાલતા જઈએ છીએ. પૈસો જરૂર પડે વાપરવો. ભલે તે વખતે જે ખર્ચ થાય તે કરવો.

## ટ્રસ્ટ અને પૈસા

મુ. મોદીકાકાને ઘણી વખત કહેતા સાંભળ્યા છે કે પૈસા હોય તો રાંડી રાંડ પણ વહીવટ કરી શકે. બિન પૈસાના દરબારનો વહીવટ કરે તો ખબર પડે કે કેટલી વીસે સો થાય છે!

પૂ.શ્રીનું એક વાક્ય તે સદાય યાદ કરતા અને કહેતાઃ જો મોદી, ભવિષ્યના ટ્રસ્ટીઓ માટે કોઈ રકમ મૂકી જવાની નહીં. એ વખતે જે હોય ને જે કરવું હોય તે માટે તેઓ અવધૂતી નીતિનું પાલન કરી પૈસો ઊભો કરી લે! આપણે ફીકર કરવી નહિ!

છતાં મુ. મોદીકાકાએ અને મુ. ગોરધનભાઈએ ફીક્સ તો મૂકી જ છે. અને હાલમાં પણ મૂકાતી જાય છે. અલબત્ત, પૂ.શ્રીની કૃપાથી અણધારી રીતે જરૂર વખતે પૈસો આવી રહે છે.

## કાકાની અજબ શ્રદ્ધા

એક વખત નારેશ્વરમાં પૂ.શ્રી બ્રહ્મલીન થયા પછી પાંચેય વેદોનો સ્વાહાકાર યજ્ઞ હતો. ધૂરંધર પંડિતો આવ્યા હતા. સારા સારા કર્મકાંડીઓ પણ હતા.

સમાપ્તિના આગલા દિવસે મહાદેવના ઓટલે મોદીકાકા સાથે વાતો કરતા અમો- શ્રી જયંતીભાઈ આચાર્ય સહિત કેટલાક ભક્તો- બેઠા હતા. રાતના લગભગ અગિયાર વાગ્યા હશે અને એક ભક્ત આવ્યા. મુ. મોદીકાકાને કહેવા લાગ્યાઃ કાકા, મારું જોખમ લઈ લો! કાકાએ પૂછ્યુંઃ કેટલું છે? "બત્રીસ હજાર!" જવાબ મળ્યો. ઓફિસે જતાં રસ્તે તેમણે પૂછ્યુંઃ "આ પાછું ક્યારે જોઈશે?" "ના, ના, કાકા, આ તો યજ્ઞમાં વાપરવા માટે આપવાના છે!"

મુ. કાકાએ પછી અમને ઘટસ્ફોટ કર્યો કે આવતી કાલે આપવાની દક્ષિણાની યાદી થઈ ગઈ હતી પણ તે આપવાની રોકડ રકમ સ્થાનમાં ન હતી! ભગવાને આ રકમ મોકલી આપી! પછી ઉમેર્યું કે ભગવાને નરસિંહ મહેતાની હૂંડી તો લખેલી તે સ્વીકારી હતી જ્યારે મારી તો વગર લખેલી તેમણે સ્વીકારી છે; આજે જ નહિ અનેક વખત!

અમને બધાંને મુ. મોદીકાકાની અજબ અને અટલ શ્રદ્ધા વિષે માન થયું કે કેટલી નિશ્ચિંતતાથી તે પૂ.શ્રી વિષે વાતો કરતા હતા જેમાં એમની આ ચિંતાનો ઉલ્લેખ સરખો હતો નહિ!

આ દક્ષિણા અપાયા પછી મને પિતાજીએ કહ્યું કે આટલી બધી દક્ષિણા હોય નહિ! આવી તો અવધૂતનો દરબાર જ આપે!!

## ૭૦ નંબરની રૂમ

નારેશ્વરમાં રુકમામ્બા ઔષધાલય ચાલતું. ડૉ. પરમાર એ સંભાળતા. મુ. મોદીકાકા એની વ્યવસ્થા કરતા. એ ઔષધાલયનો વિકાસ કરવાનો પ્રશ્ન ઊભો થયો. એ માટે મકાન જોઈએ. જમીન તો હતી.

મુ. મોદીકાકા ચિખોદરા ગયા અને કુંજરાવના શેઠ મારફત એક દાનવીરને મળ્યા. વાતવાતમાં મુ. મોદીકાકાએ દવાખાના વિશે વાત કહી અને પેલા દાનવીરે જાણ્યું કે એનો વિકાસ કરવાનો છે. એમણે જ દાન આપવાની વાત સામેથી કહી અને રૂમ નં. ૭૦ બંધાઈ. પછી તો હાલની શ્રી રંગ અવધૂત હોસ્પિટલ બંધાઈ અને એ દવાખાનાની રૂમ નં. ૭૦ હવે ઉતારા માટે વપરાય છે જ્યાં એક ઉચ્ચ કોટિના સંત ઉતરેલા ને ત્યાં બ્રહ્મલીન થયા.

એમના ભક્તોએ એ રૂમ ખૂબ જ સરસ રીતે બંધાવી દીધી. સંતના દર્શને પણ ભક્તો આવે છે.

## ૮૦મી શ્રીરંગજયંતી

એટલામાં ૮૦મી શ્રીરંગજયંતીનાં નગારાં વાગ્યાં. મુ. મોદીકાકાએ એને ભવ્ય રીતે, ૬૦મી રંગજયંતીની માફક જ ઉજવવાનું નક્કી કર્યું. ગામે ગામ એની વાતો કરી. એક મોટો સર્જિકલ કેમ્પ કરવાનું પણ આયોજન થયું.

આ વખતે કડકડિત રેશનિંગ ચાલે. મારી સાથે વિલ્સન કોલેજમાં ભણતા શ્રી કુલીનભાઈ યાજ્ઞિક વડોદરાના કલેક્ટર હતા. અમો મળવા ગયા. મુ. મોદીકાકાનું પણ નડિયાદને કારણે ઓળખાણ નીકળ્યું. શ્રી કુલીનભાઈએ કહ્યું કે મારાથી પરમીટ તો ન અપાય. તમે એમ કરો બધા જ ભક્તો પોતપોતાનું રેશન લઈ આવે એવી જાહેરાત કરો. પેપરમાં આપો. એ રીતે એ ઉત્સવને ઉજવો. આ બાજુ આજુબાજુ તો હવા જ થઈ ગઈ કે મોદીકાકા પરમીટ લઈ આવ્યા. જયંતી ઉજવાઈ પણ સર્જિકલ કેમ્પ થાય પહેલાં મુ. મોદીકાકા રહ્યા નહિ!

મુ. મોદીકાકાના નિધન પછીથી પ્રથમ ગુરુપૂર્ણિમા આવી. પ્રકાશાનાં માતાજી શ્રીમતી પૂ. દત્તીબાઈ પધાર્યા હતાં. પાદુકાપૂજનના અંતે એમને આવેશ આવ્યો. એમના હાથમાંથી નારિયેળ અલૌકિક રીતે નીકળ્યું. પછી કંકુ નીકળવા લાગ્યું. (એમના આવા આવેશોનો મોટો ઈતિહાસ પણ છે.)

તેમણે આવેશ હતો ને કહ્યુંઃ ગોરધનભાઈને બોલાવો. ગોરધનભાઈ આવ્યા. એમને નારિયેળ આપ્યું. પછી તરત કહ્યુંઃ ધીરુભાઈને બોલાવો. મને કંકુ તથા ચોખા આપ્યા. પછી તેમનો આવેશ જતો રહ્યો.

## પૂ.શ્રીનો દેહવિલય

પૂ.શ્રીના દેહવિલયના સમાચાર સવારના નવના ગુજરાતી સમાચારમાં આવ્યા હતા. અમો તો એ સમાચાર લેતા નહીં. પણ મારી બાજુની ચાલીમાં રહેતા મારા મિત્ર (જે પાછળથી મારા વેવાઈ થયા) શ્રી વિશ્વામિત્રભાઈ અગ્નિહોત્રીએ

એમના નાના દીકરા રાજુલ (જે પાછળથી મારા જમાઈ થયા)ને મારી પાસે મોકલ્યો અને કહેવડાવ્યું કે મને આવી તાત્કાલિક મળી જાવ.

હું ગયો. તેમણે પૂછ્યુંઃ અવધૂતજી હાલ ક્યાં છે? મેં કહ્યુંઃ હરિદ્વાર. એમણે રેડિયો પર બ્રહ્મલીન થયાના સમાચારની વાત કરી. હું તાત્કાલિક રજા લઈ વડોદરા ગયો. લોહાણા બોર્ડિંગ પહોંચ્યો તો ત્યાં મુ. મોદીકાકાને લેવા ગએલી મોટરની રાહ જોવાતી હતી. મોદીકાકા આવે તો તેઓ અમદાવાદ જઈ પ્લેન દ્વારા દિલ્હી જાય તેવી વ્યવસ્થા પણ વિચારાઈ હતી. મોદીકાકા આવ્યા. મેં પૂછ્યુંઃ કાકા, મારે શું કરવાનું?

## મુ. મોદીકાકાનો મક્કમ નિર્ધાર

એમણે કહ્યુંઃ તું નારેશ્વર જા. હું બાપજીને લઈને આવું છું. વ્યવસ્થા ગોઠવ! હું નારેશ્વર ગયો. વાત કરી. પ્રાગજીકાકાએ ગુફા પર સ્ટેજ તૈયાર કર્યું. દર્શન માટેની લાઈનની વાત પર એમણે કહ્યુંઃ આવે વખતે ભક્તો શિસ્ત નહીં જાળવે?

અમો જેટલા બોલી શકે તેવા હતા તે સર્વેએ આખો દિવસ પૂ.શ્રીને અંજલિઓ આપી ત્યાં આવેલા ભક્તોને પૂ.શ્રીના સ્મરણમાં રાખ્યા. વચમાં ગીતા, કઠોપનિષદ્ વગેરે પણ થયાં. ભજનો પણ ગવાયાં.

પૂ.શ્રીનો અગ્નિસંસ્કાર હરિદ્વારમાં થવો જોઈએ એવા મત સાથે મુ. મોદીકાકાએ મક્કમ રહી નારેશ્વર જ લાવવાનો નિર્ણય લીધો. તેમનું મંતવ્ય એવું કે રેવાતટે તપઃ કુર્યાત્- રેવાતટે તપ કર્યું, મરણં જાહ્નવી તટે- મરણ ગંગાકિનારે- એ પણ થયું. પછી દેહનો અગ્નિસંસ્કાર તો તેમણે જ્યાં તપ કર્યું હોય ત્યાં જ કરવો જોઈએ. વળી પૂ.શ્રીના ભક્તો તો મોટે ભોગે ગુજરાત-મહારાષ્ટ્રના. તેમને અંતિમ દર્શનનો લાભ મળવો જોઈએને! ગુજરાતના આ પનોતા પુત્રનાં દર્શન માટે ગુજરાતના અન્ય જનો પણ આતુર. બધા કંઈ હરિદ્વાર ન આવી શકે.

અગ્નિસંસ્કાર નારેશ્વર કરવા એવો નિશ્ચયાત્મક નિર્ણય કરી કાકા દિલ્હી ગયા. પણ એમને હરિદ્વાર જવું જ ન પડ્યું. પૂ.શ્રી પણ એવું ઈચ્છતા હોય તેમ તેમના દેહને લઈને મોટર હરિદ્વારથી દિલ્હી આવી ગઈ હતી.

દિલ્હીમાં લગભગ ૪૦ જેટલા ભક્તો પણ આવેલા. ૪૦ વ્યક્તિઓનું એક ચાર્ટર પ્લેન અમદાવાદ સુધીનું કરવામાં આવ્યું. ૧૬ હજાર રૂપિયા ભરાયા. વિમાનના નિયમાનુસાર પૂ.શ્રી માટે લાકડાનું કેબિન-કોફીન તૈયાર થયું અને બધા અમદાવાદ આવ્યા. ડૉ. વાણીકાકાએ પોતાના ભાગના પૈસા રૂા. ૪૦૦/- મુ. મોદીકાકાને આપી દીધા.

અમદાવાદથી નારેશ્વર લાવવામાં આવ્યા એ વિગતો શ્રદ્ધાંજલિમાં અપાઈ છે.

નારેશ્વર મોડી રાતે આવ્યા. દર્શન માટે પડાપડી થઈ. હોમગાર્ડના સભ્યો વ્યવસ્થા જાળવતા હતા છતાં લોકોને અધિરાઈ થઈ. ત્યારે હોમગાર્ડના વડાએ મુ. મોદીકાકાને પૂછ્યુંઃ હળવો લાઠીચાર્જ કરીએ? મુ. કાકાએ ના પાડી. એક તો આ બધા દુઃખી છે અને તેમાં લાઠીચાર્જ! આશ્રમને શોભે નહીં.

પણ એમણે નવો માર્ગ વિચાર્યો. જાહેર કરવામાં આવ્યું કે પૂ.શ્રીને નર્મદા સ્નાન માટે લઈ જવાના છે. દરેકે રસ્તા પર શિસ્તબદ્ધ ઊભા રહી દર્શન કરવાં. ધારી અસર થઈ.

અગ્નિસંસ્કાર શ્રી અલવણીદાદાના હસ્તે થયો. એમણે પૂ.માજીની અંતિમ ક્રિયા કરાવેલી. પૂ.માજીના અગ્નિસંસ્કાર વખતે પણ ધાર્મિક વિધિ કરેલી. બધાનાં આશ્ચર્ય અને આનંદની વચ્ચે પૂ.શ્રીએ ચિતામાંથી હાથ ઊંચો કરી બધાંને આશીર્વાદ આપ્યા.

## ઘણે ઠેકાણે દર્શન

અહીં ઉલ્લેખનીય છે કે પૂ.શ્રી બ્રહ્મલીન થયા પછી ગરુડેશ્વર, ડાકોરની સામેના દત્તમંદિરે પ્રત્યક્ષ થયા હતા. વળી નારેશ્વરમાં પણ દેહ લાવતી ટ્રક આવતાં અગાઉ મહાદેવ સામેના દરવાજા પાસે હાર લઈને ઊભેલાં એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર શ્રીમતી કુસુમબહેન શંકરભાઈ પટેલને એવાં દર્શન થયાં કે જાણે પૂ.શ્રી પાંચ-સાત સાધુઓ-સંન્યાસીઓની આગળ ચાલી તેમને માર્ગ બતાવતા હોય એમ દોરતા હતા જે એમણે પાછળથી લેખમાં આપ્યું હતું.

# બીજે દિવસે

બીજે દિવસે ચિતાની ટાઢી વાળવામાં આવી. ચિતામાંથી પૂ.શ્રીનાં અસ્થિ અમો વીણતા હતા. એ વખતે મારા હાથમાં પૂ.શ્રી જે માળા પહેરી રાખતા તેના બે-એક મણકા સહિતનો ચાંદીનો આંકડો આવ્યો! પૂ.કાકાને મેં પૂછ્યુંઃ શું કરવું? કાકાએ કહ્યુંઃ અસ્થિ ભેગો જ જવા દે.

મુ. મોદીકાકાને એવો નિર્વેદ થઈ ગયો હતો કે જાણે આભ તૂટી પડ્યું હોય! તેથી ભવિષ્યમાં સ્મૃતિ તરીકે કામ લાગશે એવો પણ એમને વિચાર આવ્યો નહિ! અને એ બધી ભસ્મ વગેરે સાથે નર્મદામાં જ પધરાવાયું, એક કુંભમાં થોડાં અસ્થિ રખાયાં જે હરિદ્વાર લઈ જવાયાં અને ગંગામાં પધરાવાયાં. ત્યાર પછી પૂ.શ્રીની સ્મૃતિમાં ૨૧ દિવસની જુદા જુદા વક્તાઓ દ્વારા ભાગવત કથા થઈ જેનો અહેવાલ અલગ પુસ્તકમાં છે.

# મૂર્તિ પ્રતિષ્ઠા

પૂ.શ્રીનું મંદિર બાંધવાનું નક્કી થયું. મૂર્તિની પ્રતિષ્ઠા થાય કે નહિ- વિવાદ ચાલ્યો. મુ. મોદીકાકાએ કહ્યુંઃ રામ અને કૃષ્ણ ખરેખર થયા હતા કે નહિ? એમની મૂર્તિઓની પ્રતિષ્ઠા થતી હોય તો પૂ.શ્રીને આપણે દત્તના અવતાર જ માનીએ છીએ. પ્રાણપ્રતિષ્ઠા જ હોય.

શ્રીરંગમંદિરનું ખાતમુહૂર્ત રાખવામાં આવ્યું. જે રીતે માતૃસ્મૃતિશૈલના ખાતમુહૂર્તમાં મુ. છનુકાકા સંશોધિત અગ્નિપુરાણની ખાતવિધિથી ખાત થઈ હતી તેવી જ રીતે અહીં પણ થઈ.

ખાતમુહૂર્ત કરવા શ્રી રણછોડદાસજી મહારાજ પધારવાના હતા. પૂ.શ્રી એમને સોલાના ખાતમુહૂર્તમાં મળ્યા હતા. તેમણે કરેલા અનેક નેત્રયજ્ઞો, સામાજિક કાર્યો વગેરેથી તથા પ્રત્યક્ષ વાર્તાલાપથી પૂ.શ્રીને આનંદ થયો હતો. સોલાથી આવી તેમણે તેમના વિષે વાત કરી હતી એટલું જ નહિ પણ પછી નારેશ્વરમાં સૌ પ્રથમ સર્જિકલ કેમ્પ ગોઠવાયો હતો જેમાં ૬૦૧ જેટલાં બધાં જ સફળ ઓપરેશનો થયાં હતાં.

આ પૂ. રણછોડદાસજી મહારાજને આમંત્રણ અપાયું. તેઓ સંજોગાનુસાર ન આવી શક્યા તો તેમનો ફોટો મૂકી તેમનું સાંનિધ્ય છે એમ માની વિધિ થઈ. એ વખતે અવધૂત પરિવારના ભક્તોએ હાથે લખેલી દત્તબાવની, દત્તનામસંકીર્તન, શ્રીગુરુલીલામૃત આદિ ગ્રંથોને તાંબાના મોટા દેગડાઓમાં ભરી પધરાવાયા હતા.

આ પ્રતિષ્ઠામાં શ્રી ચેડૂરકર શાસ્ત્રી, કવીશ્વર શાસ્ત્રી, પૂ. ગુળવણી મહારાજ, પૂ. મુક્તાનંદબાબા, શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રી વગેરે મહાનુભાવો ઉપસ્થિત હતા.

શ્રીરંગમંદિર થવાથી ભક્તોને પોતાના ભાવ પ્રગટ કરવાનું માધ્યમ મળ્યું. મહારાષ્ટ્રમાં ઘણે બધે તે તે સંતની પાદુકાઓ જ પૂજાય છે. દત્તભક્તોમાં ખાસ પાદુકાજીનું જ મહત્ત્વ. પણ અહીં ગુજરાતમાં બાપજી પ્રત્યક્ષ દેખાય એમ માની મંદિર બનાવાયું. આજે અનેક યાત્રિકો એનો લાભ લે છે. પાદુકાપૂજનનું મહત્ત્વ તો પૂ.શ્રીની હયાતિથી જ હતું. તે તો અહીં રોજ જ સ્થાન તરફથી અને ભક્તો દ્વારા થયા જ કરે છે.

## શ્રીગુરુલીલામૃત સ્વાહાકાર

શ્રીગુરુલીલામૃતનો સ્વાહાકાર કરવાનો સાથે સાથે દ્વિસાહસ્રી ગ્રંથના સ્વાહાકારની વાત પણ આવી. મુ. મોદીકાકાએ કહ્યું કે દ્વિસાહસ્રી ગ્રંથનો સ્વાહાકાર કરવાની વાત તો સ્વયં દત્ત ભગવાને કરી હતી. પ.પૂ. સ્વામી મહારાજે એ પોતાનો જ ગ્રંથ હોવાથી ના પાડી એ એમનો વિનય હતો. છતાં ૧૨૫મી સ્વામી મહારાજની પુણ્યતિથિ પર ગરુડેશ્વરમાં એનાં પારાયણો રાખી એ અંગે સ્વાહાકારની રજા માગી જે હામાં આવતાં એનાં પારાયણો સાથે સ્વાહાકાર પણ થવા માંડ્યા. અલબત્ત તે સમયે મુ. મોદીકાકા નહીં.

પણ શ્રીગુરુલીલામૃત માટે તો તેમણે કહ્યું કે ભાગવતનો સ્વાહાકાર થાય છે અને શ્રીગુરુલીલામૃત એ દત્તભાગવત જ છે. પ્રા. ગોવિન્દલાલ ભટ્ટ પુષ્ટિમાર્ગના પ્રખર અભ્યાસી અને તેને માનનારે પણ શ્રીગુરુલીલામૃતને દત્તભાગવત કહ્યું છે. વળી તે અગાઉ શ્રીગુરુલીલામૃતનો પ્રથમ ભાગ પ્રગટ થતાં જૂના પ્રતિષ્ઠિત માસિકોમાં એના પરના અભિપ્રાયમાં પણ “આ ગ્રંથ

ભાગવત જેટલો લોકાદર પામશે એવો અમને વિશ્વાસ છે.” એવી વાતને લક્ષમાં લઈ તેમણે ભરૂચમાં શ્રી છત્રીવાલાના યજમાનપદે એ સ્વાહાકાર થયો ત્યારે આનંદ વ્યક્ત કર્યો.

આ (ઉભય) સ્વાહાકારમાં ખર્ચ વધુ આવે છે છતાં હમણાં છેલ્લે ગાંધીનગરમાં થયો તે ૨૦મો સ્વાહાકાર હતો. એ કરવાથી યજમાન, આચાર્ય કે હોતાઓનું અકલ્યાણ થયાનું જાણમાં નથી. ઉલટું કલ્યાણ જ થયું છે.

પછી તો દત્તબાવનીના સ્વાહાકારો પણ થયા, થતા જાય છે એ પૂ.શ્રીની ૧૨ આની લીલાનો ભાગ છે એમ માનવું રહ્યું. છેલ્લે ગાંધીનગરના સ્વાહાકાર વખતે દત્તબાવનીની પ્રત્યેક લીટીના અંતે સ્વાહા બોલી યજ્ઞ થયો એ સુવિદિત છે.

આ સર્વ પાછળ પૂ.શ્રી અવતારી પુરુષ છે એવી મુ. મોદીકાકાની દૃષ્ટિ જ કામ કરતી હતી!

## માલામંત્ર

પૂ.શ્રીએ આપેલા માલામંત્ર બાબત વિરોધ જાગતાં મુ. મોદીકાકાએ કહ્યુંઃ આ આખો મંત્ર પ.પૂ. સ્વામી મહારાજ રચિત ‘માઘમાહાત્મ્ય’ ગ્રંથમાં દરેક ઓંવીના આદ્યાક્ષરોમાં તેમણે ગ્રથિત કરેલો છે. ઉપરાંત ગુજરાતના મૂર્ધન્ય કર્મકાંડી વિદ્વાન શ્રી લક્ષ્મીશંકર શાસ્ત્રીએ એ વિષે લેખિત આપ્યું કે એ શાસ્ત્રશુદ્ધ છે. એ વિવાદ અટક્યો. પછી તો દત્તયાગપોથી છપાઈ અને આજે એ અનુસાર જ મહારાષ્ટ્ર કર્ણાટક વગેરેમાં પણ દત્તયાગો થાય છે. દત્તયાગ પદ્ધતિની પાંચેક આવૃત્તિ નીકળી ગઈ છે.

## શ્રીરંગમંદિરની પૂજા

પૂ.શ્રીએ સરખેજ પરિવારને શ્રી નરહરિપ્રસાદ ત્રિપાઠીને કેન્દ્રમાં રાખી પોતાની પાદુકા આપતાં કહ્યુંઃ મારું આત્મલિંગ આપું છું. જો, જો, રસ્તે કોઈ ગણપતિ પડાવી ન જાય!

એ પાદુકા સરખેજ પહોંચી ગુરુદ્વાદશીને રોજ સ્થાપના થઈ. એની પૂજા કેવી રીતે કરવી તે અંગે પૂછતાં પૂ.શ્રીએ પૂજાપદ્ધતિ સૂચવી હતી.

જ્યારે નારેશ્વરમાં મંદિર થયું અને પાદુકાની પૂજાનો પ્રશ્ન આવ્યો ત્યારે શ્રી નરહરિભાઈએ મુ. મોદીકાકાને આ વાત કરી. નારેશ્વરમાં તેમાં થોડા સુધારા વધારા કરી પદ્ધતિ ગોઠવાઈ.

અવધૂત પરિવારમાં પાદુકાપૂજન તો પૂ.શ્રીની હાજરીમાં પણ થતું. વિદ્યાભાસ્કર મણિશંકર પંડિતજીએ જે માનસપૂજા લખી તે અનુસાર પાદુકાપૂજન તો થતાં જ હતાં. મંદિરની પાદુકાનું પૂજન સરખેજમાં પૂ.શ્રીએ બતાવેલી પદ્ધતિ અનુસાર થતું રહ્યું.

મંદિરના ક્રમમાં શ્રી મણિશંકર પંડિતજીએ લખેલી 'યાચના' ગાવાનું ઉમેરાયું. મુ. પંડિતજીને આ ખબર પડતાં તેમને ખૂબ જ આનંદ થયો હતો. પાછળથી દરેક દત્તધામોમાં કરુણાત્રિપદી ગવાય છે તો નારેશ્વરમાં પણ ગાઈએ એવો ભજન ભાસ્કર શ્રી સુમનભાઈએ પ્રસ્તાવ મૂક્યો જે માન્ય થતાં સાંજે તે ગાવાનું શરૂ થયું.

## શાંતિનિકુંજની દિનચર્યા

પૂ.શ્રી આજે પણ આપણી વચ્ચે છે માની શ્રદ્ધાપૂર્વક એમની સ્થૂળ ઉપસ્થિતિમાં એમની જે દિનચર્યા હતી તે જ કાયમ પળાય છે એની પાછળ પણ ઈતિહાસ છે.

### લવાછાના સંત

પૂ.શ્રી લવાછા ગયા હતા. ત્યાં તેમણે જોયું કે બ્રહ્મલીન સંત હંસમહારાજની બધી જ દિનચર્યા ભક્તો પાળતા હતા. વાતાવરણ એવું રાખેલું કે જાણે હમણાં જ સંત આવશે! પૂ.શ્રીએ આ વાત નારેશ્વર આવી મોદીકાકા અને ભક્તોને કહેલી. મુ. મોદીકાકા અને હું એક વખત લવાછા ગયા પણ હતા. આ વાતનું સ્મરણ કરી કાકાએ બધું ગોઠવેલું. થોડા વખત પછી એક મરાઠી બહેન આવ્યાં. પૂ.શ્રીનાં ભક્ત તરીકે મુ.કાકા ઓળખે. તેમણે કહ્યુંઃ કાકા, તમો શાંતિનિકુંજમાં પેપર નથી મૂકતા તે વિષે બાપજી મને ફરિયાદ કરતા હતા. ત્યારથી પેપર પણ મૂકાય છે.

## નારેશ્વરનો નાથ

પૂ.શ્રી બ્રહ્મલીન થયા કે તરત જ મુ. કરસનદાસ માણેકે મને કહ્યુંઃ મુ. મોદીજી પાસેથી એમનું ચરિત્ર લખાવી લો! પૂ.બાપજીની નિકટના એ સાથી એમ શ્રી માણેક જાણે.

મુ. મોદીકાકાને વિદ્યાભાસ્કર પંડિતજીએ તો અર્ધાવધૂત તરીકે બિરદાવેલા. (આ સાંભળી પૂ.શ્રીએ કહ્યુંઃ કાં તો આખો સારો કે બિલકુલ નહીં સારો. અર્ધો તો નકામો! અલબત્ત પૂ. પંડિતજીએ એમને અવધૂતજીની હાજરીમાં અવધૂત ન કહેવાય માનીને જ અર્ધાવધૂત કહેલા.)

અમો- હું અને શ્રી નારાયણભાઈ પટેલ- મુ.કાકાની પાછળ પડ્યા. શરૂમાં તો એમણે ટાળ્યા કર્યું. પણ વિદ્યાનગર તેઓ તેમના દીકરા શ્રી જનુભાઈને ત્યાં રહ્યા ત્યારે રોજે રોજ થોડું થોડું- ખાસ કરીને રાત્રે લખતા. આમ તો તે માંદા હતા પણ માંદગીમાં એમની કલમ ખૂબ સારી ચાલી. અમોને તેઓ રોજ એ વાંચવા આપતા અને એ રીતે ઘણું લખાઈ ગયું.

જ્યારે છાપવાનો વખત થયો ત્યારે મુ.કાકા હતા નહીં. મુ. જયંતીલાલ આચાર્ય અને હું શાંતિનિકુંજમાં પૂ.શ્રીની ગાદી પાસે સવારના બેસતા. એમનું લખેલું વાંચતા અને તે વખતે જે વિચાર આવે તે અનુસાર સુધારો કરતા. પૂ.શ્રીએ એ સમગ્ર ગ્રંથ સાંભળ્યો. પછી પ્રેસમાં ગયો.

આજે એ ચરિત્ર સન્માન્ય ગણાય છે અને એની પણ ઘણી આવૃત્તિઓ નીકળી!

## પૂ.શ્રીની સૂક્ષ્મ ઉપસ્થિતિ

શાંતિનિકુંજની સેવામાં રહેતા શ્રી દોલતભાઈ દેસાઈ, મૂળ સોનવાડીના તેમને પૂ.શ્રીની સૂક્ષ્મ ઉપસ્થિતિની જાણ થતી. ઘણી વાર પૂ.શ્રી માટે મૂકેલા પીવાના પાણીમાંથી ઓછું થતું; ઘણી વાર ચાદર કોઈ સૂતું હોય એવી ચોળાયેલી જણાતી. કેટલીક વાર ધૂપ ન કર્યો હોય તોય ધૂપની ધૂમ્રસેરો દેખાતી.

પહેલાં શાંતિનિકુંજમાં અંદર જઈને દર્શન કરાતાં. પણ પછી યાત્રિકો વધવા માંડ્યા અને અજાણ્યા યાત્રિકો સ્વચ્છતા, પવિત્રતા વગેરે જાળવતા

ન હોવાથી એ બંધ કર્યાં. આજે કેવળ ધૂપ કરનાર કે સેવા કરનારી વ્યક્તિ જ એમાં જાય છે. ટ્રસ્ટીઓ સુદ્ધાં તેમાં જતા નથી.

આગલા રૂમમાં પૂ.શ્રીની ગાદી ઉપર મોટો ફોટો છે. એમની જમણી બાજુ, જે દંડાથી તે વ્યક્તિમાં પ્રવેશી ગએલ મલિન તત્ત્વને હાંકી કાઢતા તે બ્રહ્મદંડને ચાંદીથી મઢી મૂક્યો છે. કેટલીક ચોપડીઓ તથા હસ્તલિખિત શ્રીગુરુલીલામૃત ગ્રંથ જાળવીને મૂક્યો છે. એમને દર્શન થાય એ રીતે પ.પૂ. સ્વામી મહારાજશ્રીનો ફોટો મૂકાયો છે. અંદર એક રૂમમાં કેટલીક વધારાની વસ્તુઓ રહે છે. નીચે ભોંયરામાં પૂ.શ્રી ધ્યાન માટે જતા ત્યાં સ્વામી મહારાજશ્રીનો ફોટો ને શ્રીગુરુચરિત્રની પોથી છે.



# ➶ ૬. મુ.શ્રી જયંતીલાલ આચાર્ય ➴

મુ. મોદીકાકાનું અવસાન થયું. મેનેજિંગ ટ્રસ્ટી કોને નીમવા? ચર્ચા થઈ. ડૉ. વાણીકાકાએ મારું નામ સૂચવ્યું. મેં ડૉ.કાકાને કહ્યુંઃ કાકા, મારાથી નોકરી કરતાં કરતાં અહીંનું બધું કરવા સમય રહે નહિ. કોઈ નિવૃત્ત પૂ.શ્રીના ભક્તને ગોઠવો. વાણીકાકાએ પૂછ્યુંઃ એવો તો કોણ અને ક્યારે મળે? મેં મુ.શ્રી જયંતીલાલ આચાર્યનું નામ સૂચવ્યું. ડૉ.કાકાને આનંદ થયો અને મુ. જયંતીભાઈનું નામ પસંદ થયું. શરૂમાં તેઓ ખચકાટ અનુભવતા હતા પણ મુ.શ્રી હિંમતલાલ દવે સહિતના ઘણાના આગ્રહથી તેઓ કબૂલ થયા.

## સર્જિકલ કેમ્પઃ નં-૨

મુ. મોદીકાકાએ ૮૦મી શ્રીરંગજયંતી નિમિત્તે એક ટ્રસ્ટ ઊભું કરેલું જેથી સર્જિકલ કેમ્પ જેવી સામાજિક પ્રવૃત્તિઓ કરી શકાય. ૮૦મી રંગજયંતીના વર્ષમાં કેમ્પ રાખવાની જાહેરાત પણ થઈ હતી. તે કેમ્પનું આયોજન મુ. જયંતીલાલ આચાર્યે એવી સરસ રીતે ગોઠવ્યું અને સંચાલન પણ કર્યું તેથી તેમની વરણી પરિવારમાં પણ માન્ય થઈ ગઈ.

ડૉ. વાણીકાકાના નિધન પછી તેમને પ્રમુખ બનાવ્યા હતા. એમની ઉંમર થતાં એમણે કહ્યું કે હવે હું રાજીનામું આપું છું. અમે કહ્યું કે રાજીનામું આપવાની જરૂર નથી. તમે ભલે સક્રિય કાર્ય ન કરો પણ અમારે માથે શિરછત્રરૂપે પૂછીએ ત્યારે કે તમને યોગ્ય લાગે ત્યારે માર્ગદર્શન કર્યા કરશો. ડૉ. વાણીકાકા પણ પાછળથી ક્યાં સક્રિય હતા? એ પછી તેઓ તેમના નિધન સુધી અ.નિ.ટ્રસ્ટના, સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટના પ્રમુખ રહ્યા અને આરોગ્યમાં- ૮૦મી જયંતી ટ્રસ્ટમાં પણ ટ્રસ્ટી રહ્યા હતા. માણસની હાજરી પણ ઘણી વાર કામ કરતી હોય છે.

## સદ્‌ગુણ દર્શન

મુ.શ્રી જયંતીલાલ આચાર્ય વિશે પૂ.શ્રીને પણ ઊંચો અભિપ્રાય હતો. એમના વિશે બધા ભક્તો માટે લખી છે તેવી ચોપડી બહાર પાડવા વિચાર છે. પણ અહીં એમના વિશે કેટલીક વાત લખું.

હું વડોદરા જતો ત્યારે તેમને ત્યાં પણ ઉતરતો. તેઓના ખરચીકરના ખાંચામાં, ઘંટિયાડીના મકાનમાં રહ્યો છું અને છેલ્લે સાધનનગરમાં પણ તેમની સાથે રહેવાનું મળ્યું છે.

પણ એમની વ્યક્તિ કે કાર્ય પ્રત્યેની દૃષ્ટિ નોંધપાત્ર છે. ગુણદર્શન એમનો સ્વભાવ હતો. દરેક વસ્તુ કે કાર્યને એ હકારાત્મક દૃષ્ટિથી જ જોતા.

સ્થાનમાં તે વખતે જીતુભાઈના પિતા મનુભાઈ ગોર કાર્ય કરે. એમની એક ખાસિયત કે કોઈ પોલીસ ઓફિસર, અમલદાર કે એવી વ્યક્તિ આવે તો તેને સ્થાન બતાવે. જમવા લઈ જાય વગેરે. અમને બધાંને એમાં એમની લાભ ખાટવાની વૃત્તિ જણાતી. પણ મુ.શ્રી જયંતીભાઈએ મને કહ્યું કે એ છે તો આપણે એ કાર્ય માટે જવું પડતું નથી. વળી આપણને એ આવડે પણ નહિ! મારે ગળે વાત ઉતરી ગઈ. પછી મેં ક્યારેય એમની ટીકા કરી નથી! ઉલટું એ નવી ગાડીની પૂજા કરાવતા તેમાં કેટલાકે કહ્યું કે એ એકલા જ બ્રાહ્મણ છે? મેં કહ્યુંઃ એ મુ.કાકાના વખતથી છે. મૂળજી ગોરની સેવા પણ ઓછી ન હતી. એ કરાવે તે જ યોગ્ય છે.

## શ્રી સુમનભાઈની રૂમ



શ્રી સુમનભાઈ પુરોહિત (રાજપીપળા)

મુ.શ્રી સુમનભાઈને મેં વિનંતી કરી કે તમો પૂ.શ્રીના અનેક પ્રવાસના સાક્ષી છો. પૂ.શ્રી વિશે તમને જે યાદ આવે તે લખો. છાપવાનું કામ અમારું. એ માટે એમને સ્થાનમાં રૂમ પણ આપી.

એક ચોપડી જેટલું તેમણે લખ્યું ને છપાયું. મેં કહ્યું હજી પણ ઘણું નીકળશે. એક ઠેકાણે બેસી યાદ આવે તેમ તેમ નોંધો. બધી આરતીઓમાં નહીં જાવ તો ચાલશે વગેરે. પણ એમણે એનું કશું કર્યું નહિ. એટલે મેં કહ્યુંઃ સુમનભાઈ! કશું જ નહીં કરો તો હું રૂમ લઈ લઈશ!

એમણે મુ. જયંતીભાઈને વાત કરી. મુરબ્બીએ મને કહ્યુંઃ આપણને સરકાર પેન્શન નથી આપતી? ન લખે તો કંઈ નહીં. પેન્શન આપીએ છીએ તેમ માનવાનું! એમના ગયા પછી તો રૂમ સ્થાનની જ છે ને? એવી એમની વિચારવાની દૃષ્ટિનો ખ્યાલ આવ્યો. શ્રી સુમનભાઈ આજીવન એમાં રહેલા.



# ➳ ૭. વિદ્યાભાસ્કર મણિશંકર પંડિત ➳

પૂ. પંડિતજી પોરની જયંતી પછી પૂ.શ્રીના સંપર્કમાં આવ્યા હતા. તે અગાઉ વડોદરાના પંડિતોમાં વિષ્ણુપ્રસાદ શાસ્ત્રી વગેરે સંપર્કમાં ખરા. એક વખત પંડિત પંચાનન શ્રી બદ્રિનાથ શાસ્ત્રીજી પૂ.શ્રીના દર્શને ગયા. વાતવાતમાં પૂ. પંચાનને કહ્યુંઃ આ માથું જેને તેને નમતું નથી. પૂ.શ્રી બોલ્યાઃ નમાવવું પણ નહીં. આપણું માથું એટલું સસ્તું છે?

વિદ્યાભાસ્કર પણ એ જ નાતના! અનેક ઠેકાણે એમને કડવા અનુભવો થયા હતા. તેથી ગમે તેને એ નમતા નહીં. પોર પછી તો દરેક જયંતી પર એ અચૂક જાય. સ્તોત્ર લખે. અન્ય સ્થળે પણ પૂ.શ્રીના મુકામ વખતે જાય. સારોદના ઠાકોર નારેશ્વર ટ્રસ્ટના પ્રમુખ. તેમણે શંકર ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. આ શંકરના ભક્ત ગયા અને અહીં તેમજ અન્યત્ર કંઈ ને કંઈ લખ્યા કર્યું. શ્રી વિષ્ણુપ્રસાદ શાસ્ત્રી રાગ આપે, પૂ. પંડિતજી લખે અને પૂ. પંડિતજીના વેવાઈ શ્રી અંબુભાઈ જેઓ કાછીયાના ગોર હતા તે કાછીયાઓની છોકરી પાસે ગરબા કરાવડાવે. એ રીતે અનેક ગરબા, ગીતો પંડિતજીએ લખ્યા.

એક વખત વિદ્યાનગરમાં અમે તેમને મંડળ સાથે પધારવાનું આમંત્રણ આપેલું. કોમર્સ કોલેજના ઓપન એર થિએટરમાં કાર્યક્રમ રાખેલો. એ વર્ષોથી બંધ જ હતું. કારણ ત્યાં કાર્યક્રમ થાય ને વિદ્યાર્થીઓનું તોફાન થતું. તેથી ત્યાં કાર્યક્રમ રખાતા નહીં.

અમે તો પૂ.શ્રીનું નામ લઈ કાર્યક્રમ રાખ્યો. પૂ. ભાઈકાકા સૌરાષ્ટ્રથી ખાસ આ માટે જ આવ્યા. જો કે એમણે કહ્યુંઃ જોષી! થાકેલો છું. પણ તમને કહેલું એટલે આવ્યો છું. એકાદ આઈટમ જોઈ જતો રહીશ. અમે કહ્યુંઃ આપ આવ્યા જ એથી અમારો ઉત્સાહ બમણો થયો છે.

પણ જ્યાં નાની મોટી છોકરીઓએ સંસ્કૃતમાં ગરબા ગાવા ઝીલવા માંડ્યા કે સંસ્કૃત-સંસ્કૃતિપ્રેમી પૂ. ભાઈકાકા થાક ભૂલી ગયા. સમગ્ર કાર્યક્રમમાં બેઠા. લહાણી આપતી વેળા એક નાની બાળકીને તો તેમણે

ઊંચકી લીધી. મને ને નારાયણભાઈને ખૂબ નવાજ્યા. ગરબા લોકઢાળના ઉપરાંત સિનેમાના રાગના પણ હતા તેથી સંસ્કૃત ન સમજાય તોયે વિદ્યાર્થીઓએ પણ કાર્યક્રમ માણ્યો. તોફાન ન થયું.

## ઈશ્વર સ્વરૂપમ્

પંડિતજીએ ઈશ્વરસ્વરૂપમ્ નામનો ગ્રંથ લખેલો. એ ગ્રંથની વિચારધારા સ્વતંત્ર હતી. પૂ.શ્રીએ એમને આશીર્વાદ આપતાં લખ્યુંઃ

શુભં જીવ ચિરંજીવ જીવયાન્યાંશ્ચ સત્કૃતૈઃ ।
અજ્ઞાનસર્પદષ્ટાનાં મણિવચ્છંકરઃ સુહૃત્ ॥

હે મિત્ર! શુભ (જીવન) જીવ, ચિરકાળ જીવ અને સત્કૃતિથી બીજાઓને જીવાડ. અજ્ઞાનરૂપી સર્પથી ડસાયેલા માટે મણિની માફક શંકર થા!

(રંગહૃદયમ્- પરિશિષ્ટ-૨, પા-૭૦-૭૧)

એવું જ એમણે બ્રહ્મસૂત્ર ઉપર પદ્યાત્મક ભાષ્ય લખ્યું છે. તેમાં બ્રહ્મસૂત્રમાંથી સાંખ્યપરક અર્થો બતાવ્યા છે. પૂ.શ્રી પોતે શંકરમતાનુયી- આમ તો સર્વ મત સમન્વયવાદી! પણ આજે આવું અને તે પણ સંસ્કૃત કાવ્યમાં સ્વતંત્ર રીતે લખનાર ક્યાં છે? એમ વિચારી તેમણે તેમનું ચતુઃસૂત્રી ઉપરનું ભાષ્ય છપાવી દીધું હતું.

કોઈ પણ રાગ એ બે ત્રણ વાર સાંભળે તેમાં એ લખી શકે. ત્ર્યંબકભાઈ પાસે એમણે અમો ચંગા અમો ચંગા- એ ભજન ગઝલ રાગનું ગવડાવ્યું ને લખ્યુંઃ

ક્વ તન્નારેશ્વરં વીરા વનં યત્રાવધૂતેશઃ ।
પુનીતે પાપીને જીવાન્ મયા તુલ્યાન્ પ્રભુતેશઃ ॥

એમણે ગઝલને સંસ્કૃતમાં ગજલ એમ લખી ગજ એટલે આઠ અને લ એટલે લઘુ એમ આઠ લઘુવાળી રચના ગણાવી હતી. નારેશ્વરમાં ગવાતી ‘પરમાત્મપદે’ની સ્તુતિનો રાગ સિનેમાનો છે. એ હવે આજના ધમાલિયા સંગીતપ્રેમી યુવાનોને આશ્ચર્ય પમાડે તેવું છે!

## સંસ્કૃત આરતી

એક વખત વડોદરામાં શ્રી સુરેશ્વર દેસાઈવાળાને ત્યાં પૂ.શ્રી પધારેલા. પાદુકાપૂજન હતું ત્યારે પંડિતજીએ પૂ.શ્રીની સંસ્કૃતમાં આરતી લખી. એમાં એક વિશેષણ પૂ.શ્રી માટે વપરાયું- 'ગુરુચરણાશ્રયણઃ'- 'ગુરુના ચરણનો આશ્રય કરનાર'. પૂ.શ્રીએ પાછળથી વાત નીકળતાં મને કહ્યુંઃ પંડિતજીએ આપણું ઠીક પકડ્યું છે. આપણે તો ગુરુચરણે જ આશ્રય લીધો છે ને? એના આધારે જ આપણું નાવ ચાલે છે!

આ પંડિતજીએ પોતાનું 'આત્મનિવેદન' લખી પોતાના અનુભવો ઉપરાંત પૂ.શ્રીના સંબંધ વિશે લખ્યું હતું જે 'નાદ'માં હપ્તે હપ્તે છપાએલું. એમાંનો એક પ્રસંગ માણવા જેવો છે! સ્મૃતિ આધારે ટાંકુંઃ-

## દેવું ભરપાઈ થયું

પંડિતજીએ એક વાર મને કહ્યું કે ધીરુભાઈ, બાપજીની તો શું વાત કહું? અજબ છે! એક વાર એક યજ્ઞમાં હું ગયો હતો. પૂ.શ્રી વસ્ત્ર પ્રસાદ આપે અને યજમાન બ્રાહ્મણોને દક્ષિણાનું કવર આપે! શું થયું તે મારો શંકર ભગવાન જાણે! મારો વારો આવ્યો ત્યારે યજમાને વસ્ત્ર આપ્યું અને પૂ.બાપજીએ કવર!

મેં તો એ કવર મારી તિજોરીમાં મૂકી દીધું. જ્યારે જરૂર પડે ત્યારે તે કવરમાંથી પૈસા કાઢું અને જે દ્રવ્ય મળે તે આ કવરમાં મૂક્યા કરું. એક જ વર્ષમાં મારું બધું જ દેવું ભરપાઈ થઈ ગયું! હું તરી ગયો!!

## ફોટાઓ નીચેના શ્લોકો

પૂ.શ્રીની ચોપડી છપાય તેમાં ફોટાઓ આવે. એની નીચે પંડિતજી સંસ્કૃતમાં શ્લોકો લખતા. ફોટાના ભાવને અનુરૂપ એ શ્લોક હોય.

મારી થીસીસમાં પૂ.શ્રીનો જે ફોટો મૂકાયો તેની નીચે પણ પંડિતજીએ શ્લોક લખી આપ્યો. કારણ કે પિતાજીના એ ચાહક મિત્ર હતા. એ શ્લોક પાન-૫૧ ઉપર છે.

પૂ. પંડિતજી અમારા માટે કહેતાઃ વાંકાચૂંકા તો પણ ઘઉંના રોટલા!

## શ્રીરંગયાગ પદ્ધતિ

શ્રીદત્તયાગ પદ્ધતિ લખાઈ અને થોડા જ સમયમાં પૂ. પંડિતજીએ શ્રીરંગયાગ પદ્ધતિ લખી કાઢી. એ છાપવાનો તથા એ અનુસાર રંગયાગ કરવાનો વિચાર થોડા વખતથી પરિવારમાં ચાલે છે. (આ છપાય છે ત્યારે માતરમાં શ્રી બાલ અવધૂતજીની પુણ્યતિથિ પર થઈ ગયો.)

## બંને વિધિ કાલ્પનિક

એક જગાએ મારા પિતાજીએ પૂછ્યુંઃ આ ગ્રામદેવતા છે. કયી વિધિથી પૂજા કરાવું? વૈદિક કે પૌરાણિક? પંડિતજીએ કહ્યુંઃ બંને વિધિ કાલ્પનિક છે. જે વિધિથી કરાવશો તે ચાલશે.

હમણાં જ થોડા સમય પહેલાં પ.પૂ. સ્વામી મહારાજનો એક ગ્રંથ વાંચતાં આ અંગેનું સમર્થન મળ્યું. એવા મોટા ગજાના પંડિતને હજારો વંદન!



# ॐ ૮. અવધૂતી કલાકાર- પ્રમોદ પટેલ ॐ



અવધૂતી કલાકાર શ્રી પ્રમોદ પટેલ દ્વારા ભગવાન શ્રી દત્તાત્રેયનું ચિત્ર
જે સૌ પ્રથમ તેમણે ચીતર્યું. પછી શ્રીગુરુલીલામૃતનાં ચિત્રો થયાં.

## દત્તનું ચિત્ર

પૂ.શ્રી પાસે ભરૂચથી બહુ પહેલાં એક દત્ત ભગવાનનું ચિત્ર આવ્યું હતું. પછી મંગલ મંદિરના વાર્ષિક અંકમાં દત્તનો ફોટો કયો મૂકવો તે પ્રશ્ન આવતાં પૂ.શ્રીએ તેને યાદ કરી કહ્યું કે જો એ ચિત્રમાં થોડો ફેરફાર કરે તો ચિત્ર ઉત્તમ છે!

મેં કહ્યુંઃ બાપજી! મારે ભરૂચ જવાનું જ છે. હું મળી આવીશ. હું જ્યારે મળવા ગયો ત્યારે પ્રમોદભાઈ તો એકદમ સાલસ, મળતાવડા અને મળવા જેવા માણસ લાગ્યા. મેં એમને પૂ.શ્રીની વાત કરી. આમ પણ તે પૂ.શ્રીને જાણતા હતા તેથી કહ્યુંઃ મારું ચિત્ર અવધૂતજીને ગમ્યું એ જ મારું સદ્‌ભાગ્ય છે. કેવા ફેરફાર કરવા છે તે સમજી લઈ હું કરી આપીશ.

પૂ.શ્રીનો મુકામ ડુમસ હતો. અમો ચિત્ર લઈ ગયા. ચિત્ર બતાવ્યું. ફેરફારોની સમજ લીધી.

## ભદ્રકાળીની ઉપાસના

બધી વાતચીત થઈ ગયા પછી પૂ.શ્રી મને કહેઃ ચાલ, તને મારી ભદ્રકાળીની ઉપાસના બતાવું! અમે એક ઓરડામાં ગયા. ત્યાં કાળા પથ્થરની દળવાની નાની ઘંટી પડી હતી! પૂ.શ્રી બોલ્યાઃ જોઈ મારી ભદ્રકાળીની ઉપાસના!

પછી તરત જ ઉમેર્યું કે જો હું રાજાના જેટલી સુવિધાઓ ભોગવતો હોઉં પણ મારા માટે એક આવી અગવડ ઊભી કરી લઉં છું જેથી એ સુવિધાઓ મને વળગી પડે નહીં!

## પૂ.શ્રીની આગાહી

શ્રી પ્રમોદભાઈએ પોતે દોરેલાં બીજાં ચિત્રો પણ સાથે લીધેલાં. પૂ.શ્રી જે ધ્યાનથી તે જોતા હતા તે જોઈ પ્રમોદભાઈએ મને પાછળથી કહ્યું કે પૂ.શ્રી ચિત્રકળા જાણતા લાગે છે.

પ્રમોદભાઈ બહાર ગયા ત્યારે પૂ.શ્રીએ મને કહ્યું કે ચિત્રકાર સીધો, સરળ અને જાણકાર છે. એ આપણાં શ્રીગુરુલીલામૃતનાં ચિત્રો ચીતરશે!

મેં આ વાત તાત્કાલિક પ્રમોદભાઈને કહી નહિ. કદાચ એમને મનમાં એમ થાય કે એ વિષે હું એમને કહી રહ્યો છું.

મારી ભરૂચ કોલેજમાં નિમણૂંક થઈ. થોડા જ દિવસોમાં પ્રમોદભાઈ મારી પાસે આવ્યા અને કહ્યુંઃ તમારું શ્રીગુરુલીલામૃત મને આપો. મેં પૂછ્યુંઃ કેમ? તેમણે કહ્યું મારે એના ઉપર ચિત્રો ચિતરવાં છે! મેં પૂ.શ્રીએ કહેલી વાત કરી કહ્યુંઃ લો લઈ જાવ. ચિત્રો ચિતરો. યશ મળશે.

પછી તો અમો મિત્રો બની ગયા. એમનાં ચિત્રો વિશે છણાવટ પણ થવા લાગી. બધાં મળી તેમણે ૬૫ ચિત્રો ચિતર્યાં. તેનું પ્રદર્શન નડિયાદના સંતરામ મંદિરમાં શ્રી શાંતિલાલ ઠાકરની શ્રીગુરુલીલામૃત ઉપર કથા હતી ત્યારે પૂ.શ્રી ત્યાં રહેલા, તે વખતે ભરવામાં આવ્યું. જેનું ઉદ્‌ઘાટન ગુજરાતના કલાગુરુ શ્રી રવિશંકર રાવળના શુભ હસ્તે થયું હતું. એ પછી તો

એમનાં પ્રદર્શનો અનેક ઠેકાણે થયાં. એટલું જ નહીં એ છપાયાં પણ ખરાં. તે વખતે એકરંગી છપાયાં પણ પછી તો એમણે જે રીતે ચિતર્યાં હતાં તેવાં રંગીન પણ છપાયાં! એ મૂળ ચિત્રો તેમણે નારેશ્વરને ભેટ આપ્યાં જે હાલ સ્મૃતિ સંગ્રહાલયમાં મઢીને મૂકવામાં આવ્યાં છે.

પછી તો મુ.શ્રી જયંતીલાલ આચાર્યે તેમને પૂ.શ્રીના જીવનનાં ચિત્રો ચિતરવા કહ્યું અને બળજબરીથી પુરસ્કાર પણ આપ્યો. એ ચિત્રો પણ સ્મૃતિ સંગ્રહાલયમાં છે.

પ્રમોદભાઈની વિચારસરણી જ આખી બદલાઈ ગઈ! ઘરનાં પણ આશ્ચર્ય પામી ગયાં. એમની આધ્યાત્મિક પ્રગતિ એવી થઈ કે મૃત્યુ અગાઉની બે દિવસ પહેલાંની રોજનીશીમાં તેમણે તેમની જન્મતારીખ, લગ્નતારીખ અને મૃત્યુતારીખ નોંધેલી! તે જ તારીખે દુનિયાથી વિદાય લીધી!

## પ્રમોદભાઈ વડતાલમાં

એમને વડતાલમાં જ્ઞાનબાગમાં શ્રી કાનજી ભગત મારફત સ્વામી નારાયણ સંપ્રદાયનાં કેટલાંક ચિત્રો માટે નોકરી મળી હતી. તે વખતે હું વિદ્યાનગર હતો. ઘણી વાર મળવા જતો. એક વખત મુ.શ્રી જયંતીલાલ આચાર્ય મારે ત્યાં આવેલા તેમને લઈને પણ અમો ગયા હતા. ત્યાં શ્રી કાનજી ભગતે માગણી કરતાં મુ. જયંતીભાઈને માળા પણ આપી હતી.

એમના ગયા પછી પણ તેમના કુટુંબ સાથે સંબંધો રહ્યા છે. એક વખત નારેશ્વરમાં એમના પત્ની વિદ્યાબહેનનું જાહેરમાં સન્માન પણ કરવામાં આવ્યું હતું.



# ૯. પૂ.શ્રી વિદ્યાનગરમાં

પૂ.શ્રીને વિદ્યાનગર પધારવાનું આમંત્રણ શ્રી નારાયણભાઈ અને મેં આપ્યું. પૂ.શ્રીએ કહ્યું કે આવીશ. ક્યારે તે અત્યારથી નક્કી નહીં.

અમે તો ગાંઠ વાળી. પૂ.શ્રીનો મુકામ વડોદરામાં શ્રી કમુબહેન-ભોગીભાઈ-પટેલને ત્યાં હતો. અમે તો રોજ ત્યાં જવા માંડ્યું. મુકામ લંબાયો, કારણ વડોદરાના રાજા ગુજરી ગયા તેથી પૂ.શ્રી જે વિદ્વત્સભાના વાર્ષિકોત્સવના સંમેલન માટે આવેલા તે સંમેલન લંબાયું.

## જન્માષ્ટમી પર

પછી તેઓશ્રી કુંજરાવ ગયા. ત્યાં લગભગ મહિનો રહ્યા. અમે ત્યાં પણ રોજ જતા. એ તો વધુ નજીક હતું. છેવટે જન્માષ્ટમી ઉપર પૂ.શ્રી પધાર્યા.

એમનો ઉતારો ક્યાં રાખવો? અમારાં ક્વાટર્સ તો ફાવે નહિ. તેથી બાકરોલ રોડ ઉપર રહેતા અવધૂત ભક્ત ડૉ. કાંતિલાલ વ્યાસના બંગલે ઉતારવાનું નક્કી કરી અમો તેમને મળવા ગયા. તેમને તો આનંદ આનંદ થઈ ગયો! પૂ.શ્રીને વાત કરી તો તેમણે પણ મંજૂરી આપી.

## શોભાયાત્રા

એક શણગારેલ ગાડામાં તેઓશ્રી કુંજરાવથી પધાર્યા. પૂ. ભાઈકાકા સૌ પ્રથમ જયાં રહ્યા હતા ત્યાં જે ઝૂંપડી બાંધેલી ત્યાંથી શોભાયાત્રા નીકળી.

એ જગા ઉપર રાતોરાત જાગીને એક સુંદર કમાન શ્રી મણિભાઈ ચેકરે ઊભી કરી હતી. પૂ.શ્રીને ભાઈકાકાની ઝૂંપડીની વાત કરી તો તેઓશ્રીએ બે હાથ જોડી વંદન કર્યાં.

ત્યાં તો વાજાં વાગવા માંડ્યા. પૂ.શ્રીએ કહ્યુંઃ ગુજરાતમાં રેલસંકટ છે. તેથી વાજાં વગાડશો નહિ. વાજાં વગર શોભાયાત્રા નીકળી.

## પાદુકાપૂજનો

એવું ઠેરવ્યું હતું કે પાદુકાપૂજન જેને કરાવવું હોય તે કરાવે. પણ તે માટેનો ભોજન-પ્રસાદ ખર્ચ તે ઉઠાવે. પૂજનો થતાં હતાં. એક દિવસ નારાયણભાઈ, હું, પ્રા. ભટ્ટસાહેબ તથા અમારા મિત્ર શ્રી ચંદુભાઈ પટેલ પૂજનમાં બેઠા. અમે ખીચડી-કઢી-શાક રાખ્યાં. પછી થયું કે અહીં કદાચ આ આવકારદાયક નહીં બને તેથી એ સાથે મગસ પીરસવાનું નક્કી કર્યું. પૂ.શ્રીને ખબર પડી તો તેમણે કહ્યુંઃ મગસ શું કામ પીરસ્યો?

## સાંસ્કૃતિક કાર્યક્રમ



પૂ.શ્રી વલ્લભવિદ્યાનગર પધારેલા ત્યારે નાની બાળાઓએ ગરબા વગેરે સાથે ટિપ્પણીનો ગરબો કર્યો હતો. તેની તસવીર. પૂ.શ્રીએ વિનોદ કર્યો હતો કે આ બધાંને હાલમાં રેલથી થએલા નુકસાનવાળા ગામોમાં કુબો કરવા મોકલવાં જોઈએ.

પૂ.શ્રી આવે ત્યારે એમની સમક્ષ એક સાંસ્કૃતિક કાર્યક્રમ કરવો એમ નક્કી થતાં અ.સૌ. ઈન્દુએ અન્ય બાલિકાઓને ગરબા માટે તૈયાર કરી. પૂ.શ્રીની નાદુરસ્ત તબિયતને ધ્યાનમાં લઈ અમે બે દિવસનો કાર્યક્રમ વિચારેલો તે એક જ દિવસનો કરી દીધો અને નારાયણભાઈના ઘર પાસે

એ કાર્યક્રમ રાખ્યો. બીજા દિવસે ઓપન એર થિએટરમાં પૂ.શ્રી સાથે પ્રશ્નોત્તરી વિચારેલી તે બંધ રાખ્યો. પૂ.શ્રીને ખબર થતાં તેમણે કહ્યુંઃ મારું તો સૂકા પાંદડા જેવું છે. પવન જે દિશામાં વાય તે દિશામાં ઊડું.

કાર્યક્રમની શરૂઆતથી રાગ કેદારમાં 'અયિ માત સરસ્વતી નમીએ' એ પૂ.શ્રી રચિત સ્તુતિથી થઈ. પૂ.શ્રીએ તરત જ શ્રી સુમનભાઈનું ધ્યાન દોર્યું કે જુઓ! અમને એ જોઈ અત્યંત હર્ષ થયો. કાર્યક્રમમાં ટિપ્પણીનૃત્ય પણ રાખેલું- તે વખતે વધુ પ્રચલિત હતું.

પૂ.શ્રીએ તે જોઈ કહ્યુંઃ આ લોકોને રેલથી થએલી નુકસાનવાળી જગા ઉપર કુબા કરવા મોકલવાં જોઈએ.

આ મુકામ દરમ્યાન પૂ. ભાઈકાકા, શ્રી એચ. એમ. પટેલ સકુટુંબ, ચીમનભાઈ દેસાઈ, શ્રીમતી શારદાબહેન અમીન વગેરે મહાનુભાવોએ દર્શન-વાર્તાલાપનો આનંદ લીધો હતો. વચમાં શ્રી રવિશંકર મહારાજ પણ પધારેલા. તે વખતે બધાંને પ્રસાદ લેવા જવાનું કહેણ આવ્યું. મેં બાપજીને કહ્યું કે આપ જમતા નથી અને અમને લાડુ ખવાડો છો! પૂ.શ્રીએ કહ્યું કે હું લાડુ ખાતો નથી તેથી તો તમને લાડુ મળે છે!

## મેધાશક્તિ

અહીં જ વડોદરાથી શ્રી મણિશંકર પંડિતજી વગેરે આવ્યા. પૂ.શ્રીએ વડોદરામાં જે સંસ્કૃતમાં પ્રવચન કર્યું હતું તે પૂ.શ્રીએ ફાડી નાંખ્યું હતું પણ અમારે તે જોઈએ એવી વિનંતી સાથે માગ્યું. પૂ.શ્રીએ જેવું કર્યું હતું તેવું જ પ્રવચન ફરી લખી આપ્યું. વિદ્વાનો તેમની પ્રજ્ઞા-મેધાશક્તિ જોઈ આશ્ચર્ય ને આનંદ અનુભવી રહ્યા.

## બાકરોલમાં

અહીં બે દિવસ બાકરોલ મુકામ થયો. બાકરોલનું ભજનમંડળ શ્રી ચતુરભાઈ પટેલની આગેવાની હેઠળ વિદ્યાનગર ભજન કરવા આવ્યું હતું. ભજનો પછી તેમણે વિનંતી કરતાં તે આમંત્રણ સ્વીકારાયું. પાછળથી પૂ.શ્રીએ કહ્યુંઃ મારે એમનો ભાવ જોઈ આમંત્રણ સ્વીકારવું પડ્યું.

ચારુતર વિદ્યામંડળના સેક્રેટરી શ્રી ચીમનભાઈ દેસાઈને ત્યાં પણ તેઓ ગયા. પાછળથી શ્રી દેસાઈએ એ જે કમરામાં રહ્યા તેનું નામ "રંગ અવધૂત કક્ષ" આપ્યું હતું.

## પ્રા. ચિતાનંદ

અમારી સાથે કામ કરતા અંગ્રેજીના પ્રાધ્યાપક શ્રી ટી. પી. ચિતાનંદે અવારનવાર કોલેજ મેગેઝિનમાં પૂ.શ્રીનાં ભજનોનું અંગ્રેજી આપ્યું હતું જે પૂ.શ્રીને ગમ્યું હતું. એ દર્શને આવ્યા. પોતાની એક મુશ્કેલી રજૂ કરતાં "અઘોરકષ્ટોદ્ધરણ" સ્તોત્રના રોજ ૧૧ પાઠ કરવા તેમણે સૂચવેલું.

## ગઢવી ફોટોગ્રાફર

સાંસ્કૃતિક કાર્યક્રમ વખતે વિદ્યાનગરના પ્રખ્યાત ફોટોગ્રાફર શ્રી ગઢવીને બોલાવેલા. તેમના ફોટો પૂ.શ્રીને બતાવતાં આનંદ વ્યક્ત કરી કહ્યું કે આ ફોટો ઘણો સારો છે. છાપવા જેવો છે. નારેશ્વરમાં એક ચોપડીમાં મૂક્યો પણ હતો.

આ ગઢવી સૌરાષ્ટ્રમાં મા તરીકે પૂજાતાં માના ભક્ત હતા. તેમણે માને કહ્યું કે મા હું શ્રીરંગ અવધૂતજીના ફોટા પાડી આવ્યો! માએ કહ્યું કે "તું ભાગ્યશાળી છે કે તને શ્રીરંગ અવધૂતના ફોટા પાડવાનું સદ્‌ભાગ્ય મળ્યું!"

## ચાચાને દૂરથી દર્શન

વિદ્યાનગરમાં બાઈન્ડર તરીકે જાણીતા શ્રી હસનચાચા નારેશ્વરનાં પુસ્તકોનું પણ બાઈંડીંગ કરતા. પગે અપંગ. એક વખત નારેશ્વર તરફથી એમને ટ્રાયસિકલ ભેટ આપી હતી.

તેમણે પૂ.શ્રીનાં દૂરથી દર્શન કર્યાં પછી તેમના ધંધામાં બરકત આવી તેથી એક ચોપડીના બાઈંડીંગનું બિલ લેવા ગયો ત્યારે તેમણે પોતાની વાત કરતાં કહ્યુંઃ ઓલિયા છે! આ બાઈંડીંગના પૈસા લેવાના નથી. એટલી મારી ઓલિયાની સેવા!

આ રીતે જાણીતા વિદ્વાન શ્રી જયેન્દ્રભાઈ દવેને પણ દૂરથી જ દર્શન થયાં હતાં.

## કોમળ હૃદયી અવધૂત

પૂ.શ્રી વિદ્યાનગરથી જઈ રહ્યા હતા. તેમનું ગાડું છ બંગલા વચ્ચેથી પસાર થતું હતું. થોડે દૂરથી એક નાની બાળા ફોટો લઈ દોડતી આવતી હતી. પૂ.શ્રીએ ગાડું ઊભું રખાવ્યું. ફોટો અભિમંત્રિત કર્યો.

આ બાળકી શ્રી એચ. એમ. પટેલનાં પી.એ. શ્રી જે. એમ. રાવલની દીકરી હતી. શ્રી રાવલનાં કુટુંબે મુંબઈમાં પૂ.શ્રીનાં દર્શન કરેલાં. આજે પણ તેઓ અવારનવાર નારેશ્વર આવે છે. છેલ્લે જ્યારે આવ્યા ત્યારે નારેશ્વરની બદલાએલી રોનક જોઈ ખુશ થયા અને અમને અભિનંદન આપતો પત્ર પણ લખ્યો હતો.

પૂ.શ્રી એ પછી ગોપાળપુરા પણ ગયા અને ત્યાંથી પોર ગયા. એમનું ચિત્ત રેલસંકટને કારણે વ્યગ્ર હતું. તેમણે વાતવાતમાં કહ્યું કે મેં કેટલાંક વચનો આપ્યાં છે તેથી તે નિભાવું છું. બાકી મારું ચિત્ત નારેશ્વરની આસપાસના રેલસંકટમાં છે. વહેલી તકે જવા માગું છું અને સાચે જ પોરથી નારેશ્વર જઈ તેમણે આજુબાજુના ગામોમાં રેલરાહતનું કામ કર્યું. ગરીબોને જ નહિ, મોટા ખેડૂતોને પણ જે નુકસાન થયું હતું તે બદલ વણમાગે મદદ કરી હતી.

## પોરમાં દ્વિસાહસ્રી

અમો પોર ગયા અને પૂ.શ્રીના સાંનિધ્યમાં દ્વિસાહસ્રીનું એક દિનનું પારાયણ કર્યું. પરત આવી રોજની ઘટમાળમાં પરોવાઈ ગયા!



## ✧ ૧૦. ત્ર્યંબકભાઈ પર કૃપા ✧



શ્રી ત્ર્યંબકભાઈ 'ભજો રાધે ગોવિન્દ'ની ધૂન મચાવતા. નરસી ભગતની ફિલ્મની આ ધૂન હતી. તેથી પૂ.શ્રી ત્ર્યંબકભાઈને 'નરસી ભગત' કહેતા.

ત્ર્યંબકભાઈ નાના હતા ત્યારે રાજપીપળામાં નરસિંહ મહેતાની ફિલ્મ આવેલી જેમાં ભજો રાધે ગોવિન્દની ધૂન નરસિંહ મહેતા ગાતા એ રીતે જ એણે પૂ.શ્રી સમક્ષ તે ધૂન ગાઈ બતાવેલી. પૂ.શ્રી નાના ત્ર્યંબકભાઈ પાસે વારે ઘડિયે ગવડાવતા. રાજપીપળા ટોકિઝના માલિક શ્રી મફતલાલ શેઠ પૂ.શ્રીના ભક્ત તેથી પૂ.શ્રીના કહેવાથી ત્ર્યંબકભાઈ એના જેટલા મિત્રોને સાથે લઈ આવે તો મફત ફિલ્મો બતાડતા.

## દત્તજયંતી દર્શન

શ્રી જમિયતરામ અદ્વર્યુએ પ્રથમ વાર દત્તજયંતી માણી તેનું દત્તજયંતી દર્શન- કાવ્ય લખ્યું તે છપાતું હતું. પૂ.શ્રીએ ત્ર્યંબકભાઈનો ધૂન ગાતો ફોટો મૂકવા કહ્યું. એ દત્તજયંતી પર ત્ર્યંબકભાઈને પૂ.શ્રીએ પોતાને ઓઢાડેલી ફૂલની ચાદર પહેરાવી હતી. તે વખતે તો ફોટો લેવાયો ન હતો. તેથી ફૂલની

ચાદર પહેરાવી રાજપીપળા ગાર્ડનમાં કનુભાઈ જાનીએ ફોટો પાડ્યો ને તે વર્ણનમાં મૂક્યો.

## ગમ્મત થઈ

એક ગમ્મત થઈ. વર્ણન છપાયું તેમાં ફોટા નીચે મુ. મોદીકાકાએ લખ્યુંઃ પૂ.શ્રી જેને નરસિંહ કહીને બોલાવે છે તે ત્ર્યંબક. પૂ.શ્રી બોલ્યાઃ હું તો એને નરસી ભગત કહું છું!

પૂ.શ્રીને બાળકો ગમતાં. તેઓ કહેતાઃ મારી તબિયત સારી કરવી હોય તો મને બાળકોની વચમાં મૂકી દો. મોટાંએ આવવાનું બંધ!

આ રીતે ત્ર્યંબકભાઈ ઉપર પૂ.શ્રીની કૃપા વરસી!

## વિભક્તિવાળા શ્લોકો

એ ત્ર્યંબકભાઈને ભણવામાં અને પછી નોકરીમાં પણ મુશ્કેલીઓ ઘણી. પૂ.શ્રીએ એક વખત-

ગણેશો ન સ્ત્રાતા ભજ ભજ ગણેશં મનુજ હે
ગણેશેન વ્યાપ્તઃ કુરુ કુરુ ગણેશાય ચ નતિમ્ ।
ગણેશાન્નો ભૂતિર્ ભવ ભવ ગણેશસ્ય હિ શિશુર્
ગણેશે લીનઃ સ્વાદ્ હર હર ગણેશાઘમખિલમ્ ॥

એ ગણેશની આઠ વિભક્તિ ગ્રથિત કરેલો શ્લોક લખી આપી કહ્યુંઃ આ સાંજ સુધીમાં મોઢે કરી નાખ અને બોલી બતાવ.

ત્ર્યંબકભાઈએ મોઢે કરી બોલી બતાવ્યો.

એ જ રીતે એક વખત પૂ.શ્રીએ કહ્યુંઃ

શ્રીદત્તઃ કલિતારકો ભુવિ નૃણાં દત્તં સ્મરેદ્ યત્નતો
દત્તેનાપ્તબલઃ સદા વિજયતે દત્તાય મે જીવનમ્ ।
દત્તાદ્‌ભુક્તિરથાપિ મુક્તિરમલા દત્તસ્ય ભર્ગોઽમિતં
દત્તે બ્રહ્મણિ લીયતાં મન ઈદં દત્તાસતઃ સન્નય ॥

આ શ્લોક સાંજ સુધીમાં મોઢે કરી બોલી બતાવ. ત્ર્યંબકભાઈએ એ ગોખી બોલી બતાવ્યો!

પૂ.શ્રીની કૃપા કરવાની રીત અનોખી હતી!

આ પહેલાં મારાં માતુશ્રી નંદગૌરી પૂ.શ્રી પાસે રડી પડેલાં ને કહેલું કે આનું કંઈ ઠેકાણું પડતું નથી. કૃપા કરો!

પૂ.શ્રીએ તે વખતે કહેલું કે એનું એવું ઠેકાણું પડશે કે તમે જોયા કરશો.

સાચે જ એની સુરત પીપલ્સ બેન્કમાં નોકરી થઈ. ત્યાં એના અધિકારી શ્રી જાદવનો એ પ્રીતિપાત્ર બન્યો. સુરત અવધૂત પરિવારનો સક્રિય ને માનનીય આગેવાન રહ્યો. પૂ. વિશ્વનાથ અવધૂતના આશ્રમનો ટ્રસ્ટી પણ થયો.

## પારાયણની બાધા

ત્ર્યંબકભાઈની દીકરી ચિ. જયનાના લગ્નનું ગોઠવાય નહીં. મુ.મોટાએ કહ્યુંઃ દ્વિસાહસ્રીની સાત સપ્તાહ કરવાની બાધા રાખ.

બાધા રાખતાં જ વેવિશાળ થઈ ગયું. લગ્ન પણ થઈ ગયાં.

ત્ર્યંબકભાઈએ મુ.મોટાને પૂછ્યુંઃ મોટા, બાધા તો રાખી, લગ્ન પણ થઈ ગયાં. પણ પારાયણ કરતી વેળા દાઢી ન થાય તેનું શું? જમવાનું કેમ?

મુ.મોટાએ કહ્યુંઃ આપણે જેમ રોજ પૂજા કરીને પાઠ કરીએ છીએ એમ જ પારાયણો કરવાનાં. દાઢી થાય. બે વખત જમવાનું. ઉમેર્યું કે જો એ માટે શરૂ કરવાની ઉતાવળ નહીં કરવાની. લગ્નનાં બધાં બિલો ચૂકવાઈ જાય, નિરાંતે ચોમાસામાં ઠંડા પહોરે શાંતિથી કરવાનાં.

ત્ર્યંબકભાઈએ પારાયણો કરવા માંડ્યા. કોકે એને પૂછ્યુંઃ ત્ર્યંબકભાઈ, એમાં તમને કંઈ સમજણ પડે છે? ત્ર્યંબકભાઈએ જવાબ આપ્યોઃ મને ભલે સમજણ નથી પડતી પણ હું જે ભગવાનને સંભળાવું છું તેને તો સમજણ પડે છે ને!



# ✤ ૧૧. ક્રાન્તિકારી અવધૂત ✤

## સમૂહ યજ્ઞોપવીત

પૂ.શ્રીએ સમૂહ જનોઈનો ઉપક્રમ કર્યો. જો બ્રાહ્મણ બાળકને જનોઈ દેવાનું થાય તો તેના માબાપને સામાજિક રીતે ખર્ચના ખાડામાં ઉતરવાનું થાય જ. પૂ.શ્રીએ વિચાર મૂક્યો કે પરિવારમાં જે ધનિક છે તેના છોકરાના જનોઈ પ્રસંગે અન્ય બાળકોને પણ એ જોડે તો એ લોકોનો ખર્ચ બચે.

પછી તો મોટા પાયા ઉપર પૂ.શ્રીએ જ સમૂહ યજ્ઞોપવીતનો ક્રમ ગોઠવ્યો. આવા જ એક સમારંભમાં ૩૫ વર્ષના એક નાગર યુવક (આજના શ્રી નર્મદાનંદજી)ને જનોઈ અપાઈ. કોઈએ કહ્યું કે આટલી મોટી ઉંમરે જનોઈ અપાય તો પ્રાયશ્ચિત ન કરવું પડે? પૂ.શ્રીએ કહ્યું કે ૩૫ વર્ષની ઉંમરનો એ યુવક નાના બટુકોની વચમાં દંડકૌપીન ધારણ કરી ઊભો રહે તે જ મોટું પ્રાયશ્ચિત છે!

## મુસ્લિમને ત્યાં ગએલી કન્યા

એક પ્રતિષ્ઠિત ભક્તની કન્યાએ નાસી જઈ મુસ્લિમ સાથે લગ્ન કર્યાં. એ કેસ પૂ.શ્રી પાસે આવ્યો. પૂ.શ્રીએ કન્યાને બોલાવી વાત કરતાં પૂ.શ્રીને તેણે કહ્યુંઃ પ્રેમમાં તમને શું સમજ પડે?

પૂ.શ્રી મૌન રહ્યા. પછી પેલા યુવકને બોલાવ્યો. તેની સાથે વાતે વળગ્યા. પાછળ તે યુવક ન જાણે તેમ કન્યાને પણ બેસાડવામાં આવી. વાતવાતમાં પેલા યુવકે કહ્યુંઃ આવી લોન્ડીઓ તો ઘણી આવે!

કન્યા પૂ.શ્રી પાસે રડી પડી. પૂ.શ્રીએ કહ્યું કે તું છૂટાછેડા લઈ લે! કન્યાએ પૂછ્યુંઃ "તે આપશે?" પૂ.શ્રીએ કહ્યું કે મુસ્લિમોમાં તો કન્યા ત્રણ વાર તલ્લાક, તલ્લાક, તલ્લાક એમ બોલે એટલે છૂટાછેડા!

કન્યાએ પૂછ્યુંઃ પછી મારી સાથે પરણશે કોણ? પૂ.શ્રીએ કહ્યુંઃ એ જવાબદારી મારી! પૂ.શ્રીએ એ જવાબદારી નિભાવી! જબરજસ્ત ક્રાન્તિકારી પગલું.

એવું જ એમણે એક જૈન યુવકને બ્રાહ્મણ કન્યા સાથે પરણાવ્યો હતો. એ યુવકનો અનિદ્રાનો રોગ દત્તબાવનીના પાઠથી ગયો હતો તેથી પૂ.શ્રીની આજ્ઞાથી પોતાની પ્રથમ પત્ની ગુજરી જતાં બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કરેલું.

એક મરાઠીભાષી યુવતીને એક ભણેલા ગણેલા યુવક સાથે પરણાવેલી. એ વાત દેવદત્તભાઈએ 'અવધૂતની સાથે સાથે'માં નોંધી છે. અલબત્ત, સંદર્ભ જુદો છે.

## ડૉક્ટરોને તેમના મુજબ

સર્જિકલ કેમ્પ યોજાયો. પૂ.શ્રીએ ભક્તોને સેવા કરવા કહ્યું. પોતાનાં દર્શન બંધ કરી દીધાં.

ડૉક્ટરોને જમવા ટેબલ ખુરશી જોઈએ. હાથ વગેરે ધોવા વિશિષ્ટ સગવડ જોઈએ. એ બધું જ પૂ.શ્રીએ મંજૂર કર્યું. એટલું જ નહિ, ચા, નાસ્તો, જમવાનું, સાંજનું જમવાનું એ બધી જ બાબતોમાં ડૉક્ટરોના રસોડાના ઈનચાર્જ નડિયાદના શ્રી મંગુભાઈ સુખડિયાને રોજ પૂછે કાલે શું કરશો? નાસ્તો શું બનાવશો? વગેરે.

તે વખતે એમણે એવી ઈચ્છા વ્યક્ત કરી હતી કે એક મોબાઈલ વાન-ફરતું દવાખાનું થાય તો ગામડાંની પ્રજાને રાહત થાય. આજે તો નારેશ્વરમાં હોસ્પિટલ છે.

## સૂતક

એક વખત મારાં કાકી ગુજરી ગયાં હતાં. શ્રીદત્તજયંતીનો ઉત્સવ આવતો હતો. પૂ.શ્રીએ કહાવ્યું, જોશીજી, ક્રિયાપાણી ભાઈઓને સોંપી નારેશ્વર આવી જાવ. અવધૂતને સૂતક નડતું નથી.

## ગુરુનો અસ્ત!

ડૉ. વાણીકાકાએ પૂ.માજીની આરસ પ્રતિમા મૂકવાનું વિચાર્યું. પૂ.શ્રીએ શરત મૂકી કે આસો સુદ આઠમે મૂકશો તો મૂકવા દઈશ- એ પછી નહીં મૂકવા દઉં.

ડૉ.કાકાએ બીડું ઝડપ્યું. અનેક મુશ્કેલીઓનો સામનો કરી પ્રતિમા નારેશ્વર આવી ને આઠમે સ્થાપિત થઈ. કોઈકે તે પહેલાં પૂ.શ્રીને કહ્યું કે જ્યોતિષીઓ તો કહે છે કે હમણાં ગુરુનો અસ્ત છે, ન મૂકાય. પૂ.શ્રીએ કહ્યુંઃ એમના ગુરુનો અસ્ત હશે, મારા ગુરુનો નહિ. એમનો તો સદા જયજયકાર જ હોય છે!

## હુકમ ઊઠી ગયો

એક દત્તજયંતી પર રાજ્યનો એવો હુકમ હતો કે વેળુગામથી નારેશ્વરના કિનારે નારિયેળ સુદ્ધાં લવાય નહીં. પૂ.શ્રીએ ભક્તોને કહ્યુંઃ નારિયેળ ત્યાં સામે કિનારે જ અધિકારીના દેખતાં વધેરી દેવું! પ્રસાદ તેને આપવો!!

આની અસર એવી થઈ કે હુકમ ઊઠી ગયો!

## હનુમાનજીને તેલ

પૂ.શ્રી આદિવાસી વિસ્તારમાં વણખૂંટા ગામમાં ગયા હતા. એક ભક્તને વિચાર આવ્યો કે કાલે શનિવાર છે તો હનુમાનજીને તેલના અભિષેક સહિત હનુમાન ચાલીસાના પાઠ કરીએ.

પૂ.શ્રીએ કહ્યું સારી વાત છે. યથાશક્તિ તેલ ભેગું કરો. એક મોટું તપેલું ભરીને તેલ ભેગું થયું. પાઠ થયા. પછી પૂ.શ્રીએ કહ્યુંઃ જુઓ, આમાંથી એક તપેલી હનુમાનજીને હું ચઢાવું છું. ત્રણ તપેલી મંદિરના પૂજારીને આપો. બાકીનું બધું જ આસપાસના આદિવાસી ઝૂંપડાઓમાં ઘરનાં માણસ દીઠ વહેંચી દો!

## આફ્રિકામાં દૂધ

પૂ.શ્રી આફ્રિકામાં ગયા હતા ત્યાં એક મંદિરમાં ખૂબ દૂધ આવતું પણ એ બધું નકામું જતું. આ દૂધ કાળિયાઓમાં વહેંચવા પૂ.શ્રીએ ટ્રસ્ટીઓને કહ્યું. એમને ગળે ન ઉતર્યું.

પછી થોડા વખત પછી દંતાલીના શ્રી સચ્ચિદાનંદજી ત્યાં ગયા. તેમણે પણ એમ જ કહ્યું ત્યારે ટ્રસ્ટીઓએ એમને પૂ.શ્રી પણ આવું જ કહેતા હતા તે વાત કરી. અલબત્ત, ટ્રસ્ટીઓએ શું કર્યું તે જાણમાં નથી!

## જ્યોતિષ

એક વખત હું પૂ.શ્રી પાસે બેઠો હતો. જ્યોતિષની વાત નીકળી. પૂ.શ્રીએ મને કહ્યુંઃ જો તારા બાપા જ્યોતિષી છે છતાં કહું છું કે જ્યોતિષ જોવડાવવું નહિ. જો જોષી એમ કહે કે તમારું ભવિષ્ય બહુ સારું છે તો તમો પ્રમાદી બની જશો. આપણું તો સારું જ છે ને! અને જો જોષી ભવિષ્ય ખરાબ છે એમ કહેશે તો તમારા ટાંટિયા ઢીલા થશે, ભાંગી પડશે! એ કરતાં જોવડાવવું જ નહિ શું ખોટું?

બધા ગ્રહોના રાજા એવા ભગવાનને જ ભજન કરી રીઝવવો જેથી બધા ગ્રહો અનુકૂળ જ થાય.

એનો અર્થ એ નથી કે જ્યોતિષ શાસ્ત્ર નથી. પણ એ તો જોનારની આવડત, એના હૃદયની શુદ્ધતા, ભવિષ્ય કહેતી વેળાની એની નિર્લોભી વૃત્તિ વગેરે પર આધાર રાખે છે!

## કાળી ટીલી ગઈ!

નાંદોરા બ્રાહ્મણોની જ્ઞાતિમાં લગ્ન પ્રસંગે કાળો ચાંદલો કરવાનો કુરિવાજ ઘૂસી ગયો હતો. પાછળથી બધાંને એ ગમતું નહિ પણ કોણ પહેલ કરે? પૂ.શ્રીને કાને વાત આવી. પૂ.શ્રીએ કહ્યુંઃ કાળી ટીલી ભૂંસી નાંખો! હું જોઉં છું કે કોણ વિધવા થાય છે? પછી તો અવધૂત પરિવારે પહેલ કરી અને પછી બધે જ કાળી ટીલી નીકળી ગઈ!

## સામાન્ય રિવાજમાં પણ

સાધુ સંતો કે મંદિરમાં માણસ જાય ત્યારે પાઈ, પૈસો કે ચોખા એવું ચઢાવે. સામાન્ય રીતે એ રિવાજ. પૂ.શ્રીએ પોતાના ચરણે એવું કશું મૂકવા દીધું નહીં. પોતાની પાદુકા ઉપર ચઢતાં કિમતીમાં કિમતી વસ્ત્રો પણ તેમણે વહેંચવાનાં જ રાખ્યાં. પોતે તો તેમાંનું કશું વાપરતા નહીં. અરે! નારેશ્વર સ્થાનમાં બંધાએલી રૂમોમાં પણ તેઓ જતા નહીં; કદાચ જવાનું થાય તો ગુફામાં આવી સચૈલ સ્નાન કરતા!

વૈરાગ્યની તીવ્રતા એવી કે એમણે શ્રી શંકરાચાર્યની પીઠની ગાદી પણ નકારેલી.

## પ્રચાર નહિ!

આજના જમાનામાં જ્યાં સર્વત્ર પ્રચારની બોલબાલા છે અને તેમના વખતમાં પણ હતી. તે સમયે એમણે પ્રચાર તો અસત્યનો કરવાનો હોય-સત્યનો પ્રચાર તો એની મેળે જ થતો હોય છે એવી વિચારધારા અપનાવી. ઉલટું કોઈ કાર્યક્રમ વિશે પેપરમાં આવે તો તે કાર્યક્રમમાં તો ન જાય પણ એની ઉલટી દિશામાં જ તેઓ જતા રહે.

## હવા એ જ મુખપત્ર

જ્યારે દ્વારકાપીઠના શંકરાચાર્યજી નારેશ્વર પધારેલા ત્યારે તેમણે પૂ.શ્રીને પૂછ્યુંઃ અહીંનું કંઈ મુખપત્ર નીકળે છે? અમારે ત્યાં જાય છે ખરું? પૂ.શ્રીએ તરત જ કહ્યુંઃ હાં, હાં, નીકલતા હૈ! આજ કે જમાને મેં મુખપત્ર બિના કૈસે ચલતા હૈ? પછી ઉમેર્યુંઃ "યહ હવા જો ચલ રહી હૈ, વહ હમારા મુખપત્ર હૈ । ઈસકા એડીટર (તંત્રી) સ્વયં ભગવાન હૈ । અવધૂતને આજ તક ઉસમેં એક લાઈન તક લિખી નહીં હૈ, ન લિખનેવાલા હૈ । અવધૂત કે રિવાજ કે મુતાબિક ઉસકા કોઈ ચંદા (લવાજમ) નહીં હૈ । સબકો મુફ્ત ભેજા જાતા હૈ ।"

પ્રચાર-પ્રસારના જમાનામાં જબરજસ્ત ક્રાંતિ! સાચે જ એમનો કોઈ પણ કાર્યક્રમ જાહેરાત વિના જ થતો છતાં હવા જ એવી ઊભી થતી કે તે કાર્યક્રમમાં હજારો, લાખો લોકો ઉમટતા!



# ❋ ૧૨. ભજન સ્તોત્રોના પાઠભેદો ❋

## યુગુલે-યુગલે

પહેલાં દત્તના ધ્યાનના શ્લોકમાં મધ્યસ્થપાણિયુગુલે- બોલાતું. કોઈ સુધારો સૂચવે તોય તેઓ માન્ય કરતા નહીં. સ્વામી મહારાજના સાહિત્યને સુધારવાનું કામ આપણું નહીં. પરંતુ તેઓ જ્યારે નરસોબા વાડી ગયા ત્યારે ત્યાં પૂ. સ્વામી મહારાજે સ્વહસ્તે ત્યાંના પૂજારી શ્રી બાપૂને લખી આપેલો જોયો કે તરત જ તેનો ફોટો લેવડાવ્યો અને એ શ્લોકના સુધારાને માન્ય કરી દીધો. પછી યુગુલેને બદલે યુગલે બોલાતું થયું.

## રસજ્ઞાવશાત્-રસજ્ઞાવશા

દ્વિસાહસ્રીના વ્યાસંગ પછી એક દિવસ- એમના બ્રહ્મલીન થવાના થોડા દિન પૂર્વ- મેં પૂ.શ્રીને કહ્યુંઃ દ્વિસાહસ્રીમાં રસજ્ઞાવશા પાઠ છે ને નીચે ટીકામાં 'વશા' એટલે 'વશવર્તિની' એવો અર્થ પણ છે. પૂ.શ્રીએ કહ્યુંઃ તે બદલી નાખવાનું. પણ રસજ્ઞાવશાત્માં જે અર્થ છે તે વધુ સારો છે; છતાં બદલી લેવાનું. પછી તો પૂ.શ્રી બ્રહ્મલીન થયા તેથી પ્રતોમાં ન બદલતાં ત્યાં પાઠભેદ દર્શાવવાનું રાખ્યું કારણ પૂ.શ્રીએ રસજ્ઞાવશાત્માં અર્થ સારો છે કહેલું- ઉપરાંત આપણે અવધૂત પરિવારમાં એટલા માન્ય નહીં! ઉહાપોહનો ભય!

પણ આજે પૂ.શ્રીએ કહેલો અર્થ પણ રસજ્ઞા વશામાંથી નીકળે છે તેવો એક ઝબકારો થયો! રસજ્ઞા વશા એ બે શબ્દને છૂટા લેવાને બદલે ભેગા કરીએ તો રસજ્ઞાવશામાંથી રસજ્ઞા અને અવશા નીકળે! 'વશા' એટલે વશવર્તિની જ્યારે 'અવશા' એટલે વશવર્તિની નહીં!

## ક્રીડમાનં-શોભમાનં

રંગહૃદયમ્ વડોદરા છપાતું હતું. પૂ. પંડિતજી પ્રૂફો જોતા હતા. પૂ.શ્રીએ સ્વાભાવિક કહ્યુંઃ પંડિતજી! કંઈ ભૂલ હોય તો ધ્યાન દોરજો!

પણ પંડિતજીએ તો ઝીણી ઝીણી ઘણી ભૂલો કાઢી. અરે! જો જોડાક્ષર પહેલાંનો અક્ષર હોય તો તે દીર્ઘ ગણાય માની તે પણ ભૂલમાં ગણ્યો.

પાછળથી પૂ.શ્રીએ એમાંના કેટલાક માન્ય કર્યા જ્યારે કેટલાંકમાં કહ્યું કે જો અક્ષર થડકાતો ન હોય તો દીર્ઘ ગણવામાં ભલે આવે; છંદની ભૂલ ન ગણાય. એ હ્રસ્વ જ ગણાય. કાલિદાસ જેવા મહા કવિઓ ભલે તેને દીર્ઘ ગણે!

દત્તનામસંકીર્તનના પાઠભેદો એ રીતે આવ્યા પણ ઘણી વાર કેવળ વ્યાકરણ કે છંદની દષ્ટિએ સુધારતાં તેમાંનું કાવ્યત્વ જતું રહે છે! દા.ત. 'ક્રીડમાનં'નું 'શોભમાનં' કર્યું. છંદની દષ્ટિએ એ સુધારો માન્ય રહ્યો. વ્યાકરણની ભૂલને લીધે શોભમાનં કર્યું કારણ ક્રીડ્ ક્રિયાપદનું કૃદંત ક્રીડન્તં થાય; ક્રીડમાનં ન થાય પણ ક્રીડમાનં-માં જે દત્તાત્રેયની ફૂરફૂરિયાં સાથેની રમત તથા નિઃસંગત્વ સૂચિત થાય છે તે 'શોભમાનં'માંથી લોપ થઈ જાય છે! આર્ષ પ્રયોગરૂપે ક્રીડમાનં રહ્યું હોત તો ઠીક એમ મને લાગે છે.

## મુદદાયક + દત્ત

પૂ. પંડિતજીએ મુદદાયકનું મુકુદાયક કર્યું. પૂ.શ્રીએ કહ્યુંઃ મુદ્ એટલે આનંદ અને અદાયક એના જેવો આનંદ આપનાર કોઈ બીજો નહિ તે. પંડિતજીએ કાન પકડ્યા! મુદદાયક કાયમ રહ્યું.

## 'માતશ્ચામ્બે'

અંબાજીની પ્રાર્થનામાં 'માતશ્ચામ્બે'માં પૂ. પંડિતજીને પુનરુક્તિ લાગી. માતા અને અમ્બા બંને શબ્દો વપરાયા છે! પૂ.શ્રીએ કહ્યું કે 'અંબા' અહીં વિશેષ નામ તરીકે છે તેથી પુનરુક્તિ નથી. વળી તેથી જ 'અમ્બે' સંબોધન છે- નહીં તો 'અંબ' થાય! ફરી પંડિતજીએ કાન પકડ્યા!

એ અર્થમાં પૂ.શ્રી કહેતાઃ આપણાં સ્તોત્ર કે આપણું સાહિત્ય પંડિતો માટે નથી!

## રાવણનું આયુષ્ય

શ્રીગુરુલીલામૃત ગ્રંથમાં રાવણના આયુષ્ય માટે જે વરસો લખેલાં તે શ્રી કામતજીના સંપર્કમાં આવ્યા પછી તેમના મતનાં વર્ષો તેમણે માન્ય કરેલાં ને શ્રીગુરુલીલામૃત ગ્રંથમાં પાદટીપ આપી શ્રી કામતજીનો આભાર પણ માન્યો હતો.

પૂ.શ્રી લખ્યા પછી સુધારવા યોગ્ય જણાય તો સુધારતા. દત્તબાવની લખ્યા પછી તેમણે વણિકશ્રેષ્ઠ ચેકી જાતે જ બ્રાહ્મણશેઠ કર્યું છે.

## ખાઈ ઝાલર

દત્તબાવની પહેલાં જે માગે તેને હાથે લખી અપાતી. પૂ.શ્રી કે મુ. મોદીકાકા તે લખીને આપતા. એવી એક પ્રતમાં 'ખાઈ ઝાલર' છે. પણ વરસોથી પૂ.શ્રીની હયાતિમાં પણ 'ઝાલર ખાઈ' ગવાતું રહ્યું- છપાતું પણ રહ્યું! તેથી શાસ્ત્રાદ્ રૂઢી બલીયસિ- એ ન્યાયે 'ઝાલર ખાઈ' જ માન્ય કરવું રહ્યું!

## વેદશ્વાસે

હસ્તપ્રતમાં 'વેદશ્વાસે' વંચાય છે. પણ એમ ગાતાં મૂટે છે તેથી પેલો અક્ષર Slip of Pen- હસ્તદોષ- ગણીને વેદશ્વાસ જ માન્ય રખાય. પૂ.શ્રીએ સંસ્કૃત આરતીની હસ્તપ્રતમાં 'જય જય અત્રિકુમારં' બદલીને વન્દે અત્રિકુમાર પહેલેથી જ કરેલું તેથી આરતીમાં જય જય અત્રિકુમારં ક્યારેય ગવાયું નહીં; 'વન્દે' જ રહ્યું; જ્યારે હસ્તપ્રતમાં 'જય જય' રહ્યું!



# ❖ ૧૩. પૂ.શ્રીનું સાહિત્ય ❖

(આ પ્રકરણ ભજનાદિનો ઈતિહાસ એક જ ઠેકાણે મળે માની લખ્યું છે. એમાં મારું પોતાનું ખાસ કંઈ જ નથી.)

પૂ.શ્રી લખવા ખાતર લખતા નહીં. એમના અનુભવ તૃપ્તિના ઉદ્ગાર રૂપે જ બધું લખાય! કોઈ વાર કોઈ પ્રસંગ ઊભો થાય, શાંત સાગરમાં લહેર ઊઠે અથવા શાંત સરોવરમાં કંઈક કાંકરી પડે અને પાણીમાં વર્તુળ થાય તેમ ત્યારે જ કંઈ લખાઈ જાય.

માંદગીમાં બેઠા અવધૂતનાં તો બધાં ભજનો એમની દાંતની બિમારીનો પ્રસાદ છે! આપણે દુઃખથી હાય વોય કરીએ અને એ આનંદની મસ્તીમાં હોય!

પૂર્વાશ્રમમાં પોતે માંદા પડ્યા. જીવનની અંતિમ ક્ષણો છે એમ લાગ્યું. ભગવાનને પ્રાર્થના કરી. કંઈક સારું લાગ્યું અને એવી માંદગીમાં પણ તેમણે એક હિન્દી ભજન અને એક સંસ્કૃત સ્તોત્ર લખ્યું. "ઢૂંઢત દેખા જગતમેં સાર વસ્તુ હૈ એક" (ભજન-૩) સંસ્કૃતમાંઃ દત્તશરણાષ્ટકમ્- ત્યજ સંસારં ભજ રે સારં સર્વાધારં, શ્રીદત્તમ્. (રંગહૃદયમ્-નં-૫).

## આચરે છે કોણ?

પૂ.શ્રીએ મને વાત વાતમાં કહ્યું કે રોજનું એક ચોપડું લખાય. પણ વાંચે છે કોણ? વળી વાંચે તો આચરે છે કોણ?

છતાં પરમાત્મા કે ગુરુ એવા સંજોગો ઊભા કરે કે કલમ પકડાઈ જાય અને જે લખાય તે સંઘેડા-ઉતાર જ હોય. એમની કલમમાં આયાસ જરાય જણાતો નથી.

## શ્રીગુરુલીલામૃત

પૂ.શ્રીનો મુકામ સરખેજની શ્રી રતનલાલ મહાત્માની જામફળની વાડીમાં. એક રાતે સ્વપ્નમાં પ.પૂ. સ્વામી મહારાજ પ્રગટ થયા. પૂ.શ્રીના શબ્દોમાં જ-

ચરિતામૃત-ઘટ લે સુખે કરી પાન પીવાડ,
હોય તૃષાતુર તેહને મોત પાડશે રાડ (૧/૯૩)
દૈન્ય રહેશે ના કદી જો મોજ કર મસ્ત,
એમ કહી શિરે મૂક્યો વરદ સ્વપ્નમાં હસ્ત. (૧/૯૪)

શ્રીગુરુલીલામૃતનો વરદ ગ્રંથ મળ્યો.

સ્વપ્ન થતાં બેસી ન રહ્યા. ત્યાં જ જામફળની વાડીમાં લખવા માંડ્યું. મદાલસા આખ્યાન સુધીના અધ્યાયો ત્યાં લખાયા. મુકામ ઊઠ્યા બાદ નારેશ્વર આવ્યા ત્યાં એક જ ચાતુર્માસ દરમ્યાન ગ્રંથ પૂરો કર્યો.

આ માટે તેમણે મુહૂર્ત નહતું જોયું. સતત લખતા રહ્યા. મુ. મોદીકાકાએ મને કહેલું કે આંગળીઓ થાકી ગઈ હતી. કલમ પકડવાની પણ અઘરી પડતી. પણ એમણે એક પત્રમાં લખ્યું છે તેમ 'હમણાં તો બસ, ગ્રંથ, ગ્રંથ અને ગ્રંથ!'

તે વખત તો બોલપેન નહીં. ખડિયો ને હોલ્ડર હતાં.

આ જ જામફળની વાડીમાં 'ગુરુ ઘર આવ્યા, વિઘ્નો સહુ દૂર સિધાવ્યાં' (ભજન-૩૭) પણ લખાયું.

## રમે રામ સહુ ઘટ વિષે (ભજન-૧૪૩)

રાજપીપળા રાજ્યના સંજાલી ગામના શિક્ષક શ્રી ફોગટલાલ ચુનીલાલે એક સમયે ભજન લખ્યું અને તેમાં તેમણે ગાયુંઃ ઓ બાપજી! તમે કોણ છો? અંતર ઉજાળો, મલિનતા-દિનકર પ્રતાપી કોણ છો? આખું ભજન પ્રશ્નોથી ભરપૂર હતું. પૂ.શ્રીએ તેનો જવાબ આપતા હોય તેમ લખ્યુંઃ

રમે રામ સહુ ઘટ વિષે, રહીમ દયાઘન એજ,
હિન્દુ મુસલમીન કાં લડો? રંગ નૂર તે તેજ.

(અવધૂતી આનંદ- ભજન-૧૪૩)

## મનુવા હરિ ભજ ઝટ નાદાન (ભજન-૧૪૭)

ગોધરામાં નિવાસ કરતા પૂ.માજીની સેવામાં રહેનારના મોટાભાઈએ સંન્યાસ લીધો હતો. વૃત્તિ બદલાઈ ન હતી, કપડાં બદલ્યાં હતાં. એક દિવસ

તેમને સ્વપ્ન પડ્યું કે આપણા બળદ કોઈ છોડી ગયું છે- લઈ ગયું છે! રડવા લાગ્યા. પૂછતાં તેમણે કહ્યું કે આપણા બળદ કોઈ લઈ ગયું! બધાંએ કહ્યુંઃ એવું નથી. તમને સ્વપ્ન થયું લાગે છે!

પૂ.શ્રીએ આ વાતની જાણ થતાં લખ્યુંઃ

મનુવા, હરિ ભજ ઝટ નાદાન!
મળશે તુજને અક્ષય સુખખાણ. ...ટેક.

ઘટથી પટ પર, પટથી ગાડે તું આમ નિરંતર કાં દોડે?

આખર તુજને વિખ એ બાળે,
કંઈ થોભ વિચાર, સમજ મસ્તાન! ...મનુવા. ૧

## તપસી છોડ દિયા સંસાર (ભજન-૯૦)

પૂ.શ્રી બધું છોડી નારેશ્વર આવ્યા અને મુ. મોદીકાકાને ભજન લખી મોકલ્યુંઃ

તપસી! છોડ દિયા સંસાર. (ભજન-૯૦)

## તોડી દિવાલો મહેલની (ભજન-૨૨૦)

પૂ.શ્રી બધું છોડી નારેશ્વર તપ કરવા બેઠા. અમદાવાદમાં હલચલ મચી. આથી કાર્યકરોએ કહ્યુંઃ આ તો પલાયનવાદ છે, દેશદ્રોહ છે વગેરે. પૂ.શ્રીએ લખ્યુંઃ

તોડી દિવાલો મહેલની બેઠા જઈ મેદાનમાં
ઉપર કડાડે આભ તૂટ્યું, તેથી તમારું શું ગયું?

## ના દોસ્ત દુશ્મન કોઈ હમારા (ભજન-૧૩૮)

નાના ભાઈ શ્રી નારાયણભાઈનો સ્વર્ગવાસ નારેશ્વરમાં થયો. તે પછી આ ભજન લખાયું. પૂ.શ્રી વૃત્તિ કેટલી ઉપરામ હશે તે સમજાય છે.

## દરશન દીજો દાડી (ભજન-૨૩૭)

પૂ.શ્રી પોતાને નારેશ્વરનું સ્થાન બતાવનાર મુ. દાસકાકાને ત્યાં અવારનવાર જતા. દાસકાકાનાં પત્ની, મૂળીબહેનનાં બા, રુક્ષ્મણિબહેન પૂ.શ્રી જાય ત્યારે કહેતાંઃ દાડી દાડી દરશન દેજો! પોતાના ઘરના છાપરા ઉપર ચઢી, જતી નાવડીને તે ન દેખાય ત્યાં સુધી જોયા કરે. પૂ.શ્રીએ લખ્યુંઃ દરશન દીજો દાડી, સદ્‌ગુરુ મારા.

## ઠાડે ઔદુંબર તરુતલપે (ભજન-૬૦)

શ્રી ઠાકોરભાઈ ભીમદાસ પરીખને સ્વપ્નાદેશ થયો કે કોઈ સંતને લઈને ગાણગાપુર જાવ. પૂ.શ્રી તે વખતે બહુ જાણીતા નહીં. છતાં પરીખે તેમનો આગ્રહ રાખ્યો. પૂ.શ્રી ગયા અને ભજન લખ્યું- મરાઠી સાખીના રાગમાં.

## ગાણગાપુર પ્રવાસમાં

આ પ્રવાસનો એક પ્રસંગ નોંધવા જેવો છે. તે વખતે મુંબઈથી ગાડીમાં જઈ ગાણગાપુર રોડ ઉતરી જવાતું. પૂ.શ્રી ગાણગાપુર રોડથી ગાણગાપુર અડવાણે પગે ચાલતા આવ્યા હતા. તેથી તેમના પગે છાલાં પડી ગયાં હતાં. ગાણગાપુરની ધર્મશાળામાં બેઠા હતા. ત્યાં એક બાળક આવ્યો અને મરાઠીમાં પૂછ્યુંઃ કેમ મહારાજ! શું વિચારો છો? પૂ.શ્રીએ કહ્યુંઃ ભાઈ, આમ તો કંઈ નહીં. પણ મારા પગે આ છાલાં પડી ગયાં છે તો હું સંગમ નહાવા કેવી રીતે જઈશ? તે વિચારું છું.

બાળકે કહ્યુંઃ એમ! ઊભા રહો. એમ કહી દોડીને એક મલમની શીશી લઈ આવ્યો અને કહ્યુંઃ લગાડો. પૂ.શ્રીએ મલમ લગાડ્યો અને તરત જ છાલાં અદૃશ્ય! એ સાથે પેલો બાળક પણ!

પૂ.શ્રીને આશ્ચર્ય થયું. સંગમ જઈ આવ્યા બાદ તેમને થયુંઃ લાવ, બાળકની તપાસ કરીએ. તપાસ કરતાં કંઈ પત્તો ન ખાધો. એટલે પૂજારીઓનાં બધાં બાળકો માટે જમવાનું ગોઠવ્યું. પણ બાળક આવ્યો નહીં! એમ ઓછો એ આવે! પૂ.શ્રી ભગવાનની લીલા માની મનમાં જ આનંદ માણતા રહ્યા!!

## આવો હરિજન હેતે (ભજન-૭૨)

સં. ૧૯૯૨ (ઈ.સ. ૧૯૩) નવરાત્રીના દિવસોમાં રાજપીપળામાં નાદીરશા શેઠના જીનમાં મુકામ. શ્રી નંદલાલભાઈ પાઠક મારફત તે મુકામ ગોઠવાયો. ત્યાં રાજકુંવરો દર્શને આવતા. એક વખત તેમણે પ્રશ્નો પૂછવા માંડ્યા. એક બે પ્રશ્ન થયા પછી પૂ.શ્રીએ કહ્યુંઃ આ તો સત્યાર્થપ્રકાશમાંથી પ્રશ્નો પૂછો છો! તમારે શું પૂછવું છે તે પૂછો.

તેમને ઉદ્દેશીને 'આવો હરિજન હેતે' લખાયું જેમાં છેલ્લે 'વૃત્તિસ્વરૂપે રાખી' શબ્દો છે. અર્થાત્ હરિને સંભારવાના પણ પોપટની માફક નહીં, વૃત્તિ-ચિત્ત-પોતાના સ્વરૂપમાં, આત્મામાં રાખીને ભજન કરવાથી બેડો પાર થાય છે. એઓશ્રી ભજન શબ્દને સમજાવતાં કહે છેઃ

**ભ** = ભવસાગરમાં, **જ** = જન્મમરણનો, **ન** = નાશ કરનાર = ભજન છે; રાગડા તાણવા કે કાંસીજોડાં કૂટવાં એમ નહિ!

## વંદના

શ્રીગુરુલીલામૃતનો બીજો ભાગ છપાતો હતો; છેલ્લાં પ્રૂફ આવ્યાં હતાં. પૂ.શ્રીએ વંદના (ભજન-૨૪૬) લખી આરંભમાં મૂકવા કહ્યું.

## દત્તનામસ્મરણનું ગુજરાતી (ભજન-૨૬૪)

સરખેજના દેવદત્ત ઈચ્છારામ ત્રિપાઠીએ પૂ.શ્રીને વિનંતી કરી કે દત્તનામસ્મરણ સંસ્કૃતમાં છે તેનું ગુજરાતી કરી આપો. પૂ.શ્રીએ એનો પદ્યાનુવાદ કર્યો. હા છંદ બદલાયો- ભુજંગી થયો. પૂ.શ્રી પોતે જ કહેતા કે એ શબ્દાનુવાદ નથી, ભાવાનુવાદ છે. ભક્તોમાં આજે બંને ગવાય છે. શ્રી ત્રિપાઠીએ જ સૌ પ્રથમ એ છપાવ્યું હતું.

## દત્તરક્ષાસ્તોત્ર- સંસ્કૃત (ગુજરાતી-૨૧૦; રંગહૃદયમ્-નં-૧૨)

દત્તરક્ષા સ્તોત્ર ગુજરાતીમાં દત્તબાવની સાથે છપાતું. ભક્તો તેનો પાઠ કરતા. ડૉ. જયેન્દ્રભાઈ દવે એને દત્તાત્રેયકવચ સમાન ગણે છે.

મારા પિતાજીએ પૂ.શ્રીને વિનંતી કરી કે આનું સંસ્કૃત કરી આપો. પૂ.શ્રીએ સંસ્કૃત કર્યું જેને તેમણે પ્રથમ અલગ છાપ્યું. એક વખત તો સોનેરી અક્ષરે છપાવી વહેંચેલું.

## હું મૂરખ નાદાન (ભજન-૨)

પૂ.શ્રીએ દત્તનામ સ્મરણમ્- સંસ્કૃત-માં લખેલું તેમાં એક શ્લોકમાં (નં-૪૧)- શ્વાનાઃ હ્યેતે ભીષણં હા ભષન્તિ- લખ્યું. તો એક પંડિતે કહ્યુંઃ શ્વાન શબ્દ સંસ્કૃત નથી. પૂ.શ્રીના કાને વાત આવી. પૂ.શ્રીએ કહ્યુંઃ મેં શાસ્ત્રી પંડિતો માટે લખ્યું નથી. એ પંડિતને વ્યાકરણનું સૂત્ર શ્વાનં યુવાનં મઘવાનં- નહિ ખબર હોય? ભગવાન જાણે!

તેમણે ‘હું મૂરખ નાદાન’ ભજન લખ્યું. તેમાં વેદ અને સંસ્કૃત સાહિત્યના અનેક પ્રકારોનો ઉલ્લેખ છે. છતાં પૂ.શ્રી પોતાને મૂરખ ગણે છે!

તેમનો પ્રખ્યાત શ્લોકઃ

મૂર્ખોऽહં મૂર્ખરાજોऽહં મૂર્ખાણાં ચ શિરોમણિઃ ।
જ્ઞાત્વાપ્યે વં ભજન્તે માં તેऽપિ મૂર્ખા ન સંશયઃ ॥

વાંચીને એક સુજ્ઞે લખેલું કેઃ-

પ્રાજ્ઞોऽસિ પ્રાજ્ઞરાજોऽસિ પ્રાજ્ઞાનાં ચ શિરોમણિઃ ।
જ્ઞાત્વપ્યેવં ભજન્તે ત્વાં તેऽપિ પ્રાજ્ઞા ન સંશયઃ ॥

## આજ હમારી જીવનનૌકા (ભજન-૪૫)

પૂ.શ્રી નર્મદા પાર કરવા નાવમાં બેઠા હતા. એકાએક તોફાન થતાં નાવડી ડૂબવાની અણી ઉપર આવી ગઈ. પૂ.શ્રીએ આ ભજન મનમાં જ લખવા માંડ્યું. પરમાત્માએ પૂ.શ્રીની પ્રાર્થના સાંભળી. બધાં જ સહીસલામત પાર ઉતર્યાં!

## મન છોડ દે કપટ હરિપદ ભજ રે (ભજન-૭૭)

પૂ.શ્રીના એક નિકટવર્તી ભક્ત ભજનાનંદી થએલા. તે વિધુર થયા. પૂ.શ્રીએ ફરી લગ્ન કરવા ના પાડી. છતાં વંશવૃદ્ધિ માટે ફરી પરણ્યા. તેમને ઉદ્દેશીને આ લખાયું.

## ઠેરન દે દિન ચાર (ભજન-૩૯)

પૂ.શ્રી પરિક્રમા હતા. નારેશ્વરથી ગરુડેશ્વર આવ્યા. સાથે દાસકાકા હતા. સમાધિમંદિરની પ્રદક્ષિણા કરતાં પગ મોચવાયો. સ્વામી મહારાજની ત્યાં ન રહેવાની આજ્ઞા થતાં ચાલવા માંડ્યું. પછી ભિક્ષા લેતા હતા ત્યારે આ સ્ફૂર્યું!

## બાવનીનું હિન્દી

મેં એક વખત બાપજીને કહ્યુંઃ બાપજી! દત્તબાવનીનું હિન્દી કરી આપોને! પૂ.શ્રીએ કહ્યુંઃ ગુજરાતી જ બરાબર છે. ગુજરાતી બાવનીને પૂ.શ્રી પોતે કરેલાં પર (બાવન) ગુરુચરિત્રનાં પારાયણોનું ફળ ઉદ્યાપનરૂપે મૂકેલું હતું.

હિન્દીભાષીને જ દત્તબાવની કરતા કરવા હોય તો તેને નાગરી લિપિમાં તેને છાપી મૂળ ગુજરાતી શબ્દોના અર્થ નીચે ફૂટનોટમાં હિન્દીમાં આપવા.

આમ નાગરી લિપિમાં દત્તબાવની નીકળી!

## દત્તગુરુ અવધૂત (ભજન-૨૪૭); દત્ત દિગંબર દેવ (ભજન-૨૪૯) અને મુખસે હરિ હરિ બોલ (ભજન-૨૪૮)

આ ત્રણ ભજનો મહાત્મા રતનલાલ ત્રિપાઠીને ઉદ્દેશીને લખાયેલા.

## સખી અંતરમાં વ્રજરાજ (ભજન-૧૦૯), સખી ઝાડ ગળે ફળ આપ (ભજન-૧૧૦) અને સખી શરદપૂનમની રાત (ભજન-૧૧૧)

જામફળની વાડીમાં મુકામ હતો ત્યારે લખાયાં.

## આવો આવો દયાળ સ્વામી (ભજન-૫૦)

પહેલાં દત્તજયંતીના ઉત્સવમાં મહીજી ભગત ટીટોદ્રા ગામેથી મંડળી લઈને આવતા. રાસ રમતા. દોરડીઓ લઈને ફરે અને એવી રીતે કે તે ગૂંથાતી જાય! એમણે પૂ.શ્રીને વિનંતી કરી કે અમો ગામડાના લોકો ઝીલી શકીએ એવી સરળ ભાષામાં રાસ લખી આપો. તે વખતે આકાશમાં ચંદ્ર ઉગ્યો હતો.

વાદળમાં લાલ રંગો દેખાતા હતા. પૂ.શ્રીએ આવો આવો દયાળ સ્વામી દત્તકૃપાળ- લખ્યું.

## ગુરુ ગુરુ કરતાં આ જાઓ મારા પ્રાણ (ભજન-૫૧)

ઓચ્છણદાયમા ગામમાં પ્રભાશંકર ગોરના ભાણેજ શ્રી શાંતિલાલને ત્યાં મુકામ. તેમણે “હર હર ભોળા શંભુ લે તું મારી સંભાળ” ગાયું. એ ભજનનો રાગ પૂ.શ્રીને ગમ્યો. એમણે “ગુરુ ગુરુ કરતાં આ જાઓ મારા પ્રાણ” લખ્યું.

## ઘાડી ઔદુંબરની છાંય (ભજન-૫૯)

સં. ૧૯૯૭ની આસપાસ દાંતની બિમારી વખતે પૂ.શ્રીને દત્તનાં દર્શન ઔદુંબરની નીચે થયાં અને લખાયુંઃ “ઘાડી ઔદુંબરની છાંય”.

## જય જય હેરંબ (ગણપતિની આરતી)

પૂ.શ્રીનો મુકામ સં. ૨૦૦૭માં ડીસામાં શ્રી જગન્નાથભાઈને ત્યાં. તેઓ ચોથ કરતા તેથી તેમને આરતી લખી આપી. એમાં છેલ્લે જગન્નાથચરણે એમ હતું. પછી ‘રંગનાથચરણે’ કર્યું!

## ધીરાની કાફીનાં રાગનાં ભજનો

ભજન નં-૧૫૩થી ૧૬૨- જામફળની વાડીમાં શ્રી મણાજી ભલાજી ભગત એકતારા ઉપર જૂના ઢાળમાં ભજનો ગાતા તે વખતે આ ભજનો લખાયાં.

## અવળું સવળું બોલું રે (ભજન-૧૬૩) અને વન્દે નર્મદામ્ (રંગહ્રદયમ્-૫૪)

પૂ.શ્રી પરિક્રમા પછી નર્મદા-સંગમ ઓળંગતા હતા ત્યારે સાગરમાં તોફાન થયું અને પૂ.શ્રીના હ્રદયમાં આ બંને ઘોળાતાં હતાં.

## પ્રભુ પરખ્યા હ્રદે જેણે (ભજન-૧૬૪)

ઘણું જૂનું કિ. ઘ. મશરૂવાળાએ ગુજરાતીમાં ગઝલસંગ્રહ છાપેલો તેમાં એ લેવાએલું.

## આજ આનંદનું પૂર ઉરમાં વહે (ભજન-૨૯)

પરિક્રમા વખતે નાવરાની સામેના ભાઠામાં મુકામ હતો. શરીરમાં તાપ ખૂબ અને ભજન સ્ફૂર્યું. પત્રમંજૂષામાં ઉલ્લેખ છે.

## બોલ બોલ બોલ પ્રેમવેણ એક બોલ (ભજન-૪૦)

પરિક્રમામાં એક નાનકડા દેવીમંદિર પાસે પૂ.શ્રી આવ્યા. દર્શનની ઈચ્છા થઈ. પણ પૂજારી મંદિર બંધ કરી જતો રહેલો. તેણે મંગાવી પણ ચાવી મોકલી નહિ. પૂ.શ્રીએ આ ભજન ગાયું અને દેવીનું મંદિર આપોઆપ ખૂલી ગયું.

## દત્ત દત્ત બોલો (ભજન-૬૩),
## જેના દિલમાં દીનની દાઝ નથી (ભજન-૬૫) અને
## ભિક્ષા ૐ દે મા પારવતી (ભજન-૬૬)

આ ત્રણ ભજનો ઉભરાટના દરિયાકિનારે પૂ.શ્રીના મુકામ દરમ્યાન લખાયાં (સં. ૨૦૦૩). શ્રી બલ્લુભાઈ ટેલરના આમંત્રણથી ત્યાં ગયા હતા. સુરતના શ્રી ઈશ્વરદત્તભાઈ સેવામાં હતા.

## જપી લે હરિનું નામ રસાળ (ભજન-૭૫),
## તમારે ને હમારે ના કશો સંબંધ (ભજન-૧૩૯)

પૂ.શ્રીનો મુકામ સં. ૨૦૦૨માં ઉમલ્લા થયો હતો. ત્યાં બહેનોએ

કહી દો કહી દો નંદદુલારા
ક્યારે દર્શન દેશો પ્યારા
ચોરી લીધાં ચિતડાં હમારાં!

ભજન ગાયું. રાગ ગમી ગયો ને તે પછી ગોવાલી બેટમાં મુકામ થયો ત્યારે ‘જપી લે હરિનું નામ’ લખાયું.

એ વખતે કાર્યકરોમાં મતભેદ પૂ.શ્રીએ જોયો હતો તેથી છેલ્લે ‘બીજો ઝઘડો વ્યર્થ અસાર!’ લખાયું. મતભેદને લક્ષમાં લઈ ‘તમારે ને હમારે’ લખાયું.

પૂ.શ્રીએ ભક્તોની ઘેલછાને લક્ષમાં રાખી કણભાના કડાકામાં પણ ચેતવણી આપી કહેલુંઃ તમો આવી ઘેલછાથી અત ઊર્ધ્વ દૂર રહો એવી મારી વિનંતી છે.

## પહેરી લીધા વીંટલા (ભજન-૨૪૫)

અંબાજી આવતાં મોડું થયું. ઉતાવળમાં પૂ.શ્રી જે રબરની રીંગો પહેરતા તે પહેરવાની રહી ગઈ હતી તે સેવકોએ આપતાં પહેરતાં પહેરતાં બોલ્યાઃ આ તો માતાજીના વીંટલા છે! અને ભજન લખાયું.

## માતશ્વામ્બે (રંગહૃદયમ્- ૬૨, પૃ-૩૦૦)

અંબાજી જયંતી વખતે લખાયું. એનું પ્રૂફ જોતો હતો અને મને શંકા થઈ. શ્રુત્વેવ કે શ્રુત્વૈવ? પૂ.શ્રીએ કહ્યુંઃ શ્રુત્વેવ. સારું થયું કે તેં પૂછ્યું!

આ સ્તોત્ર પૂ.શ્રીએ ગાવાનું શરૂ કર્યું તે વખતે મંદિરનાં દ્વાર બંધ હતાં. બધાં ખૂલવાની રાહ જોતા હતા. સ્તોત્ર પૂરું થયું કે દ્વાર એકાએક ખૂલી ગયાં. પૂજારીઓ કહેતા હતા કે આવું ક્યારેય બન્યું નથી. અમો દ્વાર ખોલીએ તો જ દ્વાર ખૂલે.

આ વખતે અંબામા હાથમાં તલવાર લઈને બહાર દોડતાં આવતાં એક માલણને દેખાયાં જે તેણે મુકામ પર આવી વાત કરી ત્યારે જાણ્યું. પૂ.શ્રીએ સાંભળીને ફક્ત એટલું જ કહ્યુંઃ બહેન, તને દર્શન થયાં ને? માસ્તર (સુમનભાઈ), આને પ્રસાદ આપો!

પહેરી લીધા વીંટલામાં પણ કટોકટી-દેશની-નો ઉલ્લેખ છે. પણ ક્યારેય પૂ.શ્રીએ એવું વિચાર્યું નથી કે મેં સ્તુતિ ગાઈ તેથી કટોકટી દૂર થઈ!

## ગાયતિ રેવા રવ મધુરમ્ (રંગહૃદયમ્-૬૪, પૃ-૩૦૭)

સં. ૨૦૧૭માં નર્મદામાં પૂર આવ્યાં. નારેશ્વરમાં હાલ જયંતીલાલ આચાર્ય રહેતા તે રૂમ આગળ પાણી વધેલું. પૂ.શ્રીને ખબર કરાઈ. પૂ.શ્રી એમના રમુજી સ્વભાવ મુજબ બોલી ઉઠ્યાંઃ જો, માજી મને ગુફા સુધી આવી ન્હવાડી જાય તો ભાલોદના બ્રાહ્મણોની ચોર્યાસી કરું!

કોકે કહ્યુંઃ બાપજી, એવું થાય તો ભાલોદનો બ્રાહ્મણ શું કોઈ પણ એ લાડુ ખાવા બચે તો ને?

અને પૂ.શ્રી ઊઠ્યા. ચાલો, માજીનાં દર્શને જઈએ. પૂ.શ્રીએ નારિયેળ અને ચૂંદડી ચઢાવ્યાં. પગે લાગ્યા. ગુફા પર આવી ગાયતિ રેવા રવ મધુરમ્ લખ્યું!

## મા યાહિ સ્વપ્નેડપીહ ત્વં (રંગહૃદયમ્-૬૫, પૃ-૩૦૮)

શ્રી વિદ્યાભાસ્કર પંડિતજીએ 'એવો દિ દેખાડ'ના રાગનું સંસ્કૃત સ્તોત્ર લખ્યુંઃ

ચેતો મે રંગાવધૂતે ભૃંગાભં ભૂયાત્

પૂ.શ્રીએ પણ એ જ રાગમાં

મા યાહી તસ્ત્વં ત્યક્ત્વાડનાથં મામ્

લખ્યું. તે વખતે હું નારેશ્વરમાં હતો.

પૂ.શ્રીએ મને કહ્યુંઃ પંડિતજીએ રાગમાં એક માત્રા ઓછી લીધી છે. એમની ૧૫ છે, આપણી ૧૬ છે. મને ઝબકારો થયો. ગેય ભજનમાં માત્રા જાળવવી અને મેં સૌ પ્રથમ 'એવી આશિષ આપ' લખ્યું.

પૂ.શ્રીએ આ સ્તોત્રમાં તૃણમોહો ન સ્યાત્ લખ્યું છે તે સમજાવતાં કહ્યું. અહીં તૃણ-મોહ સંધિ છે. *દ્વન્દ્વ* નથી લીધો.

મા મે વૈરં સ્નેહાસક્તિઃ ને સમજાવતાં કહ્યુંઃ સ્નેહ નહીં રાખવો એમ નહીં, સ્નેહની આસક્તિ રાખવી નહીં. આસક્તિ ખોટી!

## એવો દિ દેખાડ (ભજન-૨૧૯)

ડાકોરની જયંતી પહેલાં ભાદરણમાં એ લખાયું.

## દેહ તે ડાકોર (ભજન-૨૧૬)

મરાઠી અભંગ રાગમાં ડાકોર જયંતી ઉપર પ્રવચનમાં ગાયું.

## જય જય બજરંગ (હનુમાન આરતી) (ભજન-૨૫૫)

વણખુંટાના મુકામ વખતે હનુમાનજીની આરતી લખાઈ.

## વાંચ વાંચ વિશ્વ (ભજન-૧૪૮),
## કરવું તો નિષ્કામ (ભજન-૧૪૯),
## ભક્તિની મુક્તિ (ભજન-૧૫૦),
## ભક્તિ હરિપ્રેમ અજોડ (ભજન-૧૫૧),
## પીવું જ્ઞાનામૃત (ભજન-૧૫૨)

સં. ૨૦૦૩ના મે માસમાં લખાયું.

## પ્રવાસનાં સ્તોત્રો- આબુ વગેરેનાં

પૂ.શ્રી પ્રવાસ વખતે જે સ્તોત્ર લખતા તે પ્રથમ મારા પિતાજીને લખે અને લખે કે આની નકલ કરી મોદીજીને મોકલી આપશો.

મારા પિતાજી કોપી કરતા અને મૂળ મુ. મોદીકાકાને મોકલતા. એ કહેતા કે મૂળ તો મોદીજી પાસે જ હોવું જોઈએ.

એ રીતે હરિદ્વારથી ગુંજનું અને ચિદાનંદરૂપ શિવઃ કેવલોહમ્- મારા ઉપર આવેલાં. મેં પણ પિતાજીને અનુસરવાનું રાખ્યું હતું.

મુ. મોદીકાકાએ લખેલું ચરિત્ર પણ કોપી થઈ પ્રેસમાં ગયું હતું.



# ❖ ૧૪. અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ ❖

હું કપડવંજ ગયો હતો ત્યાં પૂ.શ્રીની પાદુકાજીનું પૂજન એમના સાંનિધ્યમાં જ હતું. અમો સકુટુંબ બેસતાવર્ષે તો દર્શન કરેલાં; પણ શ્રી વાડીલાલભાઈ શેઠે આગ્રહ કરેલો કે હમણાં ભલે કોલેજ ખૂલે છે તો જાઓ પણ પાંચમ પર અચૂક આવો.

હું ગયો. મારે ફરી કેમ જવાનું થયું તે પછી સમજાયું. તે જ દિવસે મુ. મોદીકાકા શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટનું ટ્રસ્ટડીડ પૂ.શ્રીને બતાવવા આવેલા. એ બે વચ્ચે આ અંગે નિર્ણય લેવાઈ ગયો જ હતો. ઊડતી વાત પિતાજીએ સાંભળેલી. તેથી મને કહે કે મુ. મોદીજીએ વર્ષો સુધી જે કાર્ય કર્યું તે તમે આ રીતે તેમની પાસેથી લઈ લો તે બરાબર નથી. મેં મુ.મોટાને કહ્યુંઃ હું આમાંનું કંઈ જાણતો નથી. તમે કહેશો તો હું ટ્રસ્ટી નહીં થાઉં.

આ ટ્રસ્ટમાં આદ્ય ટ્રસ્ટીઓ તરીકે મુ. મોદીકાકા, જયંતીલાલ આચાર્ય અને મારું એમ ત્રણ નામો હતાં. આ નામોની પસંદગી કરતી વેળા અનેક નામો વિચારાયાં પછી નક્કી થયાં હતાં એ તો મેં પાછળથી જાણ્યું.

મેં મુ.મોટાની વાત પૂ.શ્રી પાસે મૂકી. પૂ.શ્રીએ કહ્યુંઃ જોશીજી ધારે તેવું છે નહિ. મુ. મોદીકાકા પાસેથી લેવાનું નથી. એમણે મારી સંમતિથી ભવિષ્યમાં આપણું સાહિત્ય વ્યવસ્થિત છપાયા કરે, ભક્તોને મળ્યા કરે તે માટે આ ટ્રસ્ટ બનાવવાનું નક્કી કર્યું છે. તારા બાપાને હું સમજાવી દઈશ.

મુ. મોદીકાકા થોડા આમતેમ થયા કે પૂ.શ્રીએ કહ્યુંઃ જો, મોદીજી જીવે ત્યાં સુધી તેમને પ્રમુખ રાખવાના. પછી તારે થવું હોય તો થજે. મેં કહ્યું કે બાપજી, એવું જ હોય ને! એમ જ થશે.

એમણે શ્રી જયંતીલાલ આચાર્ય વિષે પણ અભિપ્રાય આપતાં કહ્યું કે બહાર બીજે પણ એમનું કેટલું માન છે! એમને મળેલું માનપત્ર વાંચતાં આ સમજાય છે.

પછી ઉમેર્યુંઃ પછી પણ ટ્રસ્ટી લેવાનો સમય આવે તો એવો ટ્રસ્ટી ન લેવો કે જે એમ કહે કે આ મેં લખ્યું છે તે ટ્રસ્ટ છાપે! ટ્રસ્ટને એ

ન છાપવાયોગ્ય હોય તોય છાપવું પડે એવું રાખવું જ નહીં. મેં મારા પૂરતો મનથી નિર્ણય કરી લીધો કે આપણું કંઈ જ છાપવાનો આગ્રહ રાખવો નહિ. ઘણા વરસો પછી સ્થાનનું પ્રેસ થયું ત્યારે પ્રેસના કારીગરો 'નાદ' સિવાયના કામના સમયમાં નવરા પડે ત્યારે મારા ભજનસંગ્રહો છાપવા આપેલા!

## પ્રમુખપદ

મુ. મોદીકાકાના ગયા પછી મુ. જયંતીલાલ આચાર્યને પ્રમુખ બનાવ્યા. તેમના પછી અમે પ્રમુખપદ જ કાઢી નાંખ્યું. પ્રકાશક તરીકે શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ જ રાખવાનું નક્કી કર્યું.

આ ટ્રસ્ટમાં જેમ જેમ જગા પડતી તેમ તેમ છોટુભાઈ ડી. શાહ, શ્રી જનાર્દનભાઈ અ. મોદી, શ્રી હિંમતલાલ દવે, પ્રા. શિવુભાઈ દવે, પ્રા. શ્રી સુભાષભાઈ દવે, રંગપ્રસાદ પાઠક લેવાયા છે. ડૉ. દેવદત્તભાઈ મારો ભાઈ હોવાથી એ ટ્રસ્ટીપદને લાયક હોવા છતાં એને ટ્રસ્ટમાં ન લેતાં 'નારેશ્વરનો નાદ' માસિકના તંત્રીપદે લીધો છે.

## મુ. મોદીકાકાની સૂઝ

રૂપિયા પચીસ હજારની મૂડીથી સ્થપાએલ ટ્રસ્ટે શરૂમાં તો નાની નાની પુસ્તિકાઓ છાપ્યા કરી. પણ શ્રીગુરુલીલામૃત જેવા ગ્રંથો માટે તો મોટી રકમ જોઈએ. મુ. મોદીકાકાએ કહ્યું કે ગભરાવાનું નહીં. એવાં પુસ્તક મારે નામે છાપવાં. રકમ અનુસાર ટ્રસ્ટ છાપે. એ રીતે ચાલ્યું. પછી તો ટ્રસ્ટ સદ્ધર થયું. પૂ.શ્રીની કૃપાથી રકમ આવતી રહે છે. પછી તો મુ. જયંતીલાલ આચાર્ય, શ્રી ગોરધનભાઈ પટેલ વગેરેએ અ.નિ.ટ્રસ્ટમાં કોઈ મોટું દાન આપવા આવે તો તેમને પૂછીને કેટલીક રકમ સાહિત્ય ખાતે લેતા. આરોગ્ય માટે પણ એ રીતે પાવતીઓ ફડાતી.

સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ પૂ.શ્રીની ચોપડીઓ બને તેટલી સસ્તી રહે તે માટે પ્રયત્નશીલ રહે છે. તેથી કોઈ દાતાને પુસ્તક ભેટ આપવાનું શક્ય બનતું નથી. વળી નવા યાત્રિકોમાં કોઈ એવા હોય કે જેને પુસ્તક ભેટ પણ આપવું પડે, તે અપાય છે. એ વખતે અ.નિ.ટ્રસ્ટ જુદું છે એવો કોઈને વિચાર પણ

આવતો નથી. એવું જ બીજા ટ્રસ્ટને જે કંઈ જરૂર પડે તે એકબીજાને મદદરૂપ રહે છે.

## શ્રી નારાયણ મુદ્રણાલય

શરૂમાં તો ટ્રસ્ટ બહાર છપાવતું. એને પોતાનું પ્રેસ નહોતું. એક વખત હું વિદ્યાનગર ગયો. ત્યાં ખબર પડી કે મારી કોલેજના પ્રા. શ્રી પંચાલ જે પ્રેસ ચલાવતા હતા તે વેચવાનું છે. મેં વાત કરી કે તમારી શી શરતો છે? એમણે કહ્યુંઃ કટકે કટકે એટલે કે મશીન, ટાઈપ, ઘોડાઓ, કાગળ વગેરે છૂટક છૂટક આપવાનાં નથી. એક સાથે લેનારને જ વેચવાનું છે.

મેં એમને કહ્યુંઃ બે ચાર દિવસ થોભી જાવ. નારેશ્વર વિચારશે. આવીને મુ. ગોરધનભાઈને વાત કરી. શ્રી નિરંજનભાઈ વગેરેએ પણ વિચારને વધાવ્યો. શ્રી નિરંજનભાઈ મારી સાથે વિદ્યાનગર આવ્યા. પ્રા. પંચાલ પૂ.શ્રીને જાણતા. મુ. મોદીકાકાને પણ મળેલા. તેથી તેમણે નારેશ્વરને પોતે નક્કી કરેલી રકમ કરતાં પણ ઓછે આપવાનું કબૂલ્યું.

એમણે બે છાપવાના મશીન- એક ઓટોમેટિક હતું- તે વખતે તો ટાઈપોમાં બીબાં ગોઠવી છપાતું તે ટાઈપો- પૈકાથી માંડીને મોટા- તેને મૂકવાના ઘોડા, કાગળ મૂકવાના ઘોડાઓ, પોતાની પાસે હતા તે બધી જ જાતના છાપવાના કાગળો, શાહીનાં ડબ્બાઓ, કટીંગ મશીન વગેરે સહિત બધું જ આપ્યું.

## પ્રેસનું મકાન

આ બધું તાત્કાલિક પૂ. કેવલાનંદ મહારાજશ્રી જે જગાએ થોડો સમય રહ્યા હતા તે મકાનમાં ગોઠવી દેવામાં આવ્યું. શ્રી નિરંજનભાઈએ પ્રેસ મેનેજર તરીકેની સેવા આપવાનું કબૂલ્યું. એ વખતે એમને પ્રેસ લાઈનનો કોઈ જ અનુભવ નહીં પણ નવું શીખવાની એમની ધગશે વડોદરાના શ્રીરંગ ઑફસેટના માલિક શ્રી રમેશભાઈ પવાર તથા તેમના દીકરા શ્રી જિતુભાઈ પાસેથી બધું થોડા જ સમયમાં શીખી લીધું. નાની ચોપડીઓ, પાવતી બુકો વગેરે સાથે નાદ પણ અહીં છપાવા લાગ્યું. એના ડીસ્પેચ સુધીનું બધું કાર્ય અહીં થતું રહ્યું.

## પ્રેસનું નામ

પછી તો ઓફસેટ મશીન આવ્યું, કૉમ્પ્યુટર આવ્યું. એ માટે A/C રૂમ પણ થઈ. પ્રેસનું નામ 'શ્રી નારાયણ મુદ્રણાલય' રાખવામાં આવ્યું. શ્રી નારાયણભાઈ પૂ.શ્રીના નાના ભાઈનું નામ હતું. તેઓનું નિધન નારેશ્વરમાં જ થયું હતું. આ નામ પાછળ પ્રભુની જ પ્રેરણા હતી.

પૂ.શ્રીએ "ઉપનિષદ્‌ની વાતો" લખી હતી. મુ. મોદીકાકાએ પૂ.શ્રીને પૂછ્યુંઃ ભાઈ શ્રી નારાયણભાઈની સ્મૃતિમાં આ આવૃત્તિ કાઢી તેમને અર્પણ કરીએ તો કેમ? પૂ.શ્રીએ લખ્યુંઃ

"ભાઈ નારાયણની સ્મૃતિ કાયમ રાખવા ઉપનિષદ્‌ની વાતો એને અર્પણ કરવાની કલ્પના મને સાવ અઘટિત અને કઢંગી લાગે છે. એનું અંતિમ જીવન નારેશ્વરના સ્થાન સાથે જોડવાનું સુભાગ્ય એને પ્રાપ્ત થયું છે. એટલે એક દિવસ એની સ્મૃતિ પ્રજા આગળ આવશે જ".

(શ્રીરંગપત્રમંજૂષા-અ.૨, ક્રમાંક-૨૩૫, પૃ-૨૧)

પૂ.શ્રીની ભવિષ્યવાણીને પ્રભુએ જબરજસ્ત પ્રતિસાદ આપ્યો અને આ પ્રેસનું નામ "શ્રી નારાયણ મુદ્રણાલય" નક્કી થયું.

## શ્રી કેવલાનંદજીનો ફોટો

થોડા સમય પછી પૂ. કેવલાનંદજી અહીં રહેલા તેને યાદ કરી પ્રેસમાં પૂ.શ્રી, પૂ.માજી અને પૂ. નારાયણભાઈના ફોટાઓ છે ત્યાં સાથે એમનો ફોટો પણ મૂકવાનો નિર્ણય થયો. પૂ. કેવલાનંદજી સાથે આધ્યાત્મિક રીતે પણ નિકટનો સંબંધ ધરાવતા વડોદરાના આધ્યાત્મિક વાતાવરણમાં અમૂલ્ય ફાળો આપનાર શ્રી પિનાકીન ગુરુજીએ એક વિશેષ સમારંભમાં તે ખુલ્લો મૂક્યો. શ્રી પિનાકીન ગુરુજીનો પૂ.શ્રી સાથે પણ ઘણો ગાઢ સંબંધ રહ્યો છે.

તે વખતે પૂ. કેવલાનંદજીને આ અંગે વાત કરતાં તેમણે શ્રી પિનાકીન ગુરુજીને સહર્ષ રજા આપી, એટલું જ નહિ, પોતાનો એક ફૂલસાઈઝ મઢેલો ફોટો ભેટ મોકલાવ્યો, જે અત્યારે પ્રાર્થનાખંડમાં છે.

## પ્રેસનું નવું મકાન

શ્રીમતી વાસંતીબહેન જયંતભાઈ નાયકને પૂ.શ્રી તરફથી મંત્ર મળ્યાને ૫૦ વર્ષ થયાં હતાં. તેમને થયું કે સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટને પ્રેસનું નવું મકાન બંધાવી આપીએ. એમની દીકરી અ.સૌ. આસ્થા અને જમાઈ શ્રી હિમાંશુભાઈ વશીએ કહ્યું કે તમને મંત્ર મળેલો તેની ઉજવણી નિમિત્તે અમો આ મકાન બાંધીએ. મા-દીકરી વચ્ચે મીઠો કલહ થયો. છેવટે દીકરી-જમાઈના આગ્રહને માન આપી એ મકાન તેમણે બાંધવાનું નક્કી કર્યું.

## સુંદર પ્લાન

વલસાડના એમના જાણીતા આર્કિટેક્ટ શ્રી પ્રવીણભાઈએ ડિઝાઈન તૈયાર કરી. ટ્રસ્ટને બતાવવામાં આવી અને મંજૂર થતાં તે પ્રમાણે કામ શરૂ થયું. એની અર્પણવિધિ મોટા પાયા પર ઉત્સવ કરી રખાઈ. એમાં વાસ્તુવિધિમાં વડોદરાના સંતરામ મંદિરના મહંત શ્રી ભરતદાસજી ખાસ ઉપસ્થિત રહ્યા. સ્થાનિક કોંગ્રેસ કાર્યકરો પણ હાજર રહેલા. અલબત્ત, અફસોસ એ રહ્યો કે પ્રેસ લેવામાં ને તેનો વિકાસ કરવામાં અગ્રણી એવા મુ. શ્રી ગોરધનભાઈ પટેલ અને શ્રી નિરંજનભાઈ પ્રભુના પ્યારા થઈ ગયા હતા.

## પુસ્તક ભંડાર વગેરેની સગવડ

એના પ્લાનમાં મશીનો રહે, કાગળો મૂકી શકાય, બાઈન્ડિંગ ખાતુ ચાલે, છપાએલાં પુસ્તકોનો સ્ટોક પણ રહે. ઉપરાંત પુસ્તકોનો વેચાણ વિભાગ- હાલનું પુસ્તક ભંડાર- પણ રાખવાનું વિચારાયું. તેવી સુવિધા પણ રખાઈ.

ટૂંકમાં ૪૪ વર્ષ પહેલાં પૂ.શ્રીએ સ્થાપેલ ટ્રસ્ટનો પૂ.શ્રીની જ કૃપાથી જ આ રીતે વિકાસ થતો ગયો. હજી ભવિષ્યમાં શું શું નહિ થાય એની તો કલ્પના જ કરવાની રહી! કલ્પવૃક્ષ નીચે બેઠેલાને એ કલ્પના ફળશે એ અંગે શંકા કરવાની હોય જ નહિ!!

પ્રેસનું મૂળ મકાન પૂ. કેવલાનંદજીની સ્મૃતિમાં થોડી સુધારણા કરી એ જ રહેવા દઈ અંદર એમણે જ મોકલાવેલો મોટો ફોટો મૂકવાની વિચારણા ચાલે છે.

# ❖ ૧૫. એની લીલા અપરંપાર ❖

## સંતની પ્રસાદી

એક વખત ભક્તો વચ્ચે પૂ.શ્રી બેઠા હતા. વાતવાતમાં તેમણે નીચેની વાત કરીઃ

“મહારાષ્ટ્રમાંથી એક વ્યક્તિ આવી. બે ત્રણ દિવસ રહી. પછી તેણે મારી પાસે માગણી કરી કે મહારાજ! મારી પાસે ઓઢવાનો ધાબળો નથી. આપવાની કૃપા કરો. પૂ.શ્રીએ નવો ધાબળો આપવા માંડ્યો તો પેલાએ કહ્યુંઃ મહારાજ! મને તો તમો વાપરો છો તે જ ધાબળો આપો! પૂ.શ્રીએ કહ્યુંઃ મારાવાળો જર્જરિત થયો છે. આ નવો તને સારો કામ લાગશે. પણ પેલાએ તો પૂ.શ્રીના જ ધાબળાનો આગ્રહ રાખ્યો. પૂ.શ્રીએ તે આપી દીધો.

પછી તેણે જલપાત્રની વાત કરી. મેં સરસ પીવાનું પાત્ર મંગાવ્યું. તેને આપવા માંડ્યું તો તેણે હું વાપરું છું તે જ જલપાત્રનો આગ્રહ રાખ્યો. મેં એમ કર્યું.

થોડા વખત પછી મારે મહારાષ્ટ્રમાં જવાનું થયું. મેં પેલી વ્યક્તિની તપાસ કરાવી તો ત્યાંના લોકોએ મને પૂછ્યુંઃ મહારાજ! ગુજરાતમાંથી કોઈ સંત પાસેથી ધાબળો ને જલપાત્ર લઈ આવ્યો છે તેની વાત કરો છો?

મને આપતી વખતે વિચાર થયો નહતો. પણ પછી જાણ્યું કે એ મારી જ વાપરેલી ચીજોનો કેમ આગ્રહ રાખતો હતો!

સંત જાતે થઈને જે આપે તે જ કલ્યાણપ્રદ બને છે. આ રીતે મેળવેલી ચીજો સમાજમાં તે વ્યક્તિને હાસ્યાસ્પદ બનાવે છે! ભલે અકલ્યાણ ન કરે!!”

## વૈજ્ઞાનિક ઉત્તર

રાજપીપળા રાજ્યના એન્જિનિયર શ્રી મગનભાઈ ધ્રુવના દીકરા મનુભાઈ ધ્રુવ ઈંગ્લેન્ડ જઈ ભણી આવેલા. તેમણે મારા પિતાજીને વાત વાતમાં પૂછ્યુંઃ જોશીજી! બેઠા બેઠા જ પેશાબ કરવો શું કામ જોઈએ? ઊભા ઊભા પેશાબ તો થાય છે જ ને? પિતાજીએ કહ્યું કે સ્મૃતિગ્રંથમાં એવું લખેલું છે!

પછી નારેશ્વર ગયા ત્યારે આ વાત કરી. પૂ.શ્રીએ કહ્યુંઃ આવાઓને તો વૈજ્ઞાનિક ઉત્તર આપવો જોઈએ. ઊભા ઊભા પેશાબ કરવાથી બધો પેશાબ નીકળી જતો નથી અને પાછળથી પેશાબજન્ય રોગો થાય છે!

## સન્માન માટેની દષ્ટિ

પૂ.શ્રી આફ્રિકાથી પરત આવવાના હતા ત્યારે મુંબઈના કવિશ્રી કરસનદાસ માણેકે બધા સાહિત્યકારોને ભેગા કરી તેમનું સન્માન કરવાનો ક્રમ વિચારેલો. મને તેમણે કહ્યું કે અવધૂતજીને પત્ર લખી કહો કે તેઓ આ માટે મુંબઈ રોકાય.

મને તો આનંદ આનંદ થઈ ગયો! આપણા બાપજીનું આવું સન્માન થશે!

પણ પૂ.શ્રી તો આફ્રિકાથી જેવા આવ્યા તેવા મુંબઈ ઉતરી સીધા વલસાડ જતા રહ્યા!

મળ્યા ત્યારે કહ્યું કે આપણે સન્માનને શું કરવું છે? વળી હું ક્યાં સાહિત્યકાર છું?

નારેશ્વરમાં પણ પૂ.શ્રી પધારે ત્યારે એમનું ભવ્ય સ્વાગત કરવાનાં ચક્રો ચાલ્યાં. આશ્રમમાં તે માટેની તૈયારીઓ થવા લાગી. વિવિધ કમાનો ઊભી થવા માંડી! પૂ.શ્રીનો મુકામ વલસાડથી ફરતો ફરતો અછાલિયા ગામે હતો. ત્યાં તેમને ખબર પડી.

પૂ.શ્રી એક મળસ્કે કોઈને કશુંય કહ્યા વિના છાનામાના શાંતિનિકુંજને ઓટલે આવી બેસી ગયા. અછાલિયાના ભક્તોને પણ ચૂપચાપ ચાલ્યા જવાનું કહ્યું!

વહેલી સવારે શ્રી શાંતારામ ગુફા સાફ કરવા ત્યાં આવ્યો ત્યારે તેણે બાપજીને જોયા! બધે ખબર પડી!

પૂ.શ્રીએ પછી કહ્યુંઃ અલ્યા, મારે ઘેર હું આવું છું અને મારું સ્વાગત!!

અલબત્ત, આ બધી તૈયારી ભગવાનની લીલા હતી. મુંબઈથી ૮૦ જેટલા ભક્તો પૂ.માજીની પ્રથમ પુણ્યતિથિ ઉપર પહોંચાય એ રીતે પૂ.માજીની

પ્લાસ્ટરની અર્ધપ્રતિમા પાલખીમાં લઈને અડવાણે પગે ચાલતા આવી રહ્યા હતા. એ પાલખીના સ્વાગતમાં આ બધું કામ લાગ્યું!

## ત્રણ વ્યક્તિઓની પસંદગી

પૂ.શ્રી આફ્રિકા જવાના હતા. હું લીંચમાં પૂ.શ્રીને કેટલાંક પ્રવચનોનું હિન્દી કરેલું તે વંચાવવા ગયો હતો. લીંચ કેવી રીતે જવાય તે ખબર નહીં. રેલવે ટાઈમટેબલ જોઈ મહેસાણાથી ટ્રેઈનમાં લીંચ ગયો! સ્ટેશનથી ગામ દૂર. ચાલવું પડ્યું. પછી ખબર પડી કે જગુદણથી વાહનો મળતાં હતાં.

અહીં પૂ.શ્રીએ મને કહ્યુંઃ હું આફ્રિકા જવાનો છું. મારી સાથે મેં ભાલ (પૂ. બાલ અવધૂત), નટવર અને ભગતજીને પસંદ કર્યા છે. ભાલ ફોટા તો પાડે પણ સાથે સાથે અંગ્રેજીમાં બધાની સાથે વાત કરી શકે. નટવર કર્મકાંડ માટે અને ભગતજી બોડીગાર્ડ! કેમ બરાબર છે ને? મેં હા કહી.

## ભાવનું જમણ

પૂ.શ્રીનો મુકામ રાજપીપળામાં ડૉ. નરહરિલાલને ત્યાં હતો. તેમની નાની વયની દીકરી કિશોરીએ એક વખત પૂ.શ્રીને પૂછ્યુંઃ બાપજી! આપણે ધરાવીએ એ ભગવાન ખાતા હશે? ઓછો તો થતો નથી?

પૂ.શ્રીએ કહ્યુંઃ કાલે ધરાવતાં પહેલાં અને ધરાવ્યા પછી તું તોલજે. કિશોરીએ નાનાં નાનાં ત્રાજવાં જાતે બનાવ્યાં અને પૂ.શ્રીએ કહ્યું હતું તેમ પહેલાં અને પછી પ્રસાદ તોલ્યો. ધરાવ્યા પછીનો ઓછો થયો!

આ સાંભળી એક વ્યક્તિએ પણ તેવું કર્યું. તેનો ઓછો ન થયો! તેણે પૂ.શ્રીને આવી વાત કરી. પૂ.શ્રી કહેઃ કિશોરી જેવો ભાવ તમે ક્યાંથી લાવી શકો? ભગવાન તો ભાવનો ભૂખ્યો છે!

## રેલસંકટમાં મદદ

પૂ.શ્રી વિદ્યાનગર હતા. ગુજરાતમાં નર્મદા નદીમાં ભયંકર પૂર આવ્યું. બંધ બંધાયો ન હતો. પૂ.શ્રી જેવા નારેશ્વર પહોંચ્યા કે તરત જ બધે જાતે જઈ મદદ કરી. ગરીબ ખેડૂતોને જ નહીં પણ જેઓ માગી શકે નહીં તેવા અમીર

ખેડૂતોને પણ ખાનગીમાં મદદ કરી. જો કે આમેય તેઓ જે કંઈ કરતા તેની જાહેરાત તો થતી જ ન હતી!

## બાપજી! અહીં ક્યાં આવ્યા?

પૂ.શ્રી નારેશ્વર આવ્યા તે દિવસોની વાત છે. એક વ્યક્તિએ આવી કહ્યું કે બાપજી! આવા કુગ્રામમાં ક્યાં આવ્યા? અહીં તો તમો મરી જશો તો કોઈ અગ્નિસંસ્કાર પણ કરે તેવા નથી! પછી પોતાનો પ્રસંગ વર્ણવ્યો.

એક વખત એક બ્રાહ્મણનું મૃત્યુ થયું. તેના અગ્નિસંસ્કાર માટે હું ફર્યો. કોઈએ સાથ ન આપ્યો. હું બ્રાહ્મણ નહીં તેથી મેં કોઈ બ્રાહ્મણ એના અગ્નિસંસ્કાર કરે એવી વાત મૂકી તો કોઈ બ્રાહ્મણ પણ આગળ આવ્યો નહિ!

## દત્ત દત્ત સ્મરન્મેયં

પૂ.શ્રીએ શ્લોક લખ્યોઃ

દત્ત દત્ત સ્મરન્મેયં દેહઃ પતતુ નિર્જને ।
ચરન્તુ પક્ષિણઃ સર્વે મિષ્ટાન્નં દેહજં મમ ॥

શ્લોક લખ્યો એટલું જ નહિ, પોતાની તે વખતની ગુફા ઉપર કોતરાવી મૂકી દેવડાવ્યો!

## આવું કેવું મોત!

પૂ.શ્રીને એક ભક્તે કહ્યુંઃ બાપજી! આવું કેવું મોત માગ્યું? કાગડાં કૂતરાં દેહને ચૂંથે તેવું?

પૂ.શ્રીએ કહ્યુંઃ એનો શબ્દાર્થ નહીં, ભાવાર્થ લેવાનો. નિર્જને એટલે જ્યાં આપણા બહુ પરિચિત જનો ન હોય ત્યાં- જેથી આપણું ચિત્ત કેવળ પરમાત્મામાં રહે! દુન્યવી બાબતોમાં જાય નહિ. મૂળ તો પેલા ભાઈને અગ્નિસંસ્કારની ચિંતા હતી!

આપણે જાણીએ છીએ કે પૂ.શ્રી એકાંતમાં માત્ર બે ચાર ભક્તોની હાજરીમાં હરિદ્વાર બ્રહ્મલીન થયા. પછી અગ્નિસંસ્કાર હજારોની સંખ્યાની હાજરીમાં ચંદનની ચિતા પર થયાં.

## તો જ દર્શન કરીશ

પ્રા. વિશ્વામિત્ર અગ્નિહોત્રી એક વખત નારેશ્વર દર્શન કરવા ગયા હતા. મુ. મોદીકાકાએ કહ્યુંઃ હમણાં પૂ.શ્રીનાં દર્શન નહીં થાય. શ્રી વિશ્વામિત્રભાઈએ મનમાં પણ લીધું કે હવે તો અવધૂતજી વિદ્યાનગર આવશે તો જ દર્શન કરીશ.

થયું એવું કે પૂ.શ્રી વિદ્યાનગર આવ્યા ત્યારે એમને બહાર કામ માટે જવાનું થયું. બહારથી આવ્યા ત્યારે જાણ્યું કે પૂ.શ્રીનો મુકામ બે દિવસ લંબાયો છે! તેમણે દર્શન કર્યાં. પછી તો તેઓ મારા વેવાઈ થયા અને નારેશ્વર ઘણી વાર આવ્યા!

## દર્શન જતું રહ્યું!

શ્રી હિંમતલાલ દવે પૂ.શ્રીના ભક્ત. પાછળથી તો તેઓ મુ. મોદીકાકાને સ્ટોક લેવામાં મદદરૂપ થતા. સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટના ટ્રસ્ટી પણ થયા ને 'નાદ'નું હિસાબી કામકાજ પણ જોતા. મુ.શ્રી જયંતીલાલ આચાર્યના મિત્ર હતા.

તેમણે મને એક વખત વાત વાતમાં કહ્યુંઃ ધીરુભાઈ! હું ધ્યાનમાં બેસું ત્યારે મને પૂ.શ્રી નારેશ્વરમાં બેઠેલા દેખાય. પણ તેમની આજુબાજુ બેઠેલા માણસોની ફક્ત છાયા દેખાય. ઓળખાય નહીં! મેં પૂ.શ્રીને વાત કરી. તે દિવસથી પૂ.શ્રીનું દર્શન પણ જતું રહ્યું! મારાં દર્શન સાથે અહીં આવનારને ઓળખીને શું કામ છે? લે કર દર્શન!

## વિવેક

એક વખત એક મોટા ગજાના મહાત્મા પૂ.શ્રીને મળવા આવ્યા. પૂ.શ્રીએ વાતવાતમાં કહ્યુંઃ જુઓ! તમારે પહેલું જવાનું નથી! હું પ્રથમ જઈ તમારી જગા કરું પછી તમારે આવવાનું!

પેલા ગયા પછી પૂ.શ્રીએ કહ્યુંઃ એમણે એવો ખોટો વિવેક ન કર્યો કે ના, ના, એવું હોય! મરણ આપણા હાથમાં છે?

એવું જ એક વખત એક સંત આવ્યા. પૂ.શ્રીએ કહ્યુંઃ જો તમો આશ્રમ સંભાળી લેતા હોવ તો તમને સોંપી હું નિવૃત્ત થઈ જાઉં! પેલા વિનોદ સમજ્યા નહિ. પોતાના આશ્રમે જઈ પત્ર લખ્યો કે કહો, ક્યારે ચાર્જ લેવા આવું?

પૂ.શ્રી કહેઃ આને મારે શું લખવું?

## સવા નવ ને પાંચ

એક વખત એક વ્યક્તિ દર્શને આવી અને તે જ વખતે પૂ.શ્રીએ પૂછ્યુંઃ માસ્તર! કેટલા વાગ્યા? શ્રી સુમનભાઈએ કહ્યુંઃ સવા નવ ને પાંચ. પેલી વ્યક્તિએ કહ્યુંઃ સુમનભાઈ, તમારી ઘડિયાળ ચા પીતી લાગે છે! હજી તો સાડા આઠ પણ થયા નથી!

સુમનભાઈએ કહ્યુંઃ હા. હમણાં મારી ઘડિયાળ સવા નવ ને પાંચે અટકી જાય છે!

તેમના ગયા પછી પૂ.શ્રીએ પૂછ્યુંઃ માસ્તર! આ સવા નવ ને પાંચનું શું રહસ્ય છે?

શ્રી સુમનભાઈએ પૂ.શ્રીને લપ શબ્દ લખી બતાવ્યોઃ "૯ । ૫". પૂ.શ્રી ખડખડાટ હસી પડ્યા!

## એલોપથી ને પૂ.શ્રી

એક વખત પૂ.શ્રીએ મુ. મોદીકાકાને કહ્યુંઃ જો મોદી, હું માંદો પડું, ભાનમાં ન હોઉં અને ભૂલેચૂકે જો તમો ઈન્જેકશન મૂકાવી દેશો અને હું ભાનમાં આવતાં મને ખબર પડશે કે તમોએ મને ઈન્જેક્શન મૂકાવ્યું છે તો પછી તમારી ખેર નથી. પૂ.શ્રી એલોપથી દવા કરાવતા નહિ. આયુર્વેદિક દવા કવચિત્ લેતા. આમ તો દવા જ લેતા નહિ. એ કહેતાઃ ખુદા પરસ્તી છોડકે હકીમ પરસ્તી શું કામ?

## સાત પેઢી માગી

એક ભકત આવ્યા. પૂ.શ્રીને કહેવા લાગ્યાઃ બાપજી! મારે આપની પાસેથી કંઈ જોઈતું નથી. પણ મારી સાત પેઢી સુધી આપની ભક્તિ રહે એવું કરજો!

પૂ.શ્રી તેના ગયા પછી કહેવા લાગ્યાઃ માગતાં પણ આવડવું જોઈએ. એણે મારી પાસેથી સાત પેઢી માગી લીધી.

## દાઢીનો અસ્ત્રો

એક વખત એક પાદરી આવ્યા. પૂ.શ્રીને દાઢી કરવાનો અસ્ત્રો ભેટ ધર્યો. પૂ.શ્રીએ એ અસ્ત્રો ત્યાં બેઠેલા મોદીજીના દીકરા મુકુન્દને એમના ગયા પછી આપી દીધો. ઉમેર્યુંઃ હું ક્યાં દાઢી કરું છું? તું દાઢી કરે છે તે તું વાપરજે!

## કયો ધંધો કરું?

એક વખત એક ભાઈ આવ્યાં. પૂ.શ્રીને પૂછ્યુંઃ બાપજી, હું કયો ધંધો કરું? પૂ.શ્રીએ કહ્યુંઃ વાળ કાપવાનો! પેલાએ પૂછ્યુંઃ બાપજી, હું હજામ થાઉં? પૂ.શ્રીએ કહ્યુંઃ હજામત જાતે નહીં કરવાની. સલૂન કાઢી હજામો રાખવાના. એ ધંધો તારે માટે ફાયદાકારક છે!

## હુલ્લડમાં બચાવ

એક વખત નારેશ્વર ગયો. તે વખતે હુલ્લડો ચાલતાં હતાં. પૂ.શ્રીએ એક વાત કરી. એક હિન્દુ મુસલમાન જેવો જ લાગે. એક વખત હુલ્લડમાં હિન્દુઓ તેની પાછળ પડ્યા. પેલાએ કહ્યુંઃ ભાઈ સા'બ હું હિન્દુ છું. એમ કહી બધાં વસ્ત્ર કાઢી નાંખ્યા! પૂછ્યુંઃ જુઓ, મેં સુન્નત કરાવી છે? એ બચી ગયો! પૂ.શ્રી કહે કે ખરે વખતે એને આ બુદ્ધિ સૂઝી તે બચ્યો!

## ભગવાન શું આપે?

એમ જ હું બાપજી પાસે બેઠો હતો. પૂ.શ્રીએ એકાએક પૂછ્યુંઃ ધીરુ, ભગવાન એમ જ પ્રસન્ન થાય તો શું આપે?

મેં કંઈ જવાબ ન આપ્યો તો કહેઃ ભગવાન પોતે થઈને પ્રસન્ન થાય તો બુદ્ધિ આપે! માણસને બુદ્ધિ મળે તો તે જાતે તેનો માર્ગ શોધી શકે.

# શાંતિનિકુંજનો ઉદ્ભવ

પૂ.શ્રીની જૂની ગુફા હતી. પછી નવી થઈ. આ નવી ગુફામાં પેશાબપાણી જવાની વ્યવસ્થા નહીં. પૂ.શ્રી અમથા પણ પેશાબપાણી માટે નીકળે કે પૂ.શ્રી બહાર આવ્યા માની લોકો દર્શને દોડી આવે! સંત પ્રકૃતિ તે પૂ.શ્રી કોઈને ના ન પાડે!

એમાંથી વિચાર આવ્યો કે એક એવી ગુફા બાંધવી કે એમાંથી ચાર દિવસ બહાર ન નીકળું તો ય ચાલે. અંદર બધી જ સુવિધા હોય. અરે, મારે ખીચડી મૂકી લેવી હોય તો ય મૂકી લઈ શકું!!

વલસાડના શ્રી દામજીભાઈ મિસ્ત્રીએ એ બાંધી. ભૂલ એક જ રહી કે દિવાલો ઊંચી ન થઈ. જેથી ઉનાળાની ગરમીનો પ્રશ્ન તો રહ્યો જ. પણ પૂ.શ્રી જેને સમય આપે તેનાથી જ જવાય. તેથી તેનું નામ 'શાંતિનિકુંજ' પાડ્યું. આજે એના ઓટલા પર સવારની આરતી પછી ભક્તો ચાર સૂક્તોનો પાઠ કરે છે.

# અન્નક્ષેત્ર માટેની શરત

પૂ.શ્રી પાસે પ્રસ્તાવ આવ્યો. બાપજી! અહીં અન્નક્ષેત્ર કાઢીએ. પૂ.શ્રીએ કહ્યુંઃ વિચાર સારો છે. પણ શરૂ કર્યા પછી એ બંધ ન કરવાના હો તો હા પાડું. અન્નક્ષેત્ર શરૂ થયું. પૂ.શ્રીની કૃપાથી એ ચાલે છે; ઉત્તરોત્તર એનો વિકાસ પણ થયો. આજે તો હજારો માણસો જમે છે. ભક્તોની શ્રદ્ધા ખૂટવા આવે કે તરત જ બાપજી લીલા કરે છે અને એ ચાલુ રહે છે. જૂના ખેડૂત ભક્તો, વેપારીઓ અરે અજાણ્યા માણસો પણ એમાં માતબર દાન મોકલે છે.

વચમાં એક હવા એવી ચાલી કે લોકો અહીં ખાવા આવે છે! મંદિર પણ જતા નથી ને ન્હાઈને રસોડે જ જાય છે! પછી તો એ માન્યતા ખોટી થઈ. એકાદ બે ટકા એવા હોય તેથી બધાંને માટે માનવું બરાબર નથી. એકાદ બે વ્યક્તિઓ કંઈ ન મૂકે પણ એકાદ બે વ્યક્તિઓ એનું સાટું વળી જાય એવું મૂકે છે અને તે પણ રસોડે જમ્યા વિના! આમાં દિવસનો હિસાબ ન જોવાય. વરસે સરવાળે બધું સરભર થાય છે કે નહિ એ જોવાય.

મંદિર એ અવધૂત પરિવાર માટેનું આશ્વાસન સ્થળ છે. કંઈ કેટલાય ભક્તોનાં કામ થાય છે. અન્નક્ષેત્ર એમની યશપતાકા છે.

## જય બોલવાનો ક્રમ

બહુ પહેલાં પરમ સદ્ગુરુ શ્રી વાસુદેવાનંદ સ્વામી મહારાજની જય. પછી શ્રી યોગાનંદ મહારાજની જય અને પછી પૂ.શ્રી રંગ અવધૂત મહારાજની જય બોલાતી. એક વિદ્વાને પૂછ્યુંઃ પૂ.શ્રીએ પૂ. યોગાનંદ મહારાજ પાસેથી દીક્ષા લીધેલી? મુ. મોદીકાકાએ ના કહી. તો એમની જય આ રીતે ન બોલાય. એ રીતે તો શ્રી યોગાનંદજી સ્વામી મહારાજના શિષ્ય અને તેમના શિષ્ય રંગ અવધૂત એમ અર્થ થાય! એ પછી એ રીતે જય બોલાતી બંધ થઈ.

પૂ.શ્રી બ્રહ્મલીન થયા પછી પૂ.માજીનું સ્થાન પૂ.શ્રી માટે અત્યંત માનભર્યું હોવાથી પૂ.શ્રીની જય બોલતાં પહેલાં પૂ. રુકમામ્બા માતકી જય બોલાય છે.

અલબત્ત, અવધૂત પરિવારમાં એ જય બોલાવતી વખતે કેટલાક વધારાના શબ્દો તે તે પરિવાર પોતાની રીતે ઉમેરે છે એ જુદી વાત છે!

## પૂંઠા પરનું સ્તોત્ર

પૂ.શ્રીએ ભર્તૃહરિના શ્લોકો ઉપર કાકાસાહેબના કહેવાથી સંસ્કૃતમાં ટીકા લખેલી. તે વરસો પછી મેળવી મુ. મોદીકાકાએ છાપવા લીધેલી. એનાં પ્રૂફો હું વડોદરામાં હતો તે જોતો હતો. મુ. મોદીકાકાનો પત્ર આવ્યો કે પૂંઠા પર ગુરુકૃપા હિ કેવલમ્ પાહિ પાહિ મામ્નું સ્તોત્ર મૂકવું. એ બંને અલગ તેથી મેં ગુરુકૃપા હિ કેવલમ્ મૂક્યું. જ્યારે સમૂહ યજ્ઞોપવિત વખતે ૫૦ કોપી લઈ ગયો ત્યારે પૂ.શ્રીએ કહ્યુંઃ પાહિ પાહિ મામ્ મૂકવાનું હતું. એમાં રંકરંગનામધરમ્- એવો વિનય છે. મેં બીજો કશો ફોડ પાડ્યો નહિ. પણ મને નવો બોધ અને પૂ.શ્રીની વિનમ્રતા વિશે પ્રકાશ પડ્યો.

## જન્માષ્ટમીએ સ્વપ્ન

અમો જન્માષ્ટમી ઉપર નારેશ્વર ગયા. ત્યાં જન્માષ્ટમી ઉજવાઈ. બીજે દિવસે પૂ.શ્રીએ મને કહ્યુંઃ કાલે રાત્રે મને શંકર-પાર્વતીનું સ્વપ્ન આવ્યું.

પાર્વતીનું સૌન્દર્ય અપ્રતિમ હતું. શણગાર પણ સુંદર! પછી મને કહે કે કાલે જન્માષ્ટમી હતી. કૃષ્ણનું સ્વપ્ન આવવું જોઈએ. પણ મને તો શંકર-પાર્વતી સ્વપ્નમાં આવ્યાં. આ કહેતી વેળા એમનો આનંદ છૂપો રહ્યો નહિ!

## ધારિયાવાળો માણસ

એક વખત નારેશ્વરમાં એક માણસ હાથમાં ધારિયું લઈને દોડતો દોડતો આવ્યો ને પૂછવા લાગ્યોઃ મહારાજ ક્યાં છે? કોઈકે કહ્યું કે નર્મદા ગયા છે. હમણાં આવશે, બેસો!

પણ પેલો તો નર્મદા તરફ જવા લાગ્યો. લોકોને શંકા જતાં બધા પણ પાછળ પાછળ ગયા. પૂ.શ્રી નર્મદાથી આવતા હતા તે સામા મળ્યા. પેલો ઓળખે નહિ તે પૂછ્યુંઃ મહારાજ ક્યાં છે? પૂ.શ્રીએ કહ્યુંઃ ભાઈ! હું જ મહારાજ! શું કામ છે? પેલાએ કહ્યું કે મારે આપનાં દર્શન કરવાં છે અને ધારિયું ફેંકી દઈ લાંબો થઈને પગે લાગ્યો! લોકોનો શ્વાસ હેઠો બેઠો!

પૂ.શ્રીએ એ ઉપર ટિપ્પણ કરતાં કહ્યું કે કોઈ ધારિયું લઈને તમને મારવા જ આવતો હોય એવું માનવું નહિ. એ કદાચ તમારું રક્ષણ કરવા પણ આવતો હોય.

## શ્રી છોટુભાઈ શાહ- દત્તમૂર્તિ

પૂ.શ્રીના પૂર્વાશ્રમના વિદ્યાર્થી શ્રી છોટુભાઈ શાહ. એમને પૂ.શ્રી પ્રત્યે ત્યારથી જ ભક્તિભાવ. એ સિંગાપુર વગેરે જઈ ખૂબ કમાયા. ભારત આવી તેમણે પોતાના વિદ્યાગુરુની તપાસ કરી. ભાળ મળતાં નારેશ્વર આવ્યા. રંગાયા.

પણ તે વખતે કોઈ પોતાના વાળમાંથી માગે તે મૂર્તિ કાઢી આપતો. શ્રી છોટુભાઈએ પૂછ્યુંઃ બાપજી! હું કઈ મૂર્તિ માગું? પૂ.શ્રી કહેઃ દત્તની.

પેલો તો કાઢી શક્યો નહિ. પછી વર્ણન પૂછ્યું અને બીજે દિવસે દત્તની મૂર્તિ કાઢી આપી. શ્રી છોટુભાઈએ પૂછ્યુંઃ બાપજી, પૂજામાં મૂકું?

પૂ.શ્રી કેવી રીતે હા કે ના કહે? હા કહે તો પેલો તો મેલી વિદ્યાવાળો હતો. ના કહે તો દત્તની પૂજા હતી! પૂ.શ્રીએ હા કહી.

પણ પછી તો શ્રી છોટુભાઈ હેરાન હેરાન થઈ ગયા!! વેપારમાં ખોટ ગઈ. હતો તે પૈસો પણ પગ કરવા માંડ્યો! ફરી પૂજ્યશ્રીને પૂછ્યું ત્યારે પૂ.શ્રીએ કહ્યુંઃ ફેંક નર્મદામાં! આવા લોકો મેલી વિદ્યા દ્વારા આવું કરે છે! તે કલ્યાણ નહીં પણ અકલ્યાણ જ કરે છે!

નદીમાં ફેંક્યા પછી શ્રી છોટુભાઈ ફરી તરતા થયા!

## લશ્કરી અધિકારીઓ

પૂ.શ્રી ફર્સ્ટ ક્લાસમાં મુસાફરી કરતા હતા ત્યારે ડબામાં લશ્કરી અધિકારીઓ સાથે વાત થઈ. તે વખતે યુદ્ધ ચાલતું હતું. લશ્કરી અધિકારીઓએ પૂછ્યુંઃ અમારે શું કરવું? પૂ.શ્રીએ કહ્યુંઃ તમે તમારી ફરજ બજાવો. ફળ ઈશ્વરને સોંપી દો!

## પેરેશ્યૂટથી બચાવ

વેળુગામના વતની શ્રી કંચનભાઈ જોષી લશ્કરનાં કામ કરે. એક વખત પેરેશ્યૂટથી ઓચિંતુ ઉતરવાનું થયું. શ્રી કંચનભાઈએ પૂ.શ્રીનું સ્મરણ કરી પેરેશ્યૂટ ઉતાર્યું. તે એક તાડના ઝાડ પર પડ્યું. જીભ કપાઈ ગઈ પણ પ્રાણ બચી ગયા. પછી ઓપરેશનથી જીભ વગેરે સારી થઈ ગઈ!

એ મારા વસુકાકાના સાળા થતા હતા. વેળુગામના વાદ્ય શ્રી મુકુન્દભાઈના ફોઈના દીકરા થાય.

## હરિજનો સાથે

પૂ.શ્રીનો મુકામ નવાપુર (ખાનદેશ)માં હતો. ત્યાં એમને સંદેશો મળ્યો કે કેટલાક હરિજનોને આપનાં દર્શન કરવા આવવું છે. પૂ.શ્રીએ કહ્યુંઃ મારો જ્યાં મુકામ છે ત્યાં આવો.

બધા આવ્યા. એટલે પૂ.શ્રીએ કહ્યું કે આવો. મને ભેટવું હોય તો ભેટો!

હરિજન તો તમે તમારી જાતને કહ્યા. આ ગિરદીમાં તમો દર્શન કરી ગયા હોત તો કોણ રોકતું હતું? અમને તો એવું કંઈ મળે નહિ!

## હિન્દી ભાષાંતર

પૂ.શ્રી પ્રત્યેક જન્મજયંતી ઉપર એક ઉદ્‌બોધન કરતા. પહેલાં ફક્ત સ્વૈરાલાપ જ કરતા. ૫૯મી જન્મજયંતીથી પ્રત્યેક વર્ષ તેઓ ભક્તોને ઉદ્દેશીને કંઈક બોલતા.

મારો એક સ્વયંસ્ફુરિત નિર્ધાર હતો કે તેનું હિન્દી કરવું અને તે પૂ.શ્રી પાસે વાંચી સુધારા-વધારા કરાવી લેવા. એક પ્રવચનમાં પૂ.શ્રીએ કહ્યું: 'એની કૃપા વિના બધાં એકડા વગરનાં મીડાં છે.' આના જેવી હિન્દીમાં એવી કોઈ ઉક્તિ કે મુહાવરો મને મળ્યો નહીં.

મેં અનુવાદ કરેલોઃ ઉનકી કૃપાકે બિના સબ બિના અંકકે શૂન્ય હૈં- પૂ.શ્રીને એ ગમ્યું નહિ. મેં કહ્યું: બાપજી, આવા મતલબનો હિન્દીમાં કોઈ મુહાવરા જેવું નથી. તો પૂ.શ્રી કહે લખી નાંખઃ "એકડે બગૈર કે મીંડે હૈં" મેં કહ્યું કે બાપજી આ તો બોરસદી હિન્દી થયું. ત્યારે પૂ.શ્રી કહે "કેમ, આપણી ગુજરાતી ભાષાની એટલી હિન્દી ભાષાને દેણ." પણ પછી બોલ્યાઃ સારુ, સારુ, તેં લખેલું રહેવા દે.

પછી તેમણે ઉમેર્યુંઃ જો ભાષાંતર કરતી વખતે તેના શબ્દાર્થને જ વળગી ન રહેવું. ભાવાર્થ બરાબર આવવો જોઈએ. એટલું જ નહીં પણ મૂળ કહેવાના અર્થનો ફોર્સ પણ આવવો જોઈએ. કેવળ શબ્દો બદલવાથી ભાષાંતર થતું નથી.

એમણે કરેલાં કેટલાંક સ્તોત્રાદિના ભાષાંતર તરફ મારું ધ્યાન દોર્યું.

## સંત પ્રશસ્તિ

કપડવંજ છેલ્લે લાભપાંચમ પર ગયો ત્યારે એક પ્રશસ્તિ લખી ગયો હતો. એ બોલતાં અગાઉ મેં ભૂમિકા બાંધતાં કહેલુંઃ સંતોને પ્રશસ્તિ કરો કે ન કરો, સરખું જ છે. પ્રશસ્તિ એમને ગમે છે માટે કરવાની નથી. પ્રશસ્તિમાં પૂ.શ્રીના ગુણગાન ગવાય. એથી પ્રશસ્તિ કરનાર અને પ્રશસ્તિ સાંભળનાર બંનેનાં વાણી અને કાન પવિત્ર બને છે. હૃદયની શુદ્ધિ થાય છે. એ મારી છેલ્લી પ્રશસ્તિ થઈ.

આ વાત પૂ.શ્રીએ વખાણી હતી એવું શ્રી સુમનભાઈ મારફત પાછળથી જાણવા મળ્યું હતું.

## મારો પ્રથમ સંસ્કૃત શ્લોક

વરસો પહેલાં મેં રંગ શબ્દની આઠેય વિભક્તિ આવે એવો શ્લોક લખ્યો હતો. પૂ.શ્રી પાસે રજૂ કર્યો. એમાંની એક બે ભાષાકીય ભૂલો તેમણે જ સુધરાવી. સંત જ આવું કરી શકે.

પછી તો મેં ઘણાં સ્તોત્રાદિ લખ્યાં. અલબત્ત, તદ્દન શરૂમાં ડૉ. જાનીસાહેબ અને એમના પછી પ્રા. શિવુભાઈ દવેએ જોઈ તપાસી ભાષાકીય ભૂલો સુધારી હતી.

## રંગગુણગરિમા

પૂ.શ્રીનાં કેટલાંક સ્તોત્રોના 'શ્રીરંગપ્રશસ્તિઃ' અને 'શ્રીઅવધૂતપ્રશસ્તિઃ' રૂપે બે સંગ્રહો છપાયેલા. ત્રીજો સંગ્રહ 'શ્રીરંગગુણગરિમા' રૂપે છાપવા પ્રેસમાં ગયો. હું ભરૂચ હતો તેથી ભરૂચના પ્રેસમાં છપાતો હતો. લગભગ પૂરો થવા આવ્યો ત્યાં મુ. મોદીકાકાનો સંદેશો આવ્યોઃ એમાં સંપાદક તરીકે મારું નામ મૂકવું.

તે વખતે મશીનબોટ પ્રથમ વાર ભરૂચથી લઈ નારેશ્વર પ્રાગજીકાકા જવાના હતા. હું એમાં બેસી નારેશ્વર ગયો.

ત્યાં જ મેં કહ્યુંઃ બાપજી! બધું સંસ્કૃત ભાષા સુધારવાનું કામ તો ડૉ. જાનીસાહેબે કર્યું છે. મેં તો માત્ર પ્રૂફો જ જોયાં છે. મારા નામને બદલે જાનીસાહેબનું નામ હોવું જોઈએ. પૂ.શ્રીએ કહ્યુંઃ ઠીક છે. તું ઘરનો છે. તારું વળી ભવિષ્યમાં.

જાનીસાહેબે નામ મૂકાયા પછી આ જાણ્યું. એમણે કહ્યુંઃ તમારું નામ જ બરાબર હતું!

પણ આ પછી ભવિષ્યમાં જે કંઈ સંપાદનો થતાં- ગુજરાતી કે અન્ય, મારું નામ સંપાદન મંડળમાં કે પ્રધાન સંપાદક તરીકે આવતું રહ્યું! વળી સાહિત્ય પ્રકાશન સાથે સતત જોડાયેલો રહ્યો!

## અવધૂતવિદ્વન્મંડળ

વડોદરામાં સંસ્કૃત પંડિતોની સભા 'સંસ્કૃત વિદ્વત્સભા' ચાલે. પૂ.શ્રી એક વખત તેના વાર્ષિક ઉત્સવમાં વડોદરા ગયા હતા. સંસ્કૃતમાં પ્રવચન પણ કર્યું હતું. એના આજીવન સભ્ય પણ હતા.

એવું 'અવધૂત વિદ્વન્મંડળ' સ્થાપવાનો નિર્ણય વિદ્યાભાસ્કર મણિશંકર પંડિતજી, ડૉ. જાનીસાહેબ વગેરેએ કર્યો.

એનું ઉદ્‌ઘાટન નારેશ્વરમાં પૂ.શ્રીની સંનિધિમાં રખાયું.

મંગળ પ્રવચન મારે કરવું એવું પૂ. પંડિતજીએ મને કહ્યું. મેં કહ્યુંઃ કાકા, મને સંસ્કૃત બોલવાનો મહાવરો નથી. પંડિતજીએ કહ્યું કે કંઈ નહિ. લખીને બોલજો!

એ મારું સંસ્કૃતમાં પ્રથમ પ્રવચન હતું. અવધૂત વિચારધારાનો વિષય લીધો હતો. તે વખતનો ફોટો પણ લેવાયો હતો. હવે મને યાદ આવે છે કે મેં પૂ.શ્રીના સંસ્કૃત પ્રભાતિયામાંથી

તીર્થભ્રમણં વૃથા શાસ્ત્રશ્રવણં તથા નો શ્રુતા રંગ મદિ મૌનગાથા ।
વાળા શ્લોકને કોક સંદર્ભમાં ટાંક્યો હતો જે સાંભળી પૂ.શ્રીએ સ્મિત કરેલું.

## પ્રથમ ગેય ભજન

એવો દિ દેખાડ રાગમાં પૂ.શ્રીએ એક સ્તોત્ર લખ્યું હતુંઃ મા યાહિ સ્વપ્નેપીહત્વ્. નારેશ્વરમાં એ સ્તોત્ર મને અર્થ સાથે પૂ.શ્રીએ સમજાવ્યું. પછી કહે પંડિતજીએ આ રાગનું લખ્યું છે પણ એમણે એક માત્રા ઓછી લીધી છે. આપણી સોળ છે.

મને દીવો થયો. ગેય ભજનમાં માત્રાનો ખ્યાલ રાખવો. મેં 'એવી આશિષ આપ' લખી નવાગામની જયંતી પર હજારોની મેદનીમાં ગાયું. પછી તો ગેય લખતાં આવડી ગયું!

## ઓંવી છંદનું બંધારણ

મેં બાપજીને એક વખત પૂછયુંઃ બાપજી! આ ઓંવી છંદનું શું માપ, બંધારણ છે? પૂ.શ્રી કહે, ચોક્કસ કોઈ બંધારણ નથી. એ લયનો છંદ છે. જે લય પકડો તેમાં પ્રથમ ત્રણ ચરણોનો લય સરખો રહેવો જોઈએ અને એના અંત્ય પ્રાસ મળવા જોઈએ. ચોથું ચરણ ટૂંકું હોય અને એમાં અધવચ્ચે પેલા ત્રણ અંત્યપ્રાસની સાથે પ્રાસ મળવો જોઈએ. ન પણ મળે તો એ ઓંવી ન કહેવાય એવું નહિ! મળે તો ઉત્તમ!

પૂ.શ્રીએ ઓંવી છંદ છૂટક છૂટક (શ્રીગુરુલીલામૃતની પ્રસ્તાવનાઓમાં) અને પુસ્તકો (પત્રગીતાદિ)માં પણ પ્રયોજયો છે જેનો ઉપયોગ ગુજરાતી સાહિત્યમાં જૂજ થયો છે. પાછળથી જ્ઞાનેશ્વરીના અનુવાદમાં વપરાયો છે.

આજે તો પ.પૂ. સ્વામી મહારાજના ઓંવીબદ્ધ ગ્રંથોનો સમશ્લોકી અનુવાદ કરતાં મને પણ એ છંદ ફાવી ગયો છે! ગુરુકૃપા હિ કેવલમ્ !!

## લાયબ્રેરી

નારેશ્વરમાં પૂ.શ્રી પાસે ઘણી ચોપડીઓ સંત સાહિત્ય, દત્ત સાહિત્યની હતી. ત્યાં વડોદરાના મહંત તરફથી તેમની સમગ્ર લાયબ્રેરી ભેટમાં આવી. કબાટો સહિત બધું નારેશ્વર આવ્યું. લાયબ્રેરીનું મકાન થયું.

હવે એ વ્યવસ્થિત ગોઠવવાનું શરૂ થયું. હું મારા કોલેજના વિદ્યાર્થીઓને લઈને વેકેશનમાં ગયો.

પ્રથમ બધાંનાં નામ, લેખક વિષયવાર ગોઠવ્યું-ભાષાવાર પણ ગોઠવ્યું ને તેની યાદી થઈ. પછી એમાં લાયબ્રેરીમાં હોય છે તેવાં કાર્ડ બનાવ્યાં, તેમાં નામ તથા નંબરો આપી લખ્યાં.

આ બધું થતું હતું તેથી પૂ.શ્રી જ્યારે કોઈ ચોપડી આવે ત્યારે ધીરુ આવીને ગોઠવશે એમ કહેતા. એક હાથે કામ થાય તે માટે પૂ.શ્રીનો આગ્રહ!

પછી તો મુ. સાકરકાકા તથા મુંબઈના નવયુવાનોએ પણ એ કાર્ય સંભાળેલું.

## શ્રી મુંગેકર નારેશ્વરમાં

એક વખત હું ઓરિએન્ટલ ઈન્સ્ટિટ્યુટમાં આવેલા વિદ્વાન શ્રી મુંગેકરને લઈને નારેશ્વર ગયો હતો. ત્યારે નારેશ્વરમાં રસોડું નહિ. મુ. મોદીકાકાએ કહ્યુંઃ ખિચડી બનાવો. શાક માટે સૂરણ આપ્યું. શ્રી મુંગેકરે મને કહ્યુંઃ લાવો, હું શાક સમારું.

એમણે તો સૂરણને વાગશે એવી ભીતિથી આછું આછું છોલ્યું!

મેં કહ્યુંઃ આ રીતે તો સૂરણનું શાક ખાતી વખતે જીભમાં રવરવશે. પછી મેં સૂરણને સમારવા માંડ્યું. મને ગાબચાં કાઢતો જોઈ તેઓ બોલ્યાઃ આવી રીતે ઘેર સમારું તો મારાં પત્ની ચલાવી ન લે!

એમને પૂ.શ્રીને મળીને આનંદ થયો હતો.

## અ.સૌ. ઈન્દુને દર્શન

અમો દિવાળી પર નારેશ્વર જતાં. શ્રીપાદની વર્ષગાંઠ ગુરુદ્વાદશી-વાઘબારસે આવે. પગે લાગવા અચૂક જઈએ. પૂ.શ્રી બ્રહ્મલીન થયા પછી મંદિરે અન્નકોટની વાનગીઓ બનાવવાનું કામ અ.સૌ. ઈન્દુની રાહબરી હેઠળ પવિત્રતાપૂર્વક થતું. વેકેશન ખૂલી ન જતું હોય તો અમો રંગજયંતી-અગિયારસ સુધી રહેતા.

આ દિવસોમાં અ.સૌ. ઈન્દુ મંગળા આરતીમાં અચૂક જાય. વહેલી ઊઠી નહાઈ-ધોઈ પહોંચે. અમો એ કાર્યક્રમ વિકલ્પે કરતા.

એક દિવસ અ.સૌ. ઈન્દુને થયું કે ચારનો ઘંટ વાગી ગયો છે અને પોતે મોડી પડશે માની વહેલું વહેલું નહાઈને એ મંદિરે ગઈ. જોયું તો ત્યાં કોઈ આવેલું નહિ. એકાંતમાં પૂ.શ્રી ત્યાં આંટા મારતા હતા. એને થયું કે બાપજી! અને એને એકદમ આવું થયું તેથી ગભરાઈ ગઈ! દોડતી દોડતી રૂમ પર આવી ત્યારે રોનવાળાએ બેના ટકોરા વગાડેલા!

પૂ.શ્રીનું એ દિવ્ય દર્શન હતું!!

## માતૃભક્તિની અસર

મારા એક કોલેજમાં સાથે ભણનાર મિત્ર સાથે પછી પણ સંબંધ રહેલો. એક દિવસ તેઓ આણંદ મારે ત્યાં આવ્યા. મને કહેવા લાગ્યા કે નારેશ્વર જવું છે, શ્રીરંગ અવધૂતનાં દર્શન કરવાં છે.

અમો એમની સાથે નારેશ્વર ગયાં. પૂ.શ્રીનાં દર્શન વગેરે કરી પાછા ફરતા હતા ત્યારે તેમણે કહ્યુંઃ જોષી, હું તો ઘર છોડવાનો નિર્ણય કરી નીકળ્યો હતો. ઘર છોડું તે પહેલાં સંતના આશીર્વાદ મળે એ હેતુથી નારેશ્વર જવું એમ વિચારેલું. અહીં આવીને મેં જોયું કે આ સંત તો અઠંગ માતૃભક્ત છે. માતાને સુપ્રિમ કોર્ટ માને છે. મારાથી મારી માને મૂકીને સંસાર કેમ છોડાય? તે વખતે તેઓ પરણ્યા ન હતા. માટે મેં મારો નિર્ણય બદલ્યો છે. હું ઘેર પાછો જાઉં છું.

પછી તો એમણે સરકારી નોકરી છોડી નવા વિષય સાથે એમ.એ. કર્યું અને કોલેજમાં પ્રાધ્યાપક બન્યા. લગ્ન પણ કર્યું. આજે તો એ નિવૃત્ત જીવન ગાળે છે.

એક સંત પોતાના આચારથી કેવી અસર ઉપજાવે છે તેનું મારી જાણનું આ જવલંત ઉદાહરણ છે.

## પૂ.શ્રીનું માર્ગદર્શન

પૂ. પિતાજીના મામા પાણેથાના મોતીલાલ અધ્વર્યુ. એમની દીકરી પ્રમોદબેન ઉર્ફે મોઘીબહેન. એમનો વિવાહ શ્રી પ્રહ્લાદભાઈ શુક્લના ભત્રીજા શ્રી પદ્મકાંતભાઈ સાથે કરવાનું વિચાર્યું. શ્રી શુક્લ ટોળક જ્ઞાતિના અને મામા સહસ્ર! ન્યાત બદલે તો નાતનો દંડ ભરવો પડે.

આ પદ્મકાંતભાઈને એમના કાકાએ ઉછેરી મોટા કરેલા તેથી મામા કહે હું એક કુટુંબનો જ દંડ ભરું. ન્યાત કહેઃ બેનો ભરવો પડે! વાત થોડી ચર્ચાના એરણે ચઢી. પૂ.શ્રીનું માર્ગદર્શન મુ. મોટાને મળ્યું અને એ અનુસાર કાર્ય કરતાં બધું સીધું પડ્યું.

લગ્ન લેવાયાં. લગ્નની ન્યાતમાં માણસ ધાર્યા કરતાં વધી પડ્યું. મુ.મોટા રસોડામાં ગયા. ત્યાં એક ઘીનો દીવો કરાવ્યો અને રસોઈ પણ ભગવાનનું નામ દઈ ચાદર ઢાંકી દીધી. નીચેથી રસોઈ નીકળતી જાય, પીરસાતી જાય અને અંતે કશું ખૂટ્યું નહિ! કેટલુંક વધ્યું.

## રસોઈપૂર્તિની શરત

પૂ.શ્રી સાથે વાત નીકળતાં એક વખત તેમણે કહ્યું: તમો ૫૦૦ માણસો ધારતા હો અને રસોઈ ૬૦૦ની બનાવો પછી માણસ ૭૦૦ થાય તો પણ ખૂટે નહિ. પણ તમોએ ૪૦૦ની રસોઈ બનાવી ધાર્યું હોય કે ભગવાન પૂર્તિ કરશે, તો ભગવાન પૂર્તિ કરે નહિ કારણ કે તમારી દાનત જમાડવાની હતી જ નહિ!

## ગુરુબંધુ

એક વખત મારા મિત્ર શ્રી નારાયણભાઈ પટેલે મને પૂછયું: ધીરુભાઈ! આ પ્રેમ અવધૂતજી સાથે આપણે કેવો સંબંધ રાખવો? મેં કહ્યું: તેઓ આપણા ગુરુબંધુ થાય! શ્રી નારાયણભાઈએ કહ્યું: ખરેખર, હું તો ગૂંચવાયો હતો! હવે મને વાંધો નહિ આવે!

## પૂ.ભાઈ અને એમના આશીર્વાદ

અમદાવાદના શ્રી ઈન્દ્રવદન શાહ એક દિવસ મને કહે: ધીરુભાઈ! મનીષાના લગ્નનું ઠેકાણું પડતું નથી. તો મુ. બચુભાઈ (પૂ.ભાઈ) સાથે મારે સંબંધ છે. હું આ અંગે એમને પૂછું?

મેં ના કહી. પૂ.શ્રીને કહેતાં મને નથી આવડતું?

આ વાતની ખાતરી મારા અમેરિકાના પ્રવાસ (ઑગસ્ટ-૨૦૦૭)માં થઈ.

ચિ. જયનાએ એનો દીકરો હર્ષિત પાસ થતાં પૂ.ભાઈ પાસે આશીર્વાદ માગ્યા. પૂ.ભાઈએ કહ્યું: તારા દાદા તો પૂ.બાપજીના સર્વધર્મકર્મના આચાર્ય હતા. તારે તો બાપજીના જ આશીર્વાદ માગવાના હોય!

મારા મનમાં ચિ. મનીષા માટેના શ્રી ઈન્દ્રવદનભાઈના પ્રસ્તાવ માટે ના પાડ્યાનો જે ખટકો હતો તે નીકળી ગયો!

પૂ.ભાઈનો મારા ઉપરનો સ્નેહ જાણીતો છે.

## ઘરનો પ્રસંગ

મારી મોટી દીકરી મનીષાનું લગ્ન હતું અને ૭૦૦ની રસોઈ કરી હતી. માણસ ધાર્યા કરતાં ઘણું થઈ ગયું. રસોઈ મુક્ત રીતે બનાવેલી. તેમાં પણ રસોડે અવધૂત પરિવારના જાણીતા કાર્યકર વડોદરાના શ્રી મનુભાઈ બ્રહ્મભટ્ટ અને તેમના જ ગામના મારી સાથે કોલેજમાં કાર્ય કરનાર પ્રા. ઈન્દુભાઈ પટેલ તથા પ્રા. સી.એસ. રાણા બધું સંભાળતા હતા.

જેને લખ્યું હતું તે બધા જ સકુટુંબ આવ્યા. જે હોલ રાખેલો તેની આસપાસ રહેતી કેટલીક વ્યક્તિઓ પણ આવી. ભગવાને લાજ રાખી.

પિતાજી મને કહેવા લાગ્યાઃ અવધૂત પરિવાર તારા ઉપર બહુ પ્રેમ રાખે છે! મેં કહ્યુંઃ સારું ને! અમારી ચાલીમાં રહેતા મિત્ર પ્રા. પંચોલી તો મને કહી ગયાઃ જોષીસાહેબ, તમે વટ પાડી દીધો! પટેલોના જેવી ભવ્ય ન્યાત કરી!

## પિતાજીને ચા

એક દત્તજયંતી ઉપર ખૂબ ઠંડી પડી. પિતાજી સ્નાન કરવા નર્મદા જતા હતા. સામે પૂ.શ્રી મળ્યા. એકલો લંગોટ જ પહેરેલો! તેમણે પિતાજીને કહ્યુંઃ જોષીજી, આજે ઠંડી ખૂબ છે. હિમ પડ્યું છે. જલદી સ્નાન કરી માજીની રૂમ પર આવો.

પિતાજી ગયા ત્યારે પૂ.માજીની રૂમ પર મોટી સગડી સળગાવેલી. કહ્યુંઃ તાપો. પછી પૂ.માજીને ઈશારો કર્યો. પૂ.માજીએ પિતાજી સમક્ષ ચાનો કટોરો મૂક્યો!

પિતાજીએ આનાકાની કરી. સંકોચપૂર્વક કહ્યુંઃ આપની સમક્ષ ચા ન પીવાય. પૂ.માજી બોલ્યાઃ જોશી મહારાજ, પીઓ, પીઓ. એ પણ પહેલાં બહુ ચા પીતો હતો!!

## બનારસ ભણેલા પંડિત

પિતાજીની રાહબરી હેઠળ અને પૂ.શ્રીની કૃપાછાયામાં નારેશ્વરમાં ધાર્મિક અનુષ્ઠાનો થતાં. એ વખતે મુ. મોટા સારા સારા વિદ્વાન કર્મકાંડી બ્રાહ્મણોને આમંત્રણ આપતાં પ્રસંગ દીપી ઉઠતો. પૂ.શ્રી પણ પ્રસન્ન રહેતા અને તેમને ઉત્તમ દક્ષિણા પણ આપતા.

૬૦મી શ્રીરંગજયંતી વખતે બનારસથી તાજેતરમાં જ વેદ ભણી આવેલા પંડિતને નિમંત્રણ અપાયું. વેદપઠન ઉત્તમ.

પણ જ્યારે ૬૧મી જયંતી ડાકોરમાં ઉજવવાનું નક્કી થયું, ત્યાં કોને બોલાવવા તેની યાદી થતી હતી. પૂ.શ્રીએ કહ્યુંઃ પેલા તમારા બનારસ ભણી આવેલા વિપ્રને કહેવાનું નથી.

મોટાએ કહ્યુંઃ બાપજી, એને તો કહેવું જ પડે. ડાકોરમાં બધા જ વેદનિષ્ણાતો સામે આપણો આવો બ્રાહ્મણ જોઈએ. પૂ.શ્રીએ કહ્યુંઃ વેદપંડિત ખરો. પણ બ્રાહ્મણ થઈને ભસ્મની ય કસર! વળી યજ્ઞમંડપમાં બેસવાની પણ તે શિસ્ત પાળતો નહતો. એમ કહી પૂ.શ્રીએ એ કેવો બેઠો હતો તે બેસી બતાવ્યું! મુ. મોટાના આગ્રહને કારણે એમને શિસ્ત પાળવાનું ગાઈ બજાવી કહેવાના હો તો આમંત્રણ આપો!

## મંડપની શિસ્તનો પ્રસંગ

નારેશ્વરમાં યજ્ઞ હતો. હું પણ ગયો હતો. એકાએક મોટાએ બૂમ પાડી કહ્યુંઃ ધીરુ! સરખો બેસ. યજ્ઞમંડપમાં બેસવાનું ભાન નથી? શું વાતો કરે છે?

હું તો કાપો તો લોહી ન નીકળે એવો થઈ ગયો. થોડી વાર પછી મોટાના એક મિત્ર બ્રાહ્મણ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યાઃ એ તને કહ્યું ન હતું. પણ મંડપમાં બે મોટા મહારથી વાતો કરતા હોય ત્યારે તમને ઉદ્દેશી તેમને કહેવાનું હતું. તને કહ્યા પછી પેલા મહારથીઓ શાંત થઈ ગયા હતા!

## ધીરુ, કહેવું હતુંને!

મારા માતુશ્રીનું અવસાન થયું. ગુરુપૂર્ણિમાને બે દિવસ બાકી હતા. આ વખતની ગુરુપૂર્ણિમા અછાલિયા હતી. અમો દર્શન કરવા ગયા. પૂ.શ્રીએ

મને કહ્યુંઃ ધીરુ, મને કહેવું જોઈએને! બે દિવસ તો ભગવાન આપણી વહારે ધાત! મેં કહ્યુંઃ બાપજી! પણ એવી માંદગી જ ક્યાં હતી? પૂ.શ્રી મૌન રહ્યા.

## રાજીનામું?

હું શરૂ શરૂનો ટ્રસ્ટી થયો હતો. નારેશ્વર જાઉં કે બધા કંઈ ને કંઈ ફરિયાદ લઈ આવે. હું કંટાળ્યો.

મેં વડોદરા અમારા વડીલ જેવા સન્મિત્ર શ્રી હિંમતલાલ દવેને વાત કરી કે હું તો રાજીનામું આપું છું. બાવની સરખી કરવા દેતા નથી.

મુરબ્બીએ કહ્યુંઃ એવું નહીં કરવાનું. તમારે જે કાર્ય કરવાનું છે તે યાદ રાખી આવી વાતોને મહત્ત્વ આપવું નહિ!

## બહારના પારાયણો

શ્રી નટવરલાલ શાસ્ત્રી વગેરેને વિચાર આવ્યો કે પૂ.શ્રીને બ્રહ્મલીન થયે બાર વર્ષ થયાં. આપણે હરિદ્વાર જઈને પારાયણો કરવાં જોઈએ. વિચારને આવકાર મળ્યો.

સૌ પ્રથમ હું તથા ડૉ. રતિલાલ પંડ્યા (પૂ.શ્રી સાથે હરિદ્વાર હતા) હરિદ્વાર ગયા. બધું નક્કી થયું.

અમો દિલ્હી જવાના હતા ત્યાં શ્રી ચંદ્રકાંત પાઠક બસો લઈને લેવા આવવાના હતા. એમની સ્કૂલમાં ચા-પાણી-નાસ્તો લીધા પછી બસોમાં હરિદ્વાર જવાનું હતું.

વડોદરા સ્ટેશને સ્વ. જયંતીલાલ શાહ અને સ્વ. જયંતીલાલ ઠક્કર (C.A.) મળવા આવ્યા. મને ખૂણામાં લઈ જઈ રૂા. ચાર હજાર આપીને કહ્યુંઃ છેલ્લે દહાડે દૂધપાક-પૂરી બધાંને જમાડજો. આ વાત ખાનગી રાખજો! પૂ.શ્રીને બધી ફિકર કે મારા ભક્તોનો ઉત્સાહ ટકવો જોઈએ!

પૂ.શ્રીની શતાબ્દી ઉજવવાની હતી. કેટલાક ભક્તોને થયું કે બે-પાંચ ટ્રસ્ટીઓએ પરદેશ જવું જોઈએ. એક ભક્ત એ પાંચેયની ટિકીટ કાઢવા પણ તૈયાર થયા.

પણ પછી વિચારાયું કે પૂ.શ્રી પરદેશ ગયા હતા ત્યારે ત્યાંથી કશુંય લીધા વિના આવેલા. આપણે ત્યાં પૈસા માટે જવાનું કેટલું યોગ્ય છે?

કેટલાકે કહ્યું કે તમે ક્યાં પૈસા માટે જાવ છો? ખબર કરતા જાવ. ત્યાં વિચારાયું કે એ તો પત્ર દ્વારા, ''નાદ' માસિક દ્વારા થઈ શકે. પેલા દાતાભક્તને કહેવડાવ્યું કે અમો પરદેશ જવાના નથી. જે દાન આપવું હોય તે ઉત્સવમાં આપો.

પછી તો છ વાર ગાણગાપુર, પાંચેક વાર હરદ્વાર અને બદરી, મોરટક્કા, નૈમિષારણ્ય, નરસોબાવાડી, માણિકનગર, હાંફેશ્વર, ગુંજ એમ ઘણાં સ્થળે જયજયકાર થયો!

દરેક ઠેકાણે કંઈ ને કંઈ દાન આપતા. બ્રાહ્મણોને તો LTC જેવું જ થતું.

એક વખતે ઉમલ્લાના શ્રી ભાઈલાલભાઈ દેસાઈએ મને કહેલું કે હું બહુ પૈસાદાર નથી પણ આ વખતે પૂ.શ્રીનો જયજયકાર થવો જોઈએ. લાખ ખર્ચ થશે તો ય હું આપીશ!

## ચાની ટેવ

પિતાજીને ચાની ટેવ હતી. નારેશ્વરમાં કે બીજે ચા પછી જ તેઓ નિત્ય પરવારતા. તેથી ગમે તેટલા વહેલા ઊઠે તોય પૂ.શ્રી પાસે ઘણા લોકો એમનાથી વહેલા પહોંચી જ ગયા હોય! પિતાજીએ મને કહ્યું. મેં એમને કહ્યુંઃ મોટા, એ બધા ઊઠીને તરત જ સ્નાન કરે એટલે પરવારે જ ને! મુ. મોટાએ મને કહ્યુંઃ હા એ ખરું. પછી એ લોકો લોટા ભરતા દેખાય છે ખરા!

## આદેશ પર લેખ

પૂ.શ્રીએ સૌ પ્રથમ જાહેરમાં પ્રવચન આપવાનું નક્કી કર્યું. આદેશ લખી આપ્યો- પરસ્પરદેવો ભવ- સૂત્ર આપ્યું. એક સદ્ભક્તને વાંચવા કહેલું. તેમણે વાંચ્યું પણ પૂ.શ્રીને ગમ્યું નહિ. ભાવ અનુસાર આરોહ અવરોહથી વંચાયું નહિ એટલે એમણે નક્કી કર્યું કે હવે પછી હું જ વાંચીશ. એ અનુસાર 'નારેશ્વરનો નાદ'થી શરૂ કરી અંતિમ પ્રવચન જયપુરમાં તેમણે જ લખીને

વાંચ્યું- અલબત્ત આ પ્રવચન કેવળ ચાર શ્લોક લખી તેના ઉપરનું એમનું જે સ્ફુરે તે રીતનું વિવેચન જ હતું.

આ અમર આદેશ વાંચી મને થયું એના પર વિવેચન લખું. લખીને નારેશ્વર ગયો. પૂ.શ્રીને વાંચી બતાવ્યું. પૂ.શ્રી કહે કે સારું છે. પણ તેં હરિપ્રસાદ જોષી, વડોદરા લખ્યું છે તેને બદલે રાજપીપળા લખીને મૂકી જા. એ લેખ રાજપીપળાના પ્રેસના માલિકે છાપી દીધું હતું! (હવે તો એ બીજા બે પૂ.શ્રીએ જોએલા લેખો સાથે પુસ્તક આકારે પણ મળે છે.)

## દત્તાત્રેયનાં ૨૪ નામ

એક વખત હું ભરૂચમાં નોકરી કરતો ત્યારે શ્રી પ્રમોદભાઈ પટેલ તેમના એક પ્રેસના માલિક મિત્રને લઈને આવ્યા. તેઓ પ્રતિ વર્ષ એકાદ નાનું પુસ્તક છાપીને વહેંચતા. મને કહ્યું કે તમો કંઈક લખી આપો. દત્ત ઉપર પણ ચાલશે.

મેં દત્તાત્રેયનાં ૨૪ નામ ઉપર નાની પુસ્તિકા લખી આપી. શાંડિલ્ય ઉપનિષદમાં દત્તનું આપેલું ધ્યાન છે તેમાં ૨૪ વિશેષણો હતાં. એમાં દત્તાત્રેયને ચતુર્બાહુ-ચાર હાથવાળા વર્ણવ્યા છે.

જેમ વિષ્ણુના ચાર હાથનાં આયુધો જુદા જુદા હાથમાં ફરતાં રહે તો વિષ્ણુની ૨૪ મૂર્તિઓ થાય. એમ આ દત્તનાં ૨૪ નામોનાં વિશેષણો છે. દરેક નામ પર થોડું વિવેચન કરી મેં પ્રથમ એ લેખ પૂ.શ્રીને વાંચવા મોકલ્યો. એમણે સુધારા વધારા સૂચવી પરત કર્યો. એમાં મેં ૨૩-૨૪ એ છૂટાં કરવા કહ્યું જેથી ૨૪ની ગણતરી સચવાય. મેં એ બે ભેગાં કરેલાં.

## પ્રાણલાલ શેઠ

રાજપીપળામાં પૂ.શ્રીની પધરામણી થતી. એક વાર પ્રાણલાલ શેઠે ભોજન ખર્ચ ઉઠાવેલો. સમૂહ જનોઈ થયાં ત્યારે પણ તેમણે ખર્ચ ઉઠાવ્યો, એટલું જ નહિ, બ્રાહ્મણોને એક-એક રૂપિયો દક્ષિણા આપી- રૂપિયો તે વખતે ઘણો કિંમતી!

મુકામ ઊઠ્યા પછી મોટા મને કહેઃ લોકો ગમે તે કહે. પણ પ્રાણલાલ શેઠે આ બીજી વખત ખર્ચ ઉઠાવ્યો! લોકોમાં એ શેઠની કાપડની દુકાને જતા આદિવાસીને પનો મોટો બતાવવાની એમની પદ્ધતિની રમૂજપૂર્વક નકલ થતી!

## આજનો સંદેશ

ગુજરાત રાજ્યની સ્થાપનાના દિવસે રાજપીપળામાં પૂ.શ્રીની હાજરીમાં સમૂહ યજ્ઞોપવીતનું આયોજન થયું હતું. હું તે સમયે વડોદરા હતો. ત્યાં કબીર પ્રેસમાં પૂ.શ્રી લિખિત ભર્તૃહરિના ચુનંદા શ્લોકો ઉપરની સંસ્કૃત ટીકા 'બોલબોધિની' છપાતી હતી. તે પૂર્ણ થએ ૫૦ કોપી આપવાનું પ્રેસે કબૂલ્યું હતું. તેથી હું રાજપીપળા મોડો જવાનો હતો. પણ આ વાત ત્યાં કહેવડાવેલી નહિ.

પૂ.શ્રી રોજ પિતાજીને પૂછેઃ ધીરુ આવ્યો? હું ગયો એટલે તેઓ અકળાયા અને કહ્યું કે અહીં બાપજી રોજ તારી રાહે જુએ છે ને તારું ઠેકાણું નથી. મેં બધી વાત કરી.

પૂ.શ્રીને મળ્યો. પેલી ૫૦ કોપી આપી. પૂ.શ્રીએ કહ્યું કે મારે તને કેટલુંક લખાવવું છે. ચાલ, લખવા માંડ.

અને 'આજનો સંદેશ' એ હેડીંગથી જે પ્રવચન 'અમર આદેશ'માં છે તે લખાવ્યું.

હવે કેવી રીતે છપાશે? સાયક્લોસ્ટાઈલ થાય તો જુઓ! મેં કહ્યુંઃ બાપજી, પ્રેસમાં પ્રયત્ન કરી જોઉં.

રાજપીપળાના પ્રેસોની સ્થિતિ આવું તાત્કાલિક કરવા જેવી નહીં. છતાં એક પ્રેસે બીડું ઝડપ્યું. આખો દિવસ જનોઈમાં જવાને બદલે પ્રેસ પર રહ્યો. બે-પાંચ વાર પ્રૂફો જોયાં અને બડવાની-બટુકોને લઈને હરસિદ્ધિ માતાએ જવાની શોભાયાત્રા નીકળી ત્યારે તે લઈને અડધે રસ્તે મળ્યો.

પૂ.શ્રીએ વાંચ્યું. એમાં એક શબ્દ પક્ષભેદ રહી ગયેલો પણ પૂ.શ્રીએ તે ઉમેરીને પ્રવચન વાંચ્યું! મને એમ થયું કે બાપજીએ આ સ્વયંસ્ફૂર્તિથી

તે વખતે ઉમેરી દીધો! પણ પૂ.શ્રી બોલ્યાઃ મેં તને લખાવ્યો હતો! આપણા ઘડતરનું એક પાનું એ રીતે લખાયું!!

## આ તો ભાડાનું ઘર છે!

પૂ.શ્રી વિદ્યાનગર પધારેલા. તે વખતે મનીષા-બિન્દી હાઈસ્કૂલમાં ભણે. એમને થયું બાપજીને આપણે ત્યાં બોલાવીએ અને પૂ.શ્રીને તેમણે કહ્યું પણ ખરુંઃ બાપજી! અમારે ત્યાં પધારો.

બાપજી બોલ્યા, આ તો ભાડાનું ઘર છે. તમારું ઘર થશે ત્યારે આવીશ.

અલબત્ત પૂ.શ્રી બ્રહ્મલીન થયા પછી ઘણા વખત પછી વડોદરાનું મકાન બંધાયું અને પૂ.શ્રી પાદુકારૂપે પધાર્યા. એ ઘરમાં પૂ. માણિકપ્રભુ, પૂ. પ્રેમ અવધૂતજી, પૂ. બાલ અવધૂતજી પણ પધાર્યા છે.

મનીષાના લગ્ન પછી તેને ઘેર પણ પૂ. માણેકપ્રભુ, પાદુકાજી વગેરે રૂપે પૂ.શ્રી પધાર્યા.

## તારું ભજન સાંભળ્યું છે!

આ બંને બેબીઓ નારેશ્વરમાં શાંતિનિકુંજને ઓટલે પૂ.શ્રી પાસે બેઠી હતી. તેમણે પૂછ્યુંઃ બાપજી! ભજન ગાઈએ! પૂ.શ્રીએ હા પાડી. તેમણે ‘દત્ત દત્ત બોલો આનંદમસ્ત ડોલો.’ એ ભજન ગાવા માંડ્યું. બાપજી મારી સાથે વાતો કરતા હતા. તેથી ચિ. મનીષાને થયું બાપજીએ ભજન ગાવાની હા પાડી અને સાંભળતા તો છે નહિ. પપ્પા સાથે વાતો કર્યા કરે છે!

ભજન પૂરું થયું. બાપજીએ પ્રસાદ આપવા બંનેને બોલાવી. મનીષાને પ્રસાદ આપતી વખતે કહ્યુંઃ તારું ભજન મેં સાંભળ્યું છે હાં!

મનીષા હજી એ વાત યાદ કરી આનંદ પામે છે!

## બધાની સાથે વાત કરી

પૂ.શ્રીનો એક પ્રસંગ મને વલસાડના શ્રી દામજીભાઈ કોન્ટ્રાક્ટરે કહ્યો હતો.

એક દિવસ નારેશ્વરમાં પૂ.શ્રીનાં દર્શન કરી હું વાતો કરતો બેઠો હતો. પૂ.શ્રી એક વાત, બીજી વાત કર્યા કરે. હું ઊઠવાની વાત કરું તો કહે કે બેસોની! રૂમ પર જઈ શું કરશો? મેં બાપજીને કહ્યું કે મારે તો કંઈ કામ નથી પણ આ બીજા ભક્તોને કંઈ વાત કરવી હોય ને હું એકલો વાત કર્યા કરું તે સારું નહીં!

પૂ.શ્રીએ કહ્યુંઃ દામજીભાઈ, એ બધાએ મારી સાથે વાત કરી લીધી છે અને મેં પણ એમની સાથે વાત કરી છે. જાવ જે જે ચહેરા યાદ હોય તેમને જઈને પૂછી આવો કે મેં વાત કરી છે કે નહિ!

અને હું બે-પાંચ જણને મળ્યો. બધાએ કહ્યુંઃ અમારે વાત થઈ ગઈ અને અમને માર્ગદર્શન મળી ગયું છે. સંતોષ થઈ ગયો છે!!

## એક મોડી રાત્રે

પૂ.શ્રીની રાહબરી હેઠળ દત્તયાગની પોથી તૈયાર થતી હતી. વડોદરાના પંડિત શ્રી વિષ્ણુપ્રસાદ શાસ્ત્રી તથા સુરતના કર્મકાંડી વેદજ્ઞ શ્રી ચંદ્રકાંતભાઈ શુક્લને એ કામ સોંપાયું હતું.

એક મોડી રાતે મુ. મોદીકાકાના ઈન્ટરકોમ ફોન પર પૂ.શ્રીએ કહ્યુંઃ ચંદ્રકાંતને મારી પાસે મોકલો. પૂ.શ્રી પાસે જવું હોય તો સ્નાન કરી જવું પડે. શ્રી ચંદ્રકાંતભાઈએ મને પાછળથી વાત કરતાં કહ્યું કે હું તો ટાઢે થથરી ગયો હતો. હું જયારે ગયો ત્યારે પૂ.શ્રીએ કહ્યું આપણે માલામંત્ર પ્રધાન હોમમાં લીધો ખરો પણ યજ્ઞના પ્રયોગને વૈદિક મંત્રો પણ જોઈએ. આ ત્રણ લખી લો. એમ કહી આપણા માલામંત્રના પ્રારંભમાં બોલાતા ત્રણ મંત્રો લખાવ્યા. પાછળથી મને કહેલું કે એ ત્રણે બધા જ વેદોમાં છે.

## પૂ.શ્રીની ખાસિયત

આપણને વિચાર આવે કે આ વાત તો સવારે પણ કરી શકાત. મોડી રાતે શું કામ બોલાવ્યા?

પૂ.શ્રીની એક ખાસિયત હતી કે પોતાના મનમાં જે વિચાર આવ્યો હોય તે તરત કહી દેતા. વળી કોઈ વાત હોય તો તે બે-ચાર જણને કહેતા. એ રીતે એ વિચાર કે વાતને પોતાના મનમાંથી કાયમનો કાઢી મૂકતા જેથી એ વિચાર

એમના ભજનમાં વિક્ષેપરૂપ ન બને! એમાં એમને ગમતી વાત પણ હોય અને ન ગમતી વાત પણ હોય!

જે બે પાંચ જણને તેમણે કહ્યું હોય તે તો એમ જ માને કે મને જ આ વાત પૂ.શ્રીએ કરી છે! હું જ એકલો આ વાત જાણું છું- અને અભિમાન કરે! પાછળથી એવી વ્યક્તિઓને પછડાતી મેં જોઈ છે!

આ સંદર્ભે જ મેં એક વખત પૂ.શ્રીને કહેલું હતું કે આપ કયા સંદર્ભમાં વાત કરો છો તે સમજ્યા વગર માણસ એ વાતને પોતાની રીતે લે તો એ તો પછડાય જ ને! પૂ.શ્રી કહે એમાં હું શું કરું? પછડાય જ!

## પૈસાદારોનો?

પૂ.શ્રી સાથે ભણનાર શ્રી બીવરે વડોદરાની ભારતી હાઈસ્કૂલના પ્રિન્સિપાલ થયા. તેઓ પૂ.શ્રી પાસે અવારનવાર જતા. પૂ.શ્રીની અનેક ઠેકાણે પધરામણી થતી જોઈ એમને થયુંઃ હવે આપણા મિત્ર તો પૈસાદારોના થઈ ગયા! આપણે ત્યાં શાના આવે?

પૂ.શ્રીએ એક દિવસ તેમને કહ્યુંઃ બીવરે! તારે ત્યાં હું આવવાનો છું. પૂ.શ્રી ગયા. શ્રી બીવરે મામાની પોળમાં એક મેડા ઉપર નાનકડા ઘરમાં રહેતા હતા.

પૂ.શ્રી જાય પછી માણસો તો ઉમટે જ ને! પૂ.શ્રીના ગયા પછી શ્રી બીવરેને થયું કે એ આપણે ત્યાં ન આવે તે જ સારું છે! આપણાથી દર્શને આવનાર ભક્તોને પાણી પીવડાવવાનું શક્ય છે ખરું? આ વાત તેમણે પોતે મને કહી હતી.

## અમારું કામ નહીં

પૂ.શ્રીએ એક દિવસ મુ.મોટાને કહ્યુંઃ જોષીજી! તમારી પ્રકૃતિ સારી છે અને મારી શીખવવાની વૃત્તિ છે ત્યાં સુધીમાં મારી પાસેથી તમો યોગ શીખી લો!

પિતાજીએ કહ્યુંઃ બાપજી! યોગમાં અમારું કામ નહીં. અમારે તો પાઠ પારાયણ જ સારાં.

અને તેઓ જીવ્યા ત્યાં સુધી પાઠ પારાયણો કરતા રહ્યા.

પછી તો દ્વિસાહસ્રી વાંચતા, જેની પ્રસ્તાવનામાં એક શ્લોક જોયોઃ

ભક્ત્યા પારાયણૈરેવ દત્તાત્રેયો જગદ્‌ગુરુઃ ।
દત્ત્વા ચ મસ્તકે હસ્તં શક્તિપાતં કરોતિ હિ ॥

પારાયણે જ ભક્તિથી દત્તાત્રેય જગદ્‌ગુરુ ।
મૂકીને મસ્તકે હસ્ત શક્તિપાત કરે જ છે ॥

## ચરણરજની પધરામણી

પૂ.શ્રીનો મુકામ રાજપીપળા થયો. ગામમાં એક જણે પૂછ્યું કે તમો તો નારેશ્વરના સર્વધર્મકર્મના આચાર્ય છો! તમારે ઘેર પધરામણી નથી કરવી?

મુ.મોટાએ કહ્યુંઃ મેં તો એમને હૃદયમાં પધરાવ્યા છે એટલે ઘરમાં પધારવાની તકલીફ આપવી નથી.

આ વાત જ્યારે પૂ.શ્રીએ જાણી ત્યારે તેમણે મને કહ્યુંઃ આ રીત જ બરાબર છે. ઘરમાં પધરામણી થઈ હોય તો જે રજ પડી હોય તે તો કચરો વાળતાં બહાર જતી રહે. પણ હૃદયમાં પડેલી રજ બહાર જાય જ નહિ!

## બસ એક્સિડન્ટમાં બચાવ

હું વિદ્યાનગરથી નારેશ્વર જતો હતો. પૂ.શ્રી બ્રહ્મલીન થયા હતા. સંક્રાંતિની રજા હતી તેથી જતો હતો. પાછલી સીટ ઉપર બેસી શ્રીગુરુલીલામૃતનાં પ્રૂફ જોતો હતો. વડોદરાથી પોરના પ્રેમજીભાઈ દરજી, સુશીલાબહેન, ગંજખાને વગેરે બસમાં ચઢેલાં. બસ વરણામા પાસેના એક ગરનાળા પાસે ગાડાવાળાને બચાવવા જતાં નાળાની નીચે ઉતરી પડી. બસ ડ્રાયવરે સમયસૂચકતાથી તેને ધીરે ધીરે નીચે ઉતારી. અલબત્ત, બધા ઠગલાયા. કેટલાકને થોડું તો કેટલાકને વધારે વાગ્યું. મને થોડું પગે વાગ્યું. પ્રેમજીભાઈને કપાળે મોટો ઘા પડ્યો. સુશીલાબહેનને પણ વાગ્યું. હું ને પ્રેમજીભાઈ પોર જઈ ડૉક્ટર પાસે પ્રાથમિક સારવાર લઈ નારેશ્વર ગયા. આ વખતે પ્રૂફમાં દોહરા હતા.

દૈવ પાંસરું જેહનું, રક્ષે તેને કર્મ;
કો મારે એને પછી, કરે દેવ યચ્છર્મ?
સપડાએ આફત મહીં, દાવાનળમાં એમ;
ઘેરાએ વા વન મહીં, હિંસ્ર પશુથી તેમ;
તોએ રક્ષક દેવ જો, મરે ન કદિએ તેહ;
શસ્ત્રાગ્યાદિક સર્વથા; થાય પરાજિત એહ!

(અ.૪૫, દો.૭૪-૭૬)

## શ્રી તાંબે શાસ્ત્રી

ગરુડેશ્વર ક્ષેત્રના શ્રી તાંબે શાસ્ત્રી નારેશ્વર આવ્યા હતા. પ્રથમ વાર આવતા હોઈ અહીંની પરિસ્થિતિનો અંદાજ નહીં. ટાઢના દિવસો. નર્મદા સ્નાન કરવા ગયા. ત્યાં એમની સાથે આવેલા અન્ય સાથે વાત કરતાં તેમણે કહ્યુંઃ ઠંડી છે. રાત્રે ઓઢવા વગેરેનું તો કંઈ લાવ્યા નથી. આ લોકો કંઈ આપે તો સારું!

દર્શન કરીને વાતો કરવા બેઠા છે. ઊઠતી વખતે પૂ.શ્રીએ કહ્યુંઃ ઠંડી છે. આ લોકોને ઓઢવા પાથરવાનું આપજો; જેથી તેમને ઠંડી લાગે નહિ!!

પૂ.શ્રીની દૂરશ્રવા શક્તિનો અંદાજ વિદ્વાન શ્રી તાંબે શાસ્ત્રીજીને આવી ગયો.

આ જ શ્રી તાંબેજીએ સો વર્ષનું આયુષ્ય ભોગવેલું. એમના દીકરા શ્રી બાલાજી તાંબે આજે તો એ લોનાવલા ઉપરાંત પરદેશમાં પણ વિખ્યાત છે.

તેમને પૂ.શ્રીએ મંત્ર માગતાં દત્તબાવની મંત્રરૂપે આપી. એક એક લીટી બોલાવી હતી. આજે એમના દેશવિદેશમાં ઘણા ચાહકો, ભક્તો અને દર્દ માટે આવતા મનુષ્યો છે, જેમને તેઓ દત્તબાવની પ્રથમ બોલાવે છે. સંગીત થેરાપી માટે પણ તેઓ જાણીતા છે. વિદેશી ભક્તો માટે તેમણે તેમની લિપિમાં દત્તબાવની વગેરે આપ્યાં છે.

તેમના દ્વારા પૂ.બાપજી તથા પૂ. સ્વામી મહારાજનું ઘણું કાર્ય થઈ રહ્યું છે.



# ✤ ૧૬. ગાતાં કદી ન આવે પાર ✤

## માલામંત્રસ્તુ વાર્ધક્યે

માલામંત્ર શરૂ શરૂમાં નીકળેલો. મને થયું કે મોંઢે થઈ જાય એટલે મને પૂ.શ્રીએ આપેલી શ્રી દત્તાત્રેયની ચાંદીની મૂર્તિ પર અભિષેક રૂપે એ બોલવા માંડ્યો. બે પાંચ દિવસ થયા હશે અને મારે નારેશ્વર જવાનું થયું. પૂ.શ્રીએ વાતવાતમાં કહ્યું કે આપણો માલામંત્ર છે પણ તે વાર્ધક્યે કરવાનો હોય! જુવાન માણસ જપે તો શું થાય? મંત્રશાસ્ત્રના નિયમો હોય છે. આમ ભલે બોલો પણ માલામંત્રનો જપ તો વાર્ધક્યે જ થાય!

આપણે બંધ કરી દીધું. પણ યજ્ઞોમાં જવાનું થાય ત્યાં સાંભળતાં સાંભળતાં મોંઢે થઈ ગયો!

પછી તો મુ. મોદીકાકાએ પૂ.શ્રીના બ્રહ્મલીન થયા પછી પ્રાધ્યાપકો વગેરે દ્વારા એક લાખ આહુતિનો દત્તયાગ થયો ત્યારે હું એ કડકડાટ બોલી હોમાવતો.

આવો એક લાખ આહુતિનો દત્તયાગ લાયબ્રેરીના મકાનની બાજુના રૂમમાં થયો હતો. જેમાં સર્વ શ્રી નરહરિભાઈ, જયંતીભાઈ, રતિભાઈ, સુમનભાઈ અને જગન્નાથભાઈ બેઠા હતા. રોજ થોડી થોડી આહુતિ અપાતી. મુ. મોદીકાકાએ એમને યથારુચિ ફલાહાર અને ભોજનની વ્યવસ્થા કરેલી. જયંતીભાઈ અને જગન્નાથભાઈ સિવાયનાનાં ધર્મપત્ની ત્યાં જ હતાં. એ બધું બનાવતાં.

## ૧૦૦ આહુતિનો દત્તયાગ

તે વખતે મુ. મોદીકાકાએ મને કહ્યું હતું કે મારે પૂ.શ્રી સાથે વાત થઈ છે કે વ્યક્તિ પોતાને ઘરે ૧૦૦ આહુતિનો દત્તયાગ પણ કરી શકે.

## ફરવાનું નથી

દત્તયાગ શરૂ શરૂમાં નીકળેલો. મોટા પાસે તેની પોથી હતી. ક્યાંક બહારગામ ગયા હતા ત્યાં કોઈક વિદ્વાને પોથી માગી. મોટાએ તેને નકલ કરી લેવા કહ્યું. સાથી બ્રાહ્મણોને ખબર પડી એટલે તેમણે મોટાને કહ્યુંઃ પોથી

શું કામ આપી? પછી આપણને કોણ બોલાવશે? મોટાએ કહ્યુંઃ આપણે દત્તયાગને ફેરવવાનો છે; આપણે સાથે સાથે ફરવાનું નથી.

## દેવળગાંવ રાજામાં

દત્તયાગની પોથી ગુજરાતમાં તૈયાર થઈ છે અને નારેશ્વરના બ્રાહ્મણો ખૂબ સારી રીતે તે પ્રયોગ કરાવે છે જાણી પૂ. કવીશ્વર શાસ્ત્રીજીના ગામ દેવળગામ રાજામાં યજ્ઞ કરવા જવાનું આમંત્રણ પૂ.શ્રી મારફત નારેશ્વરના બ્રાહ્મણોને મળ્યું.

ત્યાં પ્રધાન હોમ વખતે 'દત્તમહામાલામંત્ર' બોલાય તેના છાપેલા કાગળ બધા બ્રાહ્મણો સામે રાખી બોલતા- નવો નવો તે મોઢે નહીં. ત્યાંના યજ્ઞમાં ભાગ લેવા આવેલા એક ભક્તે મોટાને કહ્યુંઃ આ તો બ્રાહ્મણોએ મોઢે બોલી હોમાવવો જોઈએ. મુ.મોટાએ કહ્યુંઃ નવો નવો છે તે બધાંને મોઢે નથી. કહો તો હું બોલી બતાવું. પેલા ભાઈએ કહ્યુંઃ તમે તો આચાર્ય છો. હું તો અન્યની વાત કરું છું.

આ યજ્ઞમાં યજમાન તરફથી આચાર્ય માટે કિમતીમાં કિમતી વસ્ત્રો વગેરેથી સ્થાપનો પૂરાવેલાં. યજ્ઞ પૂરો થયા પછી મુ.મોટાએ કહ્યુંઃ તમારા ગોરને બોલાવો. ગોર આવ્યા એટલે મુ.મોટાએ એ બધાં સ્થાપનો ગોરને આપી કહ્યુંઃ આના ઉપર તો તમારો હક કહેવાય. પેલા યજમાને કહ્યું કે તમો નારેશ્વરથી આવ્યા. આટલો સરસ પ્રયોગ કરાવ્યો એટલે તમને દયાનમાં રાખી સ્થાપનોની સામગ્રી લાવ્યા હતા. મુ. મોટાએ કહ્યું કે તમારો ભાવ છે એ જ બસ છે. હું તો પૂ. રંગ અવધૂતજીએ મોકલ્યો એટલે આવ્યો છું.

આ વાત પાછળથી જાણી પૂ.બાપજીને ખૂબ જ આનંદ થયો હતો. બોલ્યાઃ નારેશ્વરનો આચાર્ય આવો જ હોય!

## જરૂર પડે મળશે

એક વખત હું પૂ.શ્રી સામે એકલો જ બેઠો હતો. એકાએક પૂ.શ્રીએ પૂછ્યુંઃ ધીરુ, તને કેટલો પગાર મળે છે? મેં કહ્યુંઃ બાપજી, ૨૧૫ + ૭૦ મોંઘવારી. તે વખતે લેક્ચરરના પગારના સ્કેલ ઓછા!

પૂ.શ્રી થોડી વાર મૌન રહ્યા. પછી મને કહેઃ ધીરુ, કંઈ બહુ કુકા ભેગા થાય તેવું નથી. મેં કહ્યુંઃ બાપજી, ભેગા કરીને શું કામ છે? પૂ.શ્રીએ તરત જ કહ્યુંઃ ના, ના, એમ તો તને જરૂર પડશે ત્યારે આવી મળશે!

સાચે જ એ વચનો મેં સાચાં પડતાં અનુભવ્યાં છે. દરેક પ્રસંગે અચાનક કંઈ એવું બનતું કે પ્રસંગ ઉકલી જતો. શ્રીપાદને આગળ ભણવા બેલગામ કોલેજમાં મૂકવાનો હતો. ત્યાં એડમિશનમાં દાન આપવાની રકમનો પ્રશ્ન હતો. ત્યાં જ પિતાજીએ મૂકેલાં સર્ટિફિકેટ્સની રકમ આવી ને પ્રશ્ન ઉકલ્યો. શ્રીપાદના જનોઈનો પિતાશ્રીએ જ ખર્ચ કરેલો; ભણવાને માટે પણ એમણે જોગવાઈ કરી.

## વડોદરાના ઘરનું રીનોવેશન

જૂના વખતની સોસાયટીનું મકાન. નવી ઢબે તૈયાર કરવાનું નક્કી થયું. અમોએ અ.સૌ. ઈન્દુની નોકરીનું અર્ધું પેન્શન લીધેલું નહિ. એથી એનું એરિયર્સ આવ્યું અને પ્રશ્ન ઉકલ્યો. જૂના મકાનમાં પણ અ.સૌ. ઈન્દુનો હિસ્સો મોટો હતો. નવામાં પણ રહ્યો!

## ઓપરેશન

એપિન્ડીક્સનું ઓપરેશન આવ્યું. નિષ્ણાત ડૉક્ટરના અપટુડેટ હોસ્પિટલમાં અઠવાડિયું દશ દિવસ રહ્યો. મારા ખાતામાં પૈસા હતા તે કરતાં થોડો વધુ ખર્ચ થયો. બીલ ભરવા જતી વેળા શ્રીપાદને વિચાર આવ્યો કે પપ્પા તો કહે છે પૂ.શ્રીએ કહ્યું છેઃ જરૂર પડશે આવી મળશે. અહીં તો એમના પૈસા ખૂટ્યા!

પણ બીલ ભરવા ગયો ત્યારે ખબર પડી કે ક્લાર્કની ભૂલ નહીં પણ ડૉક્ટર સાહેબ એને ચાર્જ ઓછો લેવાનો છે તે કહેવાનું ભૂલી ગયા હતા! પૈસા ઓછા થયા. જો કે આમાં નિમિત્ત બન્યા હતા ડૉ. શૈલેષ ત્રિવેદી. ડૉક્ટર તેમના મિત્ર હતા!

## પૂ.શ્રી સાથે

પૂ.શ્રી પૂ.માજીના આવાસે ભિક્ષા માટે જતા. ઘણી વાર હું એમની સાથે જતો. તે ભિક્ષા કરતા તે જોતો. પૂ.શ્રી વાતો કરતા જાય અને ખાતા જાય. તેઓ લીંબુ નીચોવે તે એકલું દાળમાં જ નહીં, બધી જ વાનગીમાં નીચોવે! સ્વાદની સ્પૃહા નહીં. શાક કર્યું હોય તો તે માત્ર રોટલી સાથે ખાય એવું નહિ. ભાત દાળ સાથે પણ લે. પૂ.માજી સાથે જ વાત કરે એમ નહીં, એમની સેવામાં રહેતી બહેનો સાથે પણ ગમ્મત કરે. એક વાર એક બહેને જોયું કે બાપજીએ આજે દહીં વધારે ખાધું. દહીં ભાવ્યું લાગે છે! બહાર આવી બીજી બહેનોને વાત કરી. તે દિવસથી પૂ.શ્રીની દહીં ઉપરથી રુચિ જ ઊઠી ગઈ!

મુ. મોદીકાકાના મતે પૂ.શ્રીને નજર તરત જ લાગી જતી તેથી આવું થયું! મને થતું કે પૂ.માજીએ પૂ.શ્રીના કપાળમાં નજર ન લાગે તે માટે છૂંદણું છુંદાવ્યું હતું તે શું હવે કામ નહીં કરતું હોય? પછી વિચાર આવે કે તે તો શારીરિક નજર ન લાગે તે માટેનું હતું! પણ પછી પાછો વિચાર આવે કે પૂ.શ્રીને ભાવ્યું એવો વિચાર ભક્તને આવે તે ભક્તને સૂચવવા માગતા હોય કે અવધૂતને તો ભાવતું, ન ભાવતું કંઈ છે જ નહિ. દહીં જ બંધ કરી દે!!

## લાંગૂલચાલન

પૂ.શ્રી અને પિતાજી વાતો કરતા હતા. વચમાં પૂ.શ્રી બોલ્યાઃ લાંગૂલચાલન! પ્રાગજીકાકાને એ કંઈ સમજણ પડી નહીં. મોટાને પૂછયુંઃ જોષી, એ શું? પૂ.શ્રીએ કહ્યું કે એ સંસ્કૃત છે. તમને નહીં સમજાય!

મૂળ તો એ ભર્તૃહરિનો શ્લોક હતોઃ

લાંગૂલચાલનમધશ્ચરણાવપાતં
ભૂમૌ નિપત્ય વદનોદરદર્શનં ચ ।
શ્વાપિંડદસ્ય કુરુતે, ગજપુંગવસ્તુ
ધીરં વિલોકયતિ ચાટુશતૈશ્ચ ભુંક્તે ॥

રોટલાને ખવડાવવા આવતા માણસ આગળ કૂતરો પૂંછડી પટપટાવે છે. પગ લાંબા કરી પગે લાગે છે- ભૂમિ પર પડી મોઢું ને પેટ બતાવે છે. જ્યારે હાથી

એવું કંઈ કરતો નથી. એ તો અનેક ચાટુ વચનો મહાવત કહે પછી પણ પહેલાં તો શાંતિથી જોયા કરે છે પછી જ ખાય છે!

આમાં ચાપલુસી કરનારા જેને મસ્કો મારવો કહે છે, તેવા માણસની વાત કરાઈ છે.

પછી તો આવું કંઈક આવે કે પૂ.શ્રી કહેઃ મિસ્ત્રી! લાંગૂલચાલન આવ્યું!

## ગંગાવતરણ

કુંભારિયા- સુરત નજીક પૂ.શ્રીનો મુકામ. હું દર્શને ગયો હતો. પૂ.શ્રી બપોરનું સ્નાન કરવા જતા હતા. મને કહે ચાલ, તને અમારું ગંગાવતરણ બતાવું!

હું ગયો. પૂ.શ્રી કૂવા પર મૂકેલા પંપને ચાલુ કરાવી એક સેવક પાસે રબરની પાઈપથી પોતાના ઉપર પાણી રેડવા કહે. એ રીતે પૂ.શ્રી નહાય. એને તેઓ ગંગાવતરણ કહેતા.

## ઘોરકષ્ટોદ્ધરણ સ્તોત્ર

ઘોર-કષ્ટોદ્ધરણ સ્તોત્રમાં એક શ્લોક છેઃ ધર્મે પ્રીતિં સન્મતિં દેવભક્તિં, સત્સંગાપ્તિં દેહિ ભુક્તિં ચ મુક્તિમ્ । ભાવાસક્તિં ચાખિલાનંદમૂર્તે ઘોરાત્ કષ્ટાદુદ્ધરાસ્માન્ નમસ્તે ॥ ૫ ॥

એક જણે પૂ.શ્રીને પૂછ્યુંઃ સ્વામી મહારાજ જેવા પણ આવી માગણી ભગવાન પાસે કરે છે! આશ્ચર્ય!!

પૂ.શ્રીએ કહ્યુંઃ એ સ્તોત્ર ભક્તો માટે લખાવેલું છે. પૂ.શ્રીએ આ વાત મને કહી. મેં પણ કહ્યુંઃ બાપજી, એમાં સ્પષ્ટ જ ઉલ્લેખ છે. લોકમંગલવર્ધનમ્- લોકોના મંગલને વધારનારું. વળી અંદર ‘અસ્માન્’ બહુવચનનો પ્રયોગ છે- સ્વામી મહારાજે પોતાને માટે માગ્યું હોત તો એકવચન હોત. પૂ.શ્રી મૌન રહ્યા.

## મનગમતી ભેટ

મારી રાત્રી કથાના અંતે ગામના ભક્તોએ મને બે ચીજ બતાવી કહ્યુંઃ તમને ગમે તે એક આપવાની છે. પસંદ કરો. મેં બાપજીને વાત કરી. પૂ.શ્રી

બોલ્યા કે અમે પણ શ્રી શંકરાચાર્યજીને આવી જ પસંદગી કરવાનું કહેલું. તને ગમતી ચીજ લેવામાં વાંધો નથી!

## ગુજરાતી શબ્દોનું હિન્દી

'સદ્‌બોધ શતક'ની ટીકામાં પૂ.શ્રીએ ભાષાયામ્ એમ લખી તેનો ગુજરાતી શબ્દ મૂક્યો હતો. છપાતું હતું ત્યારે પ્રૂફો હું જોતો હતો. મને કહેલું કે જ્યાં ભાષાયામ્‌માં ગુજરાતી શબ્દ મૂકાયો હોય ત્યાં ત્યારે હિન્દી શબ્દ મૂકવો.

હું રાજપીપળામાં સમૂહ જનોઈ વખતે ૫૦ કોપી લઈને ગયો. પૂ.શ્રીએ એ સમગ્ર જોઈ ગયા. પછી મને કહ્યુંઃ ગુજરાતી સોગટુ-નું હિન્દી મ્હોરું થાય- 'પાશ' નહીં. પાશ તો જે ફેંકીને રમાય તેને કહેવાય. મ્હોરું ચલાવવાનું હોય છે. પછી બધી ચોપડીઓમાં બાઈન્ડિંગ વખતે તે શબ્દ પર નાની ટીકડી ચોંટાડી સુધારી લેવાયું. મને પૂ.શ્રીએ ચોપડી ઝીણવટથી વાંચીને પાઠ ભણાવ્યો કે કંઈ પણ વાંચો તે ઝીણવટથી વાંચો અને શબ્દોના સૂક્ષ્મ અર્થભેદ પણ જાણો!

## છાત્રપ્રેમી

હું નવો સવો. પૂ.શ્રીને પૂછ્યુંઃ સાકેત એટલે? પૂ.શ્રીએ કહ્યુંઃ અયોધ્યા. એક વખત પૂછ્યુંઃ બાપજી! પ્રાદુર્ભૂતઃ શૂલખટ્‌વાંગધારી- એમાં ખટ્‌વાંગ એટલે? પૂ.શ્રીએ કહ્યુંઃ ખાટલાની ઈસ જેવું આયુધ.

ખરું જોતાં તેઓ મને કહી શક્યા હોત કે કોશ ઉઘાડીને જો. પણ તેઓ છાત્રપ્રેમી હતા. એક શિક્ષક વિદ્યાર્થીને પ્રેમથી જેમ ઉત્તર આપે તેમ મને પણ જવાબો આપ્યા.

મારા પિતાજી પણ આ રીતે પૂજ્યશ્રીને પૂછતા. તેમના રંગહૃદયમ્‌માં એમના જ હસ્તાક્ષરોમાં પૂ.શ્રીએ બતાવેલા અર્થ લખાયેલા મેં જોયા છે. અર્થ જ નહીં; છંદોનાં નામ પણ તેમણે પૂછેલાં છે તે પણ છે.

## પાલખી-છડી

એક દત્તજયંતી ઉપર પૂ.શ્રીને વિચાર આવ્યો કે આજે ભગવાનની પાલખી કાઢીએ. પ્રસિદ્ધ દત્તધામોમાં પાલખી નીકળતી એમણે જોએલી.

પણ પાલખી લાવવી ક્યાંથી? વળી તાત્કાલિક એવી મળે પણ ક્યાં? મુ. મિસ્ત્રીકાકાએ એક ઝાડની વાંકી ડાળી શોધી કાઢી કાપી લીધી. એને ઊંધો બાજઠ બાંધી દીધો. ભગવાનને ચઢેલા હારોથી શણગારી દીધું! પૂ.શ્રીએ મુ. મિસ્ત્રીકાકાની કોઠાસૂઝને વખાણી!

પાલખી નીકળી. પૂ.શ્રીએ પોતે મશાલ ઝાલી હતી. ભક્તોએ કોઈએ ચામર હાથમાં લીધી તો કોઈએ પાલખી ઊંચકી; કોઈએ ભજનો ગાયાં તો કોઈએ ઝીલ્યાં! તે વખતે પૂ.શ્રીએ ભગવાન દત્તની છડી લખી જે આજે પણ નારેશ્વરમાં ગવાય છે. "અખંડભૂમંડલાચાર્ય, વૈદિકધર્મપ્રચારક, યોગ-માર્ગ પ્રવર્તક, અત્રિવરદ અનસૂયાનંદન, પરબ્રહ્મસ્વરૂપ શ્રીમદ્ દત્તાત્રેયાવધૂતો વિજયતેતરામ્, વિજયતેતરામ્, વિજયતેતમામ્!"

પછી બાપજીની છડી કોણે લખી તે ખબર નથી પણ મુ. વિષ્ણુકાકા મને કહેતા કે બાપજીની લખેલી છડી બોલવાની મૂકીને બીજાની લખેલી શું કામ બોલો છો? એમના મતે એક જ છડી બોલાવવી જોઈએ. પણ પૂ.શ્રીની જુદી લખાઈ અને બોલાતી હોય તેમાં શું? એ છડી ચાલુ જ છે.

પછી પૂ.માજીની છડી વિદ્યાભાસ્કર શ્રી મણિશંકર પંડિતજીએ લખી, સ્વામી મહારાજશ્રીની પ્રા. શિવુભાઈ દવેએ લખી અને નૃસિંહ સરસ્વતીની છડી ગાણગાપુરનાં પારાયણો વખતે મેં લખી!

પૂ.માજીના નવરાત્રમાં પહેલાં પ્રચલિત સોને કી છડી, રૂપેરી મશાલ, જરિયનકા જામા વગેરે કમળાબહેન વગેરે બોલતાં!

## ગહરીલાલની શંકર-છડી

અહીં નારેશ્વરમાં રહી ગાયત્રીનું અનુષ્ઠાન કરતા શ્રી ગહરીલાલજી યાદ આવે. તેઓ શાંતિનિકુંજના ઓટલે કે અન્યત્ર શંકરની છડી બોલતાઃ

ચાર ચાવલ ચડાવે તો ચક્રવર્તી કર દે વગેરે.

પ.પૂ. સ્વામી મહારાજે દ્વિસાહસ્રીમાં સંસ્કૃતમાં એવા ભાવના શ્લોકો લખ્યા છે.

પાપક્ષયોઽસ્યાભિષેકાત્ સામ્રાજ્યં પીઠપૂજનાત્ ।
ગન્ધાદિદાનાત્ સૌભાગ્યં સૌગન્ધ્યં ધૂપદાનતઃ ॥ ૧૭.૭૬

દીપાત્ કાંતિર્ ભોજ્યદાનાદ્ભુક્તિસ્તામ્બૂલતો રમા ।
નત્યા પુત્રર્થ ઐશ્વર્યં જપાદ્ બ્રાહ્મણભોજનાત્ ॥
સર્વતૃપ્તિઃ કોશવૃદ્ધિર્ હોમાલ્ લભ્યાખિલં સ્તવાત્ ।
તદ્વ્રતં કુર્વિતિ પ્રોક્તા સાક્ષાત્ કન્યાકરોદ્ વ્રતમ્ ॥ ૭૭-૭૮

## ઘર એ મંદિર

પ્રા. નારાયણભાઈ પટેલ મારા કરતાં પહેલાં વિદ્યાનગર ગયા હતા. ત્યારે ત્યાં કોઈ મંદિર જ નહિ! પૂ.શ્રીને એમણે વાત કરતાં કહ્યુંઃ બાપજી, અહીં તો એક પણ મંદિર નથી!

પૂ.શ્રીએ કહ્યુંઃ આપણું ઘર એ મંદિર! ભજન કરતા રહેવું. ત્યાં પછી થોડા જ સમયમાં ૐકારેશ્વરનું મંદિર થયું જેમાં સરસ્વતી અને દત્તાત્રેયનાં નાનાં મંદિરો આજુબાજુ થયાં. પછી તો પાછળ પૂ. સાઈબાબાનું મંદિર થયું, ગાયત્રીનું થયું વગેરે.

હું એ મંદિરની ટેમ્પલ કમિટિમાં હતો ત્યારે એમાં કેટલાંક સંસ્કૃત સુભાષિતો શ્લોકો વગેરે પસંદ કરી ચિતરાવ્યાં હતાં! દત્ત ભગવાનની મૂર્તિ ખંડિત થઈ તેને બદલવામાં આવી. પછી તો પૂ.શ્રીની પ્રતિમા તથા પાદુકાજી, પ.પૂ. સ્વામી મહારાજની મૂર્તિ પણ અમો શ્રી નારાયણભાઈ, રવિશંકર આચાર્ય વગેરે ચાલતા લઈ આવેલા. પૂ.શ્રી પધાર્યા ત્યારે એમના વરદ હસ્તે ઔદુંબર પણ રોપાવ્યો હતો. આ કમિટિના પ્રમુખ માનનીય શ્રી એચ. એમ. પટેલ હતા. આટલી નાની કમિટિનું બજેટ પણ તેઓ ભારત સરકારનું બજેટ ગોઠવતા હોય તેટલી નિષ્ઠાથી ઘડતા!

## જલંધર માટે સ્તોત્ર

મૂળ ભાદરણના તેથી ભાદરણના ભાઈકાકા તરીકે વિખ્યાત શ્રી શંકરભાઈ પટેલના સહવાસથી પૂ.શ્રીના પરિચયમાં આવેલા તે શ્રી હરિકૃષ્ણભાઈ- જે પાછળથી વિદ્યાનગર પ્રોફેસર સોસાયટીમાં રહેતા. એમનાં બાએ મને વાત કરેલી કે અમારા હરિકૃષ્ણની બેબીને જલંધર થયું હતું. મેં બાપજીને કહ્યું કે બાપજી અમારી પટેલોની ન્યાત. આ છોડીને જલંધર થયું છે. શું થશે એનું? કંઈક દયા કરો.

પૂ.શ્રીએ એક સ્તોત્ર બતાવી તે કરવા કહ્યું. જલંધર મટી ગયું. પછી તો હરિકૃષ્ણભાઈએ વિદ્યાનગરથી નારેશ્વર ઊભી પૂનમો ભરેલી. બસમાં જાય પણ જગા મળે તોય બેસે નહિ. ઊભી પૂનમ!

## પ્રીતિ અમેરિકામાં

એ બેબી બેલાની એક બહેન પ્રીતિબહેન. એ પરણીને અમેરિકા ગઈ. ત્યાં એને એક દિવસ પેટમાં સખત દુઃખાવો થયો. એનાં મમ્મી શ્રીમતીબહેને કહ્યુંઃ બેલાને આપેલું સ્તોત્ર કર. પ્રીતિનો દુઃખાવો વધ્યો. ડૉક્ટરોએ ઓપરેશન કરવાનો નિર્ણય કર્યો. એ ગંભીર ઓપરેશન પણ આ સ્તોત્રના પ્રભાવે સફળ રહ્યું. ઓપરેશનના દિવસે નડિયાદના સંતરામ મંદિરના મહંત શ્રી નારાયણદાસજીને ફોન કરી આશીર્વાદ માગ્યા હતા તો મળ્યા હતા. એ પ્રીતિબહેન અમેરિકાથી નારેશ્વર પણ આવતાં રહે છે. સાસરે શ્રી સ્વામીનારાયણ ભગવાનની ભક્તિ છે.

## પૂ.શ્રીની હાજરી

એક વખત તે નારેશ્વર આવી. ઘણા વખતે સુમનકાકાનું કુટુંબ મળ્યું. તેથી જયદેવ તેની બહેન મળ્યાં. તેથી ત્રણે જણે મોડી રાત સુધી વાતો કર્યા કરી. પ્રીતિએ કહ્યુંઃ આપણે આખા નારેશ્વરમાં એકલા જ જાગતા છીએ! જયદેવે કહ્યુંઃ ચોથા બાપજીને કેમ ભૂલો છો?

થોડીક જ વારમાં પૂ.શ્રીની હાજરી વર્તાઈ. કોઈ લાકડી ઠોકતું જતું હોય એમ સંભળાયું! અવાજ એમની પાસેથી પસાર થઈ દૂર સુધી ગયો! આવું બે-ત્રણ વાર બન્યું!

## પૂર્વાશ્રમના નાનાભાઈ

પૂ.શ્રી નારેશ્વર આવ્યા તે અરસાની વાત એમના નાનાભાઈ શ્રી નારાયણભાઈને કોઈએ કટાક્ષમાં પૂછયુંઃ અરે નારાયણ! તારો મોટોભાઈ બાવો થઈ ગયો? નારાયણભાઈએ કંઈ જવાબ ન આપ્યો.

પૂ.શ્રીને ખબર પડી ત્યારે તેમણે પ્રતિભાવ આપતાં કહ્યુંઃ હું નારાયણની જગા પર હોઉં તો પહેલાં તે પૂછનારને એક તમાચો મારું ને પછી પૂછું કે તમારે ત્યાં એ બાવો માગવા તો નથી આવ્યો ને!!

## ગાડીમાંથી વાડીમાં દર્શન

પૂ.શ્રીનો મુકામ રાજપીપળા મિસ્ત્રીકાકાની વાડીમાં થયો હતો. મુકામ ઊઠ્યા પછી મારા પિતાજી, પ્રાગજીકાકા રેલવેમાં બેસી બહાર જતા હતા. ત્યાં એમને એમની વાડી જે સ્ટેશનની નજીક જ હતી. તેમાં પૂ.શ્રી વસ્ત્ર સૂકવી રહ્યા છે એવાં દર્શન થયાં! પૂ.શ્રીને વાત કરતાં પૂ.શ્રી કહેઃ તમને એવું થાય! હું કંઈ ત્યાં ગયો નહતો!!

## અવધૂતી નિયમ

પૂ.શ્રી નારેશ્વર આવ્યા ત્યારથી એક નિયમ રાખેલો કે જતાં આવતાં સ્ટેશને ચાલીને જ જવું, કોઈનું ગાડું મંગાવવાનું નહિ! ખેડૂતોને અનેક કામ હોય!

એ નિયમ જીવતાં સુધી તેમણે પાળ્યો. ચલાતું નહિ તે વખતે તેઓ નાવડીમાં કોરલ જતા અને ત્યાંથી ગાડી પકડતા.

એમની જરૂરિયાતો વિષે એ કદી કોઈની પાસે કશું માગતા નહીં. પરમાત્મા મોકલશે એવો અડગ વિશ્વાસ! અરે! અમુક માણસનું કામ હોય તોય સંદેશો મોકલે નહિ! તે જાય એટલે કહેઃ ચાલો તને ભગવાને મોકલ્યો! મારે તારું થોડું કામ છે!

### ભગવાન

પૂ.શ્રી કેટલાક લેભાગુ પોતાને ભગવાન ગણાવતા, તેના સંબંધમાં કહેતાઃ **ભ** = ભડવો, **ગ** = ગધેડો, **વા** = વાનરો અને **ન** = નાગો. એવો જ હ.ભ.પ.નો અર્થ કહેતા. હ = હસવું, ભ = ભસવું અને પ = પસ્તાવું!

એક માજી દર્શને આવ્યાં. તેમને દેખાતું પણ ઓછું. પૂછ્યુંઃ બાપજી, ક્યાં છો? પૂ.શ્રીએ કહ્યુંઃ માજી, આ બાજુ આવો. હું અહીં છું. માજી દર્શન કરી

ગયાં. પૂ.શ્રી બોલ્યાઃ મારાં માજી પણ આવાં જ હતાં! અને બોલતાં બોલતાં ગળગળા થઈ ગયા! આંખમાં બે-એક અશ્રુબિંદુ પણ ચમક્યાં! આસપાસ બેઠેલી વ્યક્તિઓ આ જોઈ માનભેર અવધૂતજીને નિહાળી રહ્યા. આ પ્રસંગ આણંદના પ્રસિદ્ધ ગાયત્રી ઉપાસક અને મારા એક વખતના શિક્ષકમિત્ર શ્રી ઉમિયાશંકર ઠાકરે મને કહેલો.

## સ્વકષ્ટાર્જિત ખાઓ!

નડિયાદના શ્રી અશ્વિનભાઈ સોની, હાલ તો તેઓ પરિવારમાં સક્રિય છે. પણ બહુ પહેલાં તેમણે મને વાત કહી.

હું પૂ.શ્રીનાં દર્શને પહેલવહેલો ગયો હતો. પૂ.શ્રીએ પૂછ્યુંઃ શું કરો છો? મેં કહ્યુંઃ બાપજી, કોર્ટમાં ટાઈપિસ્ટ છું. પૂ.શ્રીએ પૂછ્યુંઃ તો તો ઉપરની આવક થતી હશે!

મેં જવાબ આપ્યોઃ હા, બાપજીની દયા છે!

પૂ.શ્રી એકદમ તાડૂક્યાઃ શું બાપજીની દયા છે? પૂરું ન થતું હોય તો ટાઈપિસ્ટ છો. વધારાનું કામ કરી કમાઓ. હરામનું ખાવ નહીં.

અશ્વિનભાઈએ મને કહ્યુંઃ ધીરુભાઈ, ત્યારથી મેં બધું છોડી મહેનત કરવા માંડી. આજે હું સુખી છું.

## લીલું બળે ને સૂકું રહી જાય!

નારેશ્વરના વિશ્વકર્મા તરીકે પ્રખ્યાત થએલા શ્રી પ્રાગજીભાઈ મિસ્ત્રી એક વખત મોટર લઈ પૂ.શ્રીનાં દર્શને ગયા હતા. સામે વેળુગામે મોટર મૂકી હોડીમાં નારેશ્વર ગયા. પૂ.શ્રી સાથે આ વાત, તે વાત ચાલ્યા કરી. પૂ.શ્રીએ કહ્યુંઃ મિસ્ત્રી હવે ઊઠો! મિસ્ત્રીકાકાએ કહ્યુંઃ બાપજી, મોટર લઈને આવ્યા છીએ. હમણાં પહોંચી જઈશું. પૂ.શ્રી કહેઃ મિસ્ત્રી! સૂકું બળે ને લીલું રહી જાય! જાવ, જલદી. મિસ્ત્રીકાકાને કંઈ સમજાયું નહીં છતાં ઊઠ્યા. પૂ.શ્રીએ પ્રસાદ આપ્યો. વેળુગામથી પોતાની ગાડી લઈ રાજપીપળા પહોંચતા અગાઉ તેમણે જોયું કે પુલ પાસે ભયંકર આગ લાગી છે. નજીક ગયા તો જોયું કે પોતાની વાડીની બાજુના જ પીઠામાં આગ લાગેલી! લીલાં ઝાડ સુદ્ધાં બળી ગયાં

હતાં. પણ પોતાની લાકડાની લાટીમાં સહેજ પણ નુકસાન નહીં- તણખો પણ નહીં! ત્યારે સમજાયું કે લીલું બળી જાય ને સૂકું રહી જાય. ભક્ત માટે ભગવાન સદાય હાજર! આ મિસ્ત્રીકાકાએ ઘેર એક થેલી તૈયાર જ રાખેલી. કંઈક સંકેત જેવું લાગે કે તે થેલી લઈ ચાલવા માંડે. ઘરનાં સમજે કે ચાલ્યા નારેશ્વર.

## હાથ લોહીવાળા

શ્રી કનુભાઈ જાની. ફોટોગ્રાફર. પૂ.શ્રીના ફોટા પાડે- પૂ.શ્રી એમને ખોટોગ્રાફર કહે! અનન્ય ભક્ત. એમનાં પત્નીને પેટમાં ગાંઠ હતી. ભયંકર દુઃખાવો થાય. પૂ.શ્રીને ઉભય દંપતીએ પ્રાર્થના કરી. પૂ.શ્રી વહારે ધાયા. અદશ્ય રીતે ગાંઠનું ઓપરેશન કર્યું. રાહત થઈ. તે રાત્રે તેમણે મુ. મોદીકાકા પાસે હાથ ધોવા પાણી માગ્યું હતું! જ્યારે કનુભાઈ સપત્નીક પગે લાગવા ગયા ત્યારે પૂ.શ્રી બોલ્યાઃ કેમ હાથ લોહીવાળા કરાવ્યા ને? ત્યારે ખબર પડી કે તે દિવસે ગાંઠ કંઈ એમ જ ફાટી ગઈ ન હતી!

## દૂરશ્રવા

પૂ.શ્રીને દૂરનું દેખાતું ને સંભળાતું! એક વાર પૂ.શ્રી ને મુ. મોદીકાકા ગુફા પાસે બેઠા બેઠા વાતો કરતા હતા. ત્યાં તો રોન ફરનારે દશના ટકોરા પાડ્યા. મુ. મોદીકાકાએ કહ્યુંઃ ભગવન્, આપ પધારો. આરામ કરો.

પૂ.શ્રી તોય બેઠા રહ્યા. બીજી ત્રીજી વાર કહ્યું છતાં ઊઠ્યા નહીં. મુ. મોદીકાકાએ બહુ આગ્રહ કરતાં તેઓશ્રી બોલ્યાઃ આ પણે ઉમલ્લામાં ભજન ચાલે છે તે પૂરું થાય પછી ઊઠું છું!!

જ્યારે ઉમલ્લાનું મંડળ નારેશ્વર આવ્યું ત્યારે મુ. મોદીકાકાએ એમની ધૂળ કાઢી નાખતાં કહ્યું કે ભજન કરવાં પણ દશ વાગે બંધ કરવાં. જલસાની માફક મોડી રાત સુધી ગાયા નહીં કરવું! અહીં પૂ.શ્રીને કેટલી તકલીફ પડે છે!

## ગુરુવારની વારી

મીઢોળ, ઉમલ્લા, વેળુગામ ને સાયરના ભક્તો બુધવારે સાંજે આવે, ભજન કરે અને ગુરુવારે સવારના ધૂન કરી પરત જાય. એવી વારી ચાલે.

પૂ.શ્રીએ એમને કહેલુંઃ ઘેરથી નીકળો ત્યારે 'ગુરુદેવ દત્ત' બોલી નીકળવું જેથી મને ખબર પડે કે તમો નીકળ્યા. અહીં આવતા સુધીની તમારા રક્ષણની જવાબદારી મારી! અહીં આવો ત્યારે 'ગુરુદેવ દત્ત!' બોલવું કે જેથી મને ખબર પડે તમો આવી ગયા. આવું જ જતી વેળા અને ઘેર પહોંચીને બોલવું. પૂ.શ્રી દૂરશ્રવા એટલે આ બધું સાંભળે અને ભક્તોની કાળજી રાખે.

## સેવા કરનાર ભક્તો

મુ. પ્રાગજીકાકા અહીં આવે જાય. કામ ચાલતું હોય તો ઘણો વખત રહે. એ કારીગર એટલે એમને સવારે કામ ચઢતાં પહેલાં નાસ્તો જોઈએ. મુ. મોદીકાકા કહે કે એમ વહેલી સવારે શાની ભૂખ લાગે છે! મિસ્ત્રીકાકા કંઈ કહે નહિ. નાસ્તો ન મળે તો પોતાની પાસેનાં બિસ્કીટનાં પેકેટથી ચલાવી લે!

એવું જ શ્રી નંદલાલકાકાનું. રૂમ પર તે વખતે નવો નીકળેલો દિવેટવાળો સ્ટવ રાખેલો. એ અવાજ વગર સળગે. એના પર ખીચડી, મગ કે ભાખરી બનાવી લે. જમીને તરત જ પ્રાર્થનાખંડના ઓટલે બેસે. કદાચ બપોરે પૂ.શ્રી કે પૂ.માજીને જરૂર પડે તો મદદે જવાય! પણ સવારે વહેલા ઊઠ્યા હોય તેથી ક્યારેક ઝોકું આવી જાય! તે જ વખતે મુ. મોદીકાકા આવ્યા હોય! આમ કશું કહે નહિ પણ બીજે દિવસે બોર્ડ હોયઃ પ્રાર્થનાખંડના ઓટલે સૂવાની મનાઈ છે!

નંદલાલકાકા ઘણી વાર કોઈ ભક્ત મોડો આવ્યો હોય, ભૂખ્યો હોય તો પોતાની ભાખરી કે મગ તેને આપી દેતા.

અલવણીદાદા નારેશ્વર આવ્યા. પૂ.શ્રીએ કહ્યુંઃ સર્વદમનને તમારે કર્મકાંડ શીખવવું. સવારે ઔદુંબર નીચેની દત્તની પાદુકાઓની પૂજા કરવી.

રાત્રે તેઓ ભજનમાં જાય અને ત્યાં થતી આરતી પણ ઉતારે. એમને ચાની ટેવ તે રસોડેથી ખાંડ, ચા, દૂધ લે અને પોતે બનાવી લે. મારા જેવા ગયા હોય તેને પણ પાય. પહેલાં નારેશ્વરમાં ચા મૂકાતી નહીં. પબ્લીક બધી હોટેલમાં જઈ પીતી.

ચા મૂકવાની વાત આવી તો મારા પિતાજી પૂ.શ્રીની વાત કહેતાઃ પૂ.શ્રીએ વાત નીકળતાં કહેલું કે આપણે બધાંને ચા પાઈએ. પણ ચાદાની કેટલી મોટી જોઈએ! પછી પિતાજી ઉમેરતાઃ હવે તે સમજાય છે. અહીં ચા ઉકળ્યા જ કરે છે! કેટલું મોટું તપેલું ચઢે છે!!

આ દાદા એક નાની સરખી રૂમમાં રહેતા. બપોરે ગરમી પડે તો હાથના પંખાથી પવન નાખતા જાય અને વાતો કરતા જાય. એ કર્મકાંડના જ માત્ર નહિ, ગીતા વગેરેના પણ અભ્યાસી. મને એમના જ્ઞાનનો લાભ ઘણી વાર મળતો.

એમણે પૂ.માજી બ્રહ્મલીન થયાં ત્યારે ચિતાગ્નિ પાસેની બધી વિધિ પૂ.શ્રી પાસે કરાવી જે પૂ.શ્રીએ કરી પણ ખરી. પછી ક્રિયા માટે મોરટક્કા ગયા તો ત્યાં પણ પૂ.શ્રીને આમ નહીં, આમ દર્ભ મૂકો કહી કર્મકાંડના નિયમો પાળી, પળાવી ક્રિયા કરાવી. તેથી જ પૂ.શ્રી બ્રહ્મલીન થયા ત્યારે તેમને હાથે જ અગ્નિસંસ્કાર થયો.

ક્રિયા પૂરી થઈ. પૂ.શ્રીએ પૂછયુંઃ શું દક્ષિણા આપું? દાદાએ કહ્યુંઃ તમારી પાદુકા આપો. પૂ.શ્રીએ આપી કહ્યું કે તમારે માટે જ છે. બીજાને પૂજા માટે આપવી નહીં. દાદાએ એ શરત પાળી. છેલ્લે તેમણે નવાગામના મંડળને આપી. નવાગામ મંડળના કમળાબહેને વગેરેએ ચાલતાં તેમણે આપેલી પાદુકા લઈને ત્યાં પધરાવી. આજે એ ત્યાં પૂજાય છે. એ સંઘનાં દર્શને હું વાસદ ગયો હતો. કમળાબહેનના પગે છાલાં પડી ગયાં હતાં! પણ ઉત્સાહ જબરો!

અલવણીદાદા પહેલાં એક ગાયત્રી ઉપાસક ગહરીલાલજી પણ નારેશ્વર રહેલા. તે ભજનની આરતી સુધી હાજર. આરતી ઉતારીને જ સૂવા જાય! એમના ગામમાં આજે પણ તેઓ સંત તરીકે પૂજાય છે! આવા સેવકોથી નારેશ્વર ઉજળું છે!

## ચોખા પાકશે ત્યારે

રંગપુરા મહીજ પાસેનું ગામ. મીંઢોળ દીવેરના કેટલાક ખેડૂતો ત્યાં રહે. પૂ.શ્રીનો મુકામ થયો. જતી વેળા પૂ.શ્રીને તેઓએ પૂછયુંઃ પૂ.શ્રી, ફરી ક્યારે પધારશો? પૂ.શ્રીએ કહ્યુંઃ તમારે ત્યાં ચોખા પાકશે ત્યારે!

એક આખાબોલા ખેડૂતે કહ્યુંઃ બાપજી, ન આવવું હોય તો ના કહો. અમારે ત્યાં વળી ક્યારે ચોખા થવાના ને તમો આવવાના? પૂ.શ્રી મૌન રહ્યા.

થોડા જ વખતમાં મેશ્વો નહેર યોજના થઈ અને ચોખા પાકવા લાગ્યા. પૂ.શ્રીના વચનને યાદ કરી આજે પણ તેઓ ચોખા પાકતાં પોતાના ટ્રેક્ટરમાં લઈને નારેશ્વરના રસોડે મૂકી જાય છે! રંગપુરામાં પૂ. મૂળીફોળીના હાથે સ્થાપના થયેલી પૂ.શ્રીની પાદુકાઓ છે.

હવે તો લાલી ચોસર વગેરે સ્થળોએ મંદિર પણ થયાં છે. તે બાજુ હાથીજણ, બીડજ વગેરે સ્થળોએ રંગભક્તિ જામી પણ છે. વાસણા મારગીયામાં તો મોટું શૈક્ષણિક કેન્દ્ર થયું છે. પૂ. બાલ અવધૂતજીની નિશ્રામાં ત્યાં અનેક પ્રવૃત્તિ ચાલતી, ચાલે છે.

## દત્તભક્તિનો મૂગો પ્રસાર

રાજપીપળામાં એક ભક્ત નામે ન્હારસિંહ. અમારા પિતાના મિત્ર શ્રી ગેલબસિંહના મોટાભાઈ. તેમણે શ્રીગુરુલીલામૃત વાંચેલું. નૃસિંહસરસ્વતીની લીલાઓથી પરિચિત. એમને પેટમાં જલંધર જેવો વ્યાધિ થયો. મેડિકલ વિજ્ઞાન બહુ આગળ વધેલું નહિ. વળી આ રાજપીપળા જેવા નાના ગામ સુધી બધું પહોંચેલું પણ નહિ.

તેમણે ગાણગાપુરની બાધા રાખી. મારા પિતા સાથે ગાણગાપુર જવા નીકળ્યા- સગાં પણ ખરાં. પહેલાં ગાણગાપુર જવા માટે મુંબઈ થઈને જ જવું પડતું. હું મુંબઈમાં કાકાઓને ત્યાં રહી ભણું.

બધાં મુંબઈ આવ્યાં. મને થયું કાકાને દવાખાને લઈ જવાને બદલે ગાણગાપુર લઈ જાય છે! બધા ગયા. ત્યાં પાલખીનો ક્રમ રખાવ્યો. પાલખી નીચે ન્હારસિંહકાકા સૂતા. પાલખી ઉપરથી પસાર થઈ. પછી કાકાને ઝાડાની હાજત થઈ. તીર્થ પણ તે વખતે બહુ મોટું નહીં. એક ગટર પાસે કાકાને બેસાડ્યા!

શું થયું ભગવાન જાણે. પણ મળ વાટે બધો રોગ નીકળી ગયો! પંદરેક વર્ષ કાકા જીવતા રહ્યા. હું રાજપીપળા જઉં ને તેમને જોઉં.

આજે એ પ્રસંગ યાદ કરી મને થાય છે કે પૂ.શ્રીએ દત્તભક્તિનો બોલ્યા વગર કેવો નક્કર પ્રસાર કર્યો છે!!

## ધરે રૂપ અનેક

શ્રી મંગળપ્રસાદ પંડ્યા. કોરલમાં માસ્તર. દર ગુરુવારે દર્શને આવે. પૂ.શ્રીએ એક દિવસ પૂછ્યુંઃ માસ્તર, દર ગુરુવારે આવો છો તો રજાનું શું કરો છો? મંગળપ્રસાદભાઈએ કહ્યુંઃ હું રજાનો રિપોર્ટ લખીને આવું છું. કોઈ તપાસ આવે તો બતાવવાનો એમ કહી આવું છું. નહીં તો પછી ફાડી નાખું છું!

પૂ.શ્રીએ કહ્યુંઃ મારાં દર્શન કરવા આવનારે આવું ન કરવું. દર્શન તો માનસિક પણ થાય.

બન્યું એવું કે તે જ દિવસે તે સમયે સ્કૂલમાં નિરીક્ષક આવ્યા. પૂ.શ્રીએ શ્રી મંગળપ્રસાદનું રૂપ લઈ બધું બતાવ્યું! નિરીક્ષક સુંદર શેરો મારી ગયા!

શ્રી મંગળપ્રસાદભાઈએ ગયા પછી બધું જોયું! પછી ક્યારેય એ રીતે ગુરુવારે દર્શન કરવા ગયા નથી!

એમણે શ્રીરંગમંદિરના પ્રથમ પૂજાધિકારી તરીકે સેવા આપી હતી. રોજ વહેલા ઊઠી નહાઈ ધોઈ ચારનો ઘંટ તેઓ જ વગાડે! પૂ.શ્રીના સ્નાનનું પાણી જાતે જ લાવે. થાળ પણ તેમને ત્યાં જ થાય. ત્રણ સમય બરાબર સાચવે. રાત્રે ભજનમાં પણ હાજર હોય જ!

## અમદાવાદમાં

સરખેજના શ્રી નરહરિપ્રસાદ ત્રિપાઠી! શ્રીગુરુલીલામૃત ત્યાં છપાય તેનાં પ્રૂફ જોવા પૂ.શ્રી અમદાવાદ રહ્યા હતા. એક રાત્રે શ્રી નરહરિભાઈ પ્રૂફ લઈને આવ્યા. પૂ.શ્રીએ પૂછ્યુંઃ નરહરિ! તારી રાતની નોકરી છે અને તું અહીં આવ્યો? નરહરિભાઈએ કહ્યુંઃ અગત્યનાં છે માની લઈ આવ્યો!

બન્યું એવું કે તે જ વખતે નરહરિભાઈ જે મ્યુનિસિપલ નાકા પર નોકરી કરતા હતા તે નાકા ઉપર તપાસ અધિકારી આવ્યા. પૂ.શ્રીએ નરહરિભાઈનું રૂપ લઈ બધું બતાવ્યું. અધિકારી સારી નોંધ લખી ગયા. નરહરિભાઈ પરત ગયા ત્યારે તેમને દીવો થયો કે આજ પૂ.શ્રી ન હોત તો ક્યાં તો ઠપકો મળત અથવા નોકરી જાત!

## શ્રી પિનાકિન ગુરુજી

આવો જ પ્રસંગ વડોદરાના વિખ્યાત પિનાકિન ગુરુજીનો છે જે 'શરણાગતનો તારણહાર'માં નોંધાએલો છે.

મુ. દાસકાકા માટે તેમણે મુસ્લિમનું રૂપ લીધું હતું. અનેક ઠેકાણે ડૉક્ટર બનીને ગયા જાણ્યા છે. આ તો ભક્તોનું જ રૂપ લઈ તેમની જગાએ તેમને બચાવ્યા છે!

## પૂ.શ્રીની સાલસતા

એક વખતે પૂ.શ્રી સાથે સાચર ગયો હતો. પાછા આવતાં રસ્તે એક ખેતર આવ્યું. પૂ.શ્રીએ કહ્યુંઃ જુવાર સારી થઈ લાગે છે! પાસે ચાલતા એક ખેડૂતે કહ્યુંઃ બાપજી, આ તો બાજરી છે!

પૂ.શ્રીએ કહ્યુંઃ લો, આપણને તો બાજરી અને જુવારમાં ખબર જ પડતી નથી! આવું આપણું જ્ઞાન છે!

આમ પણ અવધૂતને મન તો બધું સરખું જ હતું ને!!

## પાદુકાપૂજન બંધ

એક વખત એક કુટુંબ પરદેશથી આવ્યું. પાદુકાપૂજન કરાવ્યું. તેમાં માળી પાસે જે હાર મંગાવેલા તેના પૈસા તેણે વધારે લીધા હોય એમ લાગ્યું. પૈસા અનુસારનાં ફૂલ કે બીજું કંઈ હતું નહિ. પૂ.શ્રીએ એ જાણ્યું. વિચાર કર્યો કે હું પૂજન માટે પાદુકા આપું છું તો એવું થયું ને! મૂલે કુઠારઃ ની નીતિ પૂ.શ્રીએ અપનાવી. પૂજન માટે પાદુકા આપવી જ બંધ કરી દીધી!

એ અગાઉ પૂ.શ્રીએ મુ. મોદીકાકાને એ માળીને બંધ કરી દેવા કહ્યું. પણ મુ. મોદીકાકાએ ભૂલથી કહી દીધું કે આ બીજો પણ બેઠો જ છે ને? પાછું પૂજન ચાલુ થયાનો ઈતિહાસ તો સુવિદિત છે.

## કાંદા વર્જ્ય કેમ?

પ્રા. ચંદ્રશંકર સુર- મૂળ રાજપીપળાના વડોદરામાં વિજ્ઞાનના પ્રોફેસર. ત્યાંનો ટેલિસ્કોપ એમના ચાર્જમાં. એમને એક વખત વિચાર આવ્યો કે કાંદા

કેમ ન ખવાય? તેમણે કાંદાના રસમાં મેગ્નેટ-લોહચુંબક મૂકી રાખ્યું. બે-ત્રણ દિવસમાં જ ચુંબકત્વ ઓછું થઈ ગયું! મનુષ્યની જીવનશક્તિ માટે કાંદા હાનિકારક!

આ જાણી પૂ.શ્રીએ કહ્યું કે આપણા શાસ્ત્રોના નિયમોને આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિથી ચકાસી વિજ્ઞાનીઓએ એની પાછળનું રહસ્ય શોધવું જોઈએ.

## ખાધા પછી હજામત વર્જ્ય

પૂ.શ્રીએ આ નિયમ ઉપર વિચાર કર્યો. ચિંતન કરતાં તેમને જણાયું કે ખાધા પછી હજામત કરાવીએ તો નહાવું પડે અને નહાવાથી પાચનશક્તિને અસર પડે. તેથી ખાધા પછી હજામત ન કરાવાય. પહેલાં લોકો હજામને ત્યાં જ જઈ હજામત કરાવતા. ચેપ ન લાગે તેથી આવી તરત સ્નાન કરતા.

પ્રા. સુરે પ.પૂ. સ્વામી મહારાજની ‘પ્રશ્નશલાકા’નો અભ્યાસ કરી રંગશલાકા બનાવી, જેમાં પૂ.શ્રીના સાહિત્યનો પાઠ કરવાનું નીકળે છે. ઘણાંનાં કામ ઉકલ્યાં છે!

## જપ- નહાયા વિના

એ પ્રા. સુરે પૂ.શ્રીને પ્રશ્ન કરેલોઃ નહાયા વિના જપ થાય? પૂ.શ્રીએ કહ્યુંઃ ‘ચિત્ત સ્થિર રહેતું હોય તો થાય!’

## રંગઃ શરણં મમ

પૂ.શ્રીને પૂ. પ્રેમ અવધૂતજીએ પૂછ્યુંઃ બાપજી, શ્રીદત્તઃ શરણં મમની માફક શ્રીરંગઃ શરણં મમ એવી ધૂન બોલાય?

પૂ.શ્રીએ કહ્યુંઃ દેવભાવ હોય તો બોલાય!

## નોકરી માટેની વિધિ

પૂ.શ્રીએ એક ભકતને નોકરી મળે માટે એક યંત્ર બતાવ્યું. ક્લીં કાર્તવીર્યાય નમઃ બે ચોરસને એકબીજાને મળે તે રીતે દોરી એના પડેલ

ખૂણાઓમાં એ મંત્ર લખી વચમાં દીવો મૂકી જપ કરવા કહેલું. પૂ.ભાઈ ત્યાં બેઠા હતા. તેમણે પૂછ્યુંઃ આ ગમે તે કરે તો તેને નોકરી મળે? પૂ.શ્રીએ હા પાડી. તેમણે અમેરિકામાં ચિ. મનીષાને આ કહેલું. તેને નોકરી મળી ગઈ હતી.

## કાર્તવીર્યયંત્ર (નોકરી માટે)




## કેમ દહાડા ગણો છો?

પૂ.શ્રીનો મુકામ સરખેજમાં. માગસર માસની ઠંડીના દિવસો! ભીલોડ-વાલીયાના પૂ.શ્રીના ભક્ત શ્રી નગીનલાલ મોદી સેવામાં. એમનો મુકામ પૂ.શ્રીના મુકામથી થોડો દૂર રહેતો. સવારે વહેલા ઊઠી ટાઢમાં નહાઈને આવતાં થોડું વસમું લાગતું.

એમના મનમાં વિચાર આવેઃ હવે ત્રણ દિવસ રહ્યા! હવે બે રહ્યા!! અને પૂ.શ્રીએ નગીનભાઈને કહ્યુંઃ નગીનભાઈ, રહેવું હોય તો રહો; જવું હોય તો જાવ! પણ આમ દહાડા કેમ ગણો છો?

અલબત્ત શ્રી નગીનભાઈ રહ્યા હતા. આ વાત તેમણે મને જાતે કહી હતી.

## સ્વાતંત્ર્ય ગીત

પૂ.શ્રીના ભક્ત શ્રી ઈશ્વરભાઈ શેઠનો નાનો દીકરો પિતા સાથે દર્શને આવ્યો. પૂ.શ્રીને બાળકો પ્રિય. તે વખતે દૂર હટો, દૂર હટો એ દુનિયાવાલો હિન્દુસ્તાન હમારા હૈ- સિનેમાનું ગીત પ્રચલિત.

પૂ.શ્રીએ નાના બિધનભાઈને 'દૂર હટો દૂર હટો એ ટોપીવાલો...' ગાયું ને ગવડાવ્યું.

શ્રી બિધનભાઈ પછી તો ભણીગણીને પ્રાધ્યાપક પણ થયા. હાલ નિવૃત્ત છે.

પ્રાર્થનાનું-ભજનનું બળ પૂ.શ્રી સ્વીકારતા અને કટોકટીમાં ભગવાનને પ્રાર્થના કરતા પણ ખરા!

## પ્રત્યુત્પન્ન મતિ

એક ભાઈ આવ્યા. પૂ.શ્રીને કહેવા લાગ્યાઃ બાપજી, જુઓને આ લોકો આદિવાસીઓને કેવી ગીતા શીખવાડે છે? પૂ.શ્રીએ પૂછ્યુંઃ કેવી?

તે ભાઈએ કહ્યુંઃ ગીતાનો શ્લોક પણ બરાબર શીખવાડતા નથી. તેઓ તો અહં વૈશ્વાનરો ભૂત્વા- વાળો શ્લોક નીચે મુજબ બોલાવે છેઃ

અહં વૈ શ્વા નરો વા ભૂત્-

પૂ.શ્રી કહેઃ એમાં ખોટું શું કહે છે? તેઓ તો પોતાની જાતને પૂછે છે કે અહં, શ્વા, વા નર વા ભૂત્? બધા જ હસી પડ્યા!

## નામસુધાનો પાઠ

એક વખત સંધ્યાકાળે પૂ.શ્રી પાસે ભક્તો સાથે હું બેઠો હતો. હું ખુરશીની નજીક હતો. પૂ.શ્રી સહિત બધા જ શાંત બેઠા હતા. મેં પૂ.શ્રીને ઉપાંશુ સ્વરથી એકાએક વાસુદેવનામસુધાના અંતિમ શ્લોકો બોલતા સાંભળ્યા! મને થયું કે પૂ.શ્રી સૂતા પહેલાં નામસુધાનો પાઠ કરતા હશે. આમ તો તેઓ સૂતા અગાઉ ઔદુંબરની નીચેની પાદુકાજીની પ્રદક્ષિણા કરતા હતા તેની જાણ હતી જ!

## મારી દીકરી છે!

અમદાવાદના શ્રી ઈન્દ્રવદન શાહ સાથે મુંબઈના લતાબહેનનું લગ્ન પૂ.શ્રીએ કરાવેલું. એમનાં પ્રથમ પત્ની ગુજરી ગયાં હતાં. લતાબહેન વૈષ્ણવ અને શાહ જૈન! બંને પૂ.શ્રીનાં ભક્ત.

પણ પૂ.શ્રીને કાને વાત આવી કે શાહ લતા સાથે લઢ્યા કરે છે! પૂ.શ્રીએ શાહને મળી કહ્યુંઃ કેમ શું છે? એ તને ખાવાનું નથી બનાવી આપતી? તારું કહ્યું કરતી નથી? કેમ આમ કરે છે? શ્રી શાહ પાસે જવાબ હતો જ નહીં. વળી પૂ.શ્રી પાસે કશું બોલાય જ નહીં!

પૂ.શ્રીએ શ્રી શાહની ગેરહાજરીમાં મને કહ્યુંઃ તું જોતો રહેજે! લતા મારી દીકરી છે! પૂ.શ્રીના ગયા પછી પણ હું અમદાવાદ જતો. લતાબહેન કંટાળે એટલે મને ફોન કરે અને હું જતો. અલબત્ત, ફોનની વાત તો કહેવાય નહિ. એવું લાગે ત્યારે વાત કરું. ઘણી વાર અમે બંને- અ.સૌ. ઈન્દુ અને હું- જતાં.

આજે પણ શ્રીરંગવિશ્રામ સાથેનો સંબંધ જળવાઈ રહ્યો છે.

## જોષીજી તમે ન વિચારશો

પૂ.શ્રી પાસે એક સગર્ભા બહેન આવ્યાં. પોતાના દર્દની વાત કરી. પૂ.શ્રીએ તેમને દવા બતાવી.

તે બહેન ગયા પછી પૂ.શ્રીએ મારા પિતાજીને કહ્યુંઃ જોષીજી, તમે આ કોઈને બતાવતા નહીં. અમારું તો દુવાનું વધારે, દવાનું ઓછું!

પિતાજીના મનમાં પૂ.શ્રી દવા બતાવતા હતા ત્યારે વિચાર આવેલો જ કે આ દવા બતાવવા જેવી ખરી!

## આપણા ગુરુમહારાજ છે ને!

મારા પીએચ.ડી.નાં માર્ગદર્શક પ્રા. ગોવિંદલાલ ભટ્ટસાહેબને રાજ્યનું પારિતોષિક મળ્યું તેથી વડોદરાના ન્યાયમંદિરના હૉલમાં તેમનું સન્માન હતું.

હું બે હાર લઈ ગયો. એક નારેશ્વર તરફથી પહેરાવ્યો અને બીજો મારા તરફથી.

પૂ.શ્રીએ જાણ્યું ત્યારે બોલ્યાઃ આપણો ગુરુમહારાજ છે ને! આપણા તરફથી પણ હાર મોકલી આપ્યો! મારા માટે પૂ.શ્રીના હૃદયમાં જે ભાવ થયો હશે તેની તો કલ્પના જ કરવી રહી!

## પતાવવાનો વિચાર

જાણીતું છે કે દીવેર ગામે પૂ.શ્રીએ શરૂમાં ગીતા ઉપર પ્રવચનો કરેલાં. એક પ્રવચનમાં એમણે કહ્યુંઃ ધારો કે આપણે કોઈને પતાવી દેવાનો વિચાર કરતા હોઈએ. કોઈ માણસ રોકી પતાવી પણ દઈએ. પણ પછી આખી જિંદગી પેલાના ગુલામ રહેવાનું! પેલો છાસવારે પૈસા માગવા આવે; આપો, નહીં તો કહી દઈશ! એના કરતાં એની સાથે જ સમાધાન કરી થોડા પૈસા આપીને પણ સમાધાન કરી લેવું શું ખોટું? એમ કરતાં ધન જાય પણ પછી કાયમની શાંતિને?

આ વાત ગોવિંદભાઈના મામા શ્રી લાભશંકરભાઈએ સાંભળી અને તેમના મનમાં આવું જ કંઈ ચાલતું હતું તે તેમણે માંડી વાળ્યું! આ વાત તેમણે જાતે અમને પતિ-પત્નીને તેમના ગામ અજુપુરા લઈ જઈ જમાડીને કહી હતી. અમો તે વખતે આણંદ નોકરી કરતાં હતાં.

## પેલાને ખવાડો

પૂ.શ્રી આફ્રિકા ગયા ત્યારે સાથે જાણીતા કથાકાર શ્રી નટવરલાલ શાસ્ત્રી સાથે હતા. તેમણે પૂ.શ્રીને વિનંતી કરી કે બાપજી, ભારતમાં આપ મારે વડજ પધારો એવી આશા છે.

પૂ.શ્રીએ કહ્યુંઃ આવીશ. શ્રી નટવરભાઈએ તે દિવસથી અનાજ ખાવાનું છોડી દીધું હતું. પૂ.શ્રી વડજ પધાર્યા, રંગે ચંગે બધું પત્યું. બધા જમવા જતા હતા ત્યારે પૂ.શ્રીએ કહ્યુંઃ પેલા નટવરને જમાડો. ઘણા વખતથી જમ્યો નથી!!

## ધાર્મિક એટલે અસ્તવ્યસ્ત નહિ

એક વખત નારેશ્વરમાં એક ભાઈ પૂ.શ્રીનાં દર્શને આવ્યા. સીધા જ નર્મદાથી નહાઈને આવેલા. વાળ અસ્તવ્યસ્ત, નાની પોતડી પહેરેલી! ઊઘાડું ડીલ!! પૂ.શ્રીએ કહ્યુંઃ ઘેર આવા રહો છો? જાવ, વ્યવસ્થિત થઈને આવો! ધાર્મિક એટલે અસ્તવ્યસ્ત નહીં. સ્વચ્છતા ને સુઘડતાને ધર્મમાં સ્થાન છે જ. બાહ્ય ટાપટીપ નહીં પણ વ્યવસ્થિત તો જોઈએ જ.

પૂ.શ્રીએ નારેશ્વર આવ્યા પછી આયનામાં મોઢું જોયું નથી પણ તેમની સુઘડતા ઊડીને આંખે વળગે તેવી હતી. વાળ કાંસકાથી ન ઓળે પણ સ્નાન પછી તરત જ વાળમાં આંગળીથી વાળને વ્યવસ્થિત કરતા મેં ઘણી વાર જોયા છે.

તેઓ સ્નાન કરતા હોય ત્યારે નજીક ઊભા રહી વાતો કરવાનો લાભ પણ લીધો છે. શ્રી ગોવિન્દભાઈએ રંગલીલામૃતમાં જે લખ્યું છે તેને માણવાનો આનંદ પણ ઘણી વાર મળ્યો છે. પૂ.શ્રી ભીનો લંગોટ બદલતા, ટુવાલથી ડીલ લૂછી તેઓ ધોએલો કૌપીન લેતા. ભીના કૌપીન ઉપર જ દોરી બાંધતા. જ્યારે નવા લંગોટની પટ્ટી પાછળ ખોસતા હોય ત્યારે જ આપણું ધ્યાન જાય કે ભીનો લંગોટ તો ક્યારનોય નીચે જતો રહ્યો!

## જનોઈ બદલો!

એક વખત પૂ.શ્રી બેઠા હતા. ત્યારે મારા પિતાજીએ એક જનોઈ આપી કહ્યુંઃ આપ કાલે જનોઈ બદલી લેજો; આ બહુ કાળુ થઈ ગયું છે!

આ વખતે એક નજીકના ભક્ત બેઠા હતા. તેમણે થોડા વખત પછી પૂ.શ્રીને જનોઈ આપી કહ્યુંઃ બાપજી, જનોઈ ખૂબ મેલું થઈ ગયું છે. આપને બદલવા આ બીજું જનોઈ લાવ્યો છું!

પૂ.શ્રીએ કહ્યુંઃ મારું જનોઈ મેલું થયું છે તેમાં તમને શાની શરમ આવે છે?

પૂ.શ્રીને દેખાદેખી કરે તે ગમતું નહિ. વળી જોષીજી તો સર્વધર્મકર્મના આચાર્ય હતા. તેમના માન ખાતર પૂ.શ્રીએ જનોઈ બદલી હતી.

## બાહ્યાચારની ચીડ

કોઈ શાલ ઓઢીને આવે અને તે બધા સાધુઓ જેવી ઓઢે તો પણ પૂ.શ્રીનો અણગમો જણાઈ આવતો. નજીકના ભક્તને તો આંખ જ કાઢે. કોઈ ગૃહસ્થ ગમે તેટલો વિદ્વાન હોય પણ પહેરવેશ સાધુના જેવો પહેરે તો પણ તેઓને ગમતું નહીં. આમ તો ખાસ કહે નહીં. ઈશારે સમજે તો ઠીક.

## દાન આપવાની વાત યાદ દેવી નહિ

એક વખત સ્થાનમાં એક મકાન થતું હતું. એક ભક્તે તેનો ખર્ચ આપવાનું કહેલું. પછી એ ભક્તની પરિસ્થિતિ બદલાઈ. પેલાને નારેશ્વર આવવાનો પણ સંકોચ થવા લાગ્યો. પૂ.શ્રીએ મુ. મોદીકાકાને કહ્યુંઃ તમારે એને કશી જ યાદ અપાવવી નહિ. ઘણા વખત પછી તે ભક્તે પૈસા મોકલેલા!

પૂ.શ્રી દત્તજયંતી ઉજવતા ત્યારે તો એક વણલખ્યો નિયમ કરેલો કે ગુરુદ્વાદશી (આસો વદ ૧૨) સુધીમાં જે પૈસા આપે, વસ્તુ આવે તે જ વાપરવી. પછી આવેલા પૈસાની કે વસ્તુની ના પાડવી. એવું ઘણી વાર બનતું. કોઈ બહુ આગ્રહ કરે તો કહેવાનુંઃ આવતી સાલ જોઈશું. મોટી મોટી રકમો પરત થતી. પૂ.શ્રી કેવળ ભગવાનના ભરોંસે જ કાર્ય કરતા!



# ➻ ૧૭. બ્રહ્મલીન થતાં પહેલાં ➻

પૂ.શ્રી આફ્રિકાના પ્રવાસે હતા. એક દિવસ તેમણે શ્રી બાલ અવધૂતજીને કહ્યુંઃ ગામા! હું દેહ છોડવાની તૈયારી કરી રહ્યો છું. ત્યાં પૂ.શ્રીએ અનાજ છોડી દીધું હતું તે જાણીતી વાત છે.

એક વખત હું નારેશ્વર ગયો હતો. ૧૯૬૮નું વેકેશન હતું. પૂ.શ્રીએ મને કહ્યુંઃ દીવો ઓલવાવાનો થાય તો વધુ પ્રકાશે એમ કહેવાય છે. આ દિવસોમાં ખૂબ માણસ ઉમટ્યું છે!

મેં પૂ.શ્રીને કહ્યુંઃ બાપજી! એક એવી હવા છે કે આપ હિમાલયે હાડ ગાળવા જવાના છો. તેથી લોકો દર્શન કરી લેવા આતુર છે!

પૂ.શ્રી બોલ્યાઃ આપણે વળી શું દુઃખ છે તે હિમાલયે હાડ ગાળવા જઈએ?

આવી જ વાત પૂ. કૃષ્ણશંકર શાસ્ત્રીજીને પણ તેમણે કરી. દાદાજીએ કહ્યુંઃ આ ક્યાં માટીના કોડિયામાં સળગતો ઘૃતદીપક છે તે ઓલવાય!

પછી થયું એવું કે કપડવંજમાં પૂ.શ્રીએ ગુંજથી આવનારા માણસોની રાહ જોઈ. પૂ. ગાંડા મહારાજની જન્મશતાબ્દિનો ઉત્સવ તે લોકો ઘડતા હતા અને પૂ.શ્રીને આમંત્રણ આપવા તેઓ આવશે એમ સંદેશ આવેલો.

એટલામાં જયપુરથી શ્રી પંડ્યાનો દીકરો આવ્યો. તેણે પૂછ્યુંઃ બાપજી, જયપુર ક્યારે આવો છો? પૂ.શ્રીએ કહ્યુંઃ તું હમણાં લઈ જતો હોય તો હમણાં!

એટલામાં શ્રી કમુબહેન ત્યાં બેઠાં હતાં તેમણે પૂછ્યુંઃ બાપજી, આપણે હરિદ્વાર જવાનું ક્યારે ગોઠવવાનું? આ પહેલાં હરિદ્વાર જવાની વાત પૂ.શ્રીએ શ્રી કમુબહેનને કરી હતી. પૂ.શ્રીએ કહ્યુંઃ જયપુરથી હરિદ્વાર!

હું ત્યાં બેઠો હતો. મેં કહ્યુંઃ બાપજી, આ રીતે હિમાલય તરફનું જ ગોઠવાય છે! લોકોમાં ચાલેલી હવા પણ એવી જ છે! પૂ.શ્રી મૌન રહ્યા.

એક વખત મને કહ્યુંઃ હું જ્યારે જ્યારે ગુંજ જવાની વાત કરું છું ત્યારે સ્વામી મહારાજ ખડખડ હસે છે! કેમ તે એ જ જાણે!

હરિદ્વારમાં નાનજી કાલિદાસની બંધાવેલી ધર્મશાળા- આર્યનિવાસ (નિરંજની અખાડા રોડ, સ્ટેશન નજીક)માં ઉતર્યા.

અહીં એમનો હરિદ્વારના સાધુસંતો તરફથી સન્માનવાનો કાર્યક્રમ માટે મહામના શ્રી રામસ્વરૂપદાસજી વગેરેએ સમય આપવા વિનંતી કરી કે હાલ કંઈ નહિ, જે થાય તે ૧૯મી (નવેમ્બર) પછી!

હરિદ્વારની હરકી પૌડી પર ફરવા ગયા. ગરીબોને રોટલીનું દાન કર્યું. આમ પણ સાધુઓને ચા-બિસ્કીટ-પાંઉ વગેરે તો અપાતું હતું જ. અનેક સ્થળો જેવાં કે કનખલ-ઋષિકેશ વગેરે ફર્યા.

## મુંબઈથી તાર

એટલામાં મુંબઈથી નાનજી કાલિદાસનાં દીકરી સવિતાદીદીનો તાર આવ્યોઃ પિતાજી માંદા છે. આશીર્વાદ મોકલો!

તરત જ પ.પૂ. સ્વામી મહારાજે તે રાત્રે પૂ.શ્રીને કહ્યુંઃ એમનું ગયા જન્મનું તારા પર ઋણ છે. તારું આયુષ્ય આપી દે! પૂ.શ્રીએ એ આપી દીધું અને ૧૯ નવેમ્બર પછી બધાંને વાયદો કેમ કરતા તે સમજાયું!

## દીદીનો શોક દૂર કર્યો

મુ. સવિતાદીદી સાત્ત્વિક તાંત્રિક પ્રક્રિયાનાં જાણકાર હતાં. એમણે કોઈ દિવસ નહીં ને તે સવારે રેડિયો સ્વીચ ઓન કર્યો અને પૂ.શ્રીના બ્રહ્મલીન થયાના સમાચાર સાંભળ્યા. એમણે મને અને જયંતીભાઈ આચાર્યને અમો સામૂહિક પારાયણો માટે હરિદ્વાર ગયા હતા ત્યારે આ વાત કરતાં કહ્યું કે હું તો સ્તબ્ધ થઈ ગઈ અને ચિંતિત પણ થઈ કે મેં પૂ.શ્રીને આશીર્વાદ આપવા વિનંતી કરી હતી, પ્રાણ આપવા નહીં!

ત્રણ દિવસ હું વ્યથિત રહી. ત્રીજે દિને રાત્રે મારી બારીમાંથી અવધૂતજી પ્રગટ થયા અને કહ્યુંઃ તારે વ્યથિત થવાની જરૂર નથી. અને સ્વામી મહારાજની વાત કરી. પાછા આવ્યા હતા તેમ અદશ્ય થયા. મને ત્યાર પછી શાંતિ થઈ હતી!

આ વાત અમે બંનેએ કોઈને કરી નહિ. પૂ.શ્રીને બ્રહ્મલીન થયે ૨૫ વર્ષ થયાં ત્યારે ફરી હરિદ્વાર ગયા ત્યારે ત્યાં આવેલા અવધૂત પરિવારના ભક્તોને

અમે વાત કરી. 'નાદ'માં પણ આપ્યું. બીજી ઘણી વાત તો 'શ્રદ્ધાંજલિ' ગ્રંથમાં અપાઈ જ છે. આ વાત અમો ભૂલી ન જઈએ તેથી દીદીએ કહ્યા પછી એક ડાયરીમાં નોંધી રાખી હતી.

## જીતેલું રાજ્ય

એક વખત વાતવાતમાં પૂ.શ્રીએ મને કહ્યું: 'તમને જીતેલું રાજ્ય આપીને જાઉં છું. જાળવજો!'

વિચાર કરતાં પ્રશ્ન થયો કે એમણે એ રાજ્ય કેવી રીતે જીત્યું? શું જાળવવાનું?

પૂ.શ્રીનું તો અવધૂતી સામ્રાજ્ય! બિન પૈસાનો દરબાર. છતાં ચૌદ બ્રહ્માંડ મેરી ઝોલીમેં! કેવળ ભગવાન ઉપર જ ભરોંસો રાખી કાર્ય કરવાનું. ગુરુકૃપા જ શિષ્યનું કલ્યાણ કરનાર છે એમ માની ચાલવાનું. ગમે તેવા વિકટ સંજોગો આવે તોય ગભરાયા વિના પ્રભુને પોકાર કરવાનો અને એ જે રીતે પ્રેરે તે રીતે નિઃશંક શ્રદ્ધાથી કાર્ય કરવાનું. ભલભલા ભૂપથી ય ડરવાનું નહીં. કર્તું અકર્તું અન્યથાકર્તુમ્- શક્તિશાળી પરમાત્મા મારી પડખે છે- ભરણનિપુણે કા ચિન્તા સ્યાચ્છિશોઃ પિતરિ સ્થિતે- બાળને માટે બાપ બેઠો હોય તો તેને ભરણપોષણની શી ચિંતા હોય?- એમ માનીને જીવવાનું. સદા પોતાનો ચોપડો ચોખ્ખો રાખવાનો- હિસાબનો અને જીવનનો. બીજાના કાજી થવું નહિ. હૃદયમાં કપટભાવ રાખ્યા વિના અન્યના ગુણોને યાદ રાખી જીવનવ્યવહાર ગોઠવવો. પરિસ્થિતિનો વિચાર કરી બુદ્ધિપૂર્વક કામ કરવું.

આ બધા સદ્ગુણોને કારણે આશ્રમ વિકસ્યો.

જ્યારે ગરુડેશ્વરના ટ્રસ્ટીઓ એમને મળ્યા ત્યારે પ્રશ્ન કર્યો કે બાપની મિલકત દીકરાએ જાળવવી કે નહીં ત્યારે પૂ.શ્રીએ કહ્યું: જાળવવી એટલું જ નહિ એને શક્ય તેટલી વધારવી.

આ રાજ્યને જાળવવા શું કરવું? શું સ્થૂળ મકાનો, જમીનો, બેન્ક બેલેન્સ જાળવ્યાં કરવાં? એ માટે તો પૂ.શ્રીએ ગરુડેશ્વરના ટ્રસ્ટીએ કહ્યું કે આપે ગરુડેશ્વર સ્થાનના ટ્રસ્ટી થઈ બધું સંભાળવાનું કે નહિ? ત્યારે પૂ.શ્રીએ

કહ્યુંઃ શું સંભાળવાનું? શું હું સ્વામી મહારાજનું કાર્ય નથી કરતો? એમના આદેશ-આદર્શ પ્રમાણે નથી વર્તતો? સ્થૂળ સંપત્તિ એ સંતની સંપત્તિ નથી. એમના વિચારોના આચાર એ જ એમની સંપત્તિની જાળવણી છે.

તો? એ રાજ્યને જાળવવા શું કરવાનું? સ્પષ્ટ છે કે એ રાજ્ય જે સિદ્ધાંતોથી સ્થપાયું, જે આદર્શ પર વિકસ્યું તેની જાળવણી કરવાની હોય. એના વિકાસના પાયામાં જે સિદ્ધાંતો રહ્યા હોય તેનું યથાશક્તિ પાલન કરવાનું હોય અને વિકાસને આગળ વધારવાનો હોય. ભૂલ થાય તો ભગવાનની માફી માગી ફરી એવી ભૂલ ન થાય તેની કાળજી રાખવાની. રોટી, ધોતી, બૂટી, કુટિ અને જ્યોતિ અપાયા કરે એવું પૂ.શ્રીની માફક, એ જ આપે છે એવી ભાવનાથી આપ્યા કરવાનું- અપાયા કરે છે કે નહિ તે જોવાનું. કડુવા મીઠા સબકા સુનના, મુખ અમૃત બરસાના. સર્વત્ર પ્રભુદર્શન કરવા યત્ન કરવાનો, પ્રસંગ ઉપર આવેલ એક કૂતરું પણ શ્રીદત્તનું, ભગવાનનું સ્વરૂપ છે એમ માની તેની શક્ય એટલી સેવા કરવાની. ટૂંકમાં, પૂ.શ્રીએ આપેલ 'પરસ્પરદેવો ભવ' વાળો આદેશ યાદ રાખી પ્રભુનું નામસ્મરણ કરતાં કરતાં પોતાની ફરજ બજાવવી. આમ કરતાં પૂ.શ્રીએ આશીર્વાદ આપ્યા જ છેઃ

વૈરાણિ પ્રશમં યાન્તુ સૌહાર્દં વર્ધતાં મિથઃ ।
કલહા વિલયં યાન્તુ ભાવયન્તુ જના મિથઃ ॥

વૈરભાવો શમી જાઓ, મૈત્રી વધો પરસ્પર,
વિલય કલહો પામો, ચાહો જનો પરસ્પર.

## ડૉ. વાણીકાકાને સ્વપ્ન

ડૉ. વાણીકાકાએ એક દિવસ મને કહ્યુંઃ આજે પૂ.શ્રી મને સ્વપ્નમાં આવ્યા. પૂછ્યુંઃ 'રંગમંદિરમાં આ બધું સ્મશાન જેવું ક્યાં સુધી રાખવાનું છે?'

મેં ડૉક્ટરકાકાને કહ્યુંઃ આપણે એને સુંદર બનાવીએ! એમણે કહ્યુંઃ પૈસા ક્યાં છે? મેં કહ્યું કે પૂ.શ્રીની ઈચ્છા છે તો ભગવાન પૈસો મોકલશે. પણ એ વાત રહી. એમના ગયા પછી લંડન પરિવારનો પત્ર આવ્યો કે મંદિરનું સભાગૃહ આરસનું બનાવો, અમો દાન આપવા માગીએ છીએ.

મુ. ગોરધનભાઈએ કહ્યુંઃ તમો એક માણસ મૂકો જે આ માટેનો પ્લાન પણ બનાવડાવે, બનાવનાર કોન્ટ્રાક્ટર પણ નીમે અને બધો હિસાબ રાખે. ટ્રસ્ટ તો એ રીતે બનેલું સભાગૃહ સ્વીકારશે જેથી ઓડિટ વગેરેની મુશ્કેલી રહે નહિ.

લંડન પરિવારનાં શ્રી લલિતાબહેન પઢિયાર વગેરેએ મંજૂર કર્યું. શ્રી આદિત્ય પુરોહિતને બધું કાર્ય સોંપાયું. સુરતના શ્રી ચોક્સી આર્કિટેક્ટ ને એન્જિનિયરે બધું તૈયાર કર્યું. માત્ર મંદિર જ નહિ, ગુફાને પણ આવરી લેવાઈ.

## નવા નારેશ્વરના શ્રીગણેશ

એ પછી એક પછી એક કાર્ય થયાં જે નવા નારેશ્વરને ઘાટ આપતાં ગયાં. સૌ પ્રથમ પૂ. મોદીકાકાની સ્મૃતિને નવો ઘાટ અપાયો. સાથે સાથે ૬૦મી શ્રીરંગજયંતી પ્રસંગે બંધાવેલ મંડપની જગાએ જે હોજ હતો ત્યાં સ્મૃતિતકતી મૂકાઈ. તે જયંતી ઉપર ૬૦ ફૂટ ઊંચો સ્તંભ મૂકી દૂરથી દીવો દેખાય તેવું કરેલું, તેને વ્યવસ્થિત કરી કંપાઉન્ડમાં પણ લાઈટ પડે તે રીતે સુધારાયો. સંત નિકેતનને આધુનિક ઢબે સુધારી અંદર એરકન્ડીશન મૂકાયું. પૂ.માજીના મંદિરને બહારથી શણગાર અપાયો. ત્યાં પણ એરકંડીશન મૂકાયું. નર્મદાકિનારે મૃતદેહો લઈ જવાનો રસ્તો બારોબારનો થયો. ટ્રસ્ટે શ્રી રતિલાલભાઈ મોદીની નવું રુકમામ્બા અન્નપૂર્ણાગૃહ બાંધવાની મરજીને મંજૂરી આપી જે અનુસાર બે-અઢી કરોડ ઉપરના ખર્ચે એ બંધાયું. દાતાએ પોતાના ઉમંગથી એની ઉપર બે મોટા હૉલ પણ બાંધ્યા. જેમાં એકમાં બહેનો અને બીજામાં ભાઈઓને સામૂહિક ઉતારો આપી શકાય. એ માટે નહાવા-ધોવાના બાથરૂમ, સંડાસ વગેરે પણ બાંધી આપ્યાં. એમાં RO પ્લાન્ટથી શુદ્ધ પાણી આપવા એક પરદેશના સદ્‌ભક્તે દાન આપ્યું હતું.

## રંગમંદિરના નવા સ્તંભો

આરસ જૂના થયા હતા. બધું નવું થતું હતું તો સભાગૃહ અને તેના સ્તંભો પણ નવા થયા. મંદિરનું શિખર રંગ ન કરાવવો પડે તે રીતે બદલાયું. એમાં મૂકાએલાં ૨૪ ગુરુઓના ચિત્રો આબાદ ઊડીને આંખે વળગે તે રીતે

દેખાવા લાગ્યાં. પૂ. ગાંડા મહારાજની પ્રતિમા જે શાંતિનિકુંજમાં હતી તે બહાર નવી કુટિરમાં મૂકાઈ. શાંતિનિકુંજ સામે શંકર પ્રતિમાના ગંગાવતરણને અદ્યતન બનાવાયું. એની આસપાસ ફૂલઝાડ, લૉન વગેરે સુધારાયા. યજ્ઞશાળાના કુંડો ફાયરપ્રૂફ ઈંટના વધુ ટકાઉ થયા.

હોસ્પિટલમાં નવી અદ્યતન એમ્બ્યુલન્સ એરકન્ડીશનની સુવિધાવાળી આવી. રસોડે રોટલીનું મશીન આવ્યું જે બરાબર માફક ન આવ્યું તો બીજું અદ્યતન પણ આવી ગયું. અન્નપૂર્ણાગૃહમાં અનેક ભક્તો જમે છે- દાન આવે છે. પૂ.શ્રીની કૃપાથી કોઈ અડચણ પડતી નથી.

## ભાવિ યોજના

વર્ષો પહેલાં અમો પતિપત્ની અવધૂત ઓરિએન્ટલ કોન્ફરન્સમાં ગયાં હતાં. ત્યાં તુલસીકૃત રામાયણ કોતરેલું તુલસીભવન જોયું. પૂ.શ્રીને આવીને વાત કરી. પછી પૂછ્યું: બાપજી! આવું શ્રીગુરુલીલામૃત ભવન ન થાય? પૂ.શ્રીએ કહ્યું: થાય. ભક્તો એક-એક પથ્થર આપે તો થઈ જાય! તે વખતે આરસ પર અક્ષરો કોતરી એમાં સીસું પૂરતા. સોલામાં ભાગવત ગ્રંથ આખો કોતરાયો છે એમાં ૧૮૦૦૦ શ્લોકો છે. શ્રીગુરુલીલામૃતમાં ૧૯૦૦૫ દોહરા છે-ગીતો છે.

પણ હવે પહેલાંની માફક કોતરી સીસું વગેરે પૂરવાની પદ્ધતિ નથી. તેથી ઝડપથી બધું થાય એવું છે. શ્રી બાલ અવધૂતજીએ એ કેવી રીતે કરવું જોઈએ એનો વિચાર આપ્યો છે. માળ બાંધવાના જ નહીં. ચાલતાં ચાલતાં વાંચી શકે તેવું કરવું- જેથી ગ્રંથના કોઈ ભાગ ઉપર કોઈને ચાલવાનું ન રહે.

આ માટે ચક્રો ગતિમાન છે.

ભવિષ્યમાં ભક્તોની નિવાસરૂમોનું સમારકામ, પાર્કિંગ પ્લોટની આસપાસ વૃક્ષારોપણ આદિ વિચારણા હેઠળ છે.

## બેન્ક

નારેશ્વરમાં જ બેન્ક ઓફ બરોડાએ શાખા ખોલવાનું નક્કી કર્યું છે.

## નવું પ્રેસ

અવધૂત સાહિત્ય પ્રકાશનના પ્રેસ શ્રી નારાયણ મુદ્રણાલય માટેનું નવું મકાન વલસાડના વાસંતીબહેન જયંતીભાઈ નાયકના દીકરી-જમાઈ આસ્થાબહેન-હિમાંશુભાઈ વશીએ બાંધી આપ્યું.

એ રીતે પાર્કિંગ સ્ટેન્ડ પાસે ઠંડું પાણી મળે તે રીતની એક પરબ આફ્રિકા-લંડનના સવિતાબહેનના દાનથી થઈ.

## ટ્રસ્ટ સિવાય પણ

નારેશ્વરનો બહોળા અર્થમાં વિચાર કરીએ તો રંગ સેવાસદન, રેવા પરનો સુંદર ઘાટ, તથા રેવા એપાર્ટમેન્ટ્સ, હોસ્પિટલ સામેના આવાસો, ભક્તોના આવાસો વગેરે જતે દિવસે નારેશ્વરને તીર્થની બધી જ સુવિધાઓ મળવાની એંધાણી આપે છે અને એક નવું નગર ઊભું થશે એમ લાગે છે. બહુ પહેલાં એક સાયરના ભક્તે પૂ.શ્રીને પૂછ્યું હતુંઃ બાપજી, અહીં ક્યાં આવ્યા? અહીં તો કોઈ સુવિધા જ નથી. પૂ.શ્રીએ કહ્યુંઃ તને અહીં અંધારું ને અગવડો દેખાય છે. મને અહીં લાઈટો ને સગવડો દેખાય છે!! એ સત્ય થતું જાય છે!

પૂ.શ્રી ધૂનિવાલાદાદાને મળવા ગયા ત્યારે તેમણે 'જંગલમાં મંગલ, જંગલમાં મંગલ' એક બોલ્યા જ કરેલું. એ ભવિષ્યવાણી હતી. વળી દત્તાવતાર શ્રીપાદવલલભ અને શ્રી નૃસિંહસરસ્વતી સ્વામી મહારાજની આજે સાતસો વર્ષ થયાં છતાં લીલાઓ ચાલુ છે. એ તીર્થસ્થાનોનો વિકાસ થતો જ રહે છે. તો નારેશ્વરમાં પૂ.શ્રીએ ૪૩ વર્ષ જેટલો સમય તપ કરી ગણેશજીના આ તપસ્થાનને જાગ્રત કર્યું છે, લીલાઓ કરી છે અને હજી લીલાઓ થયા જ કરે છે તો એ સ્થાનનો વિકાસ થવાનો જ છે. સ્વામી મહારાજે દ્વિસાહસ્રીમાં કહ્યું છે કે જે સ્થાન ઉપર મહાપુરુષો તપ કરી ગયા હોય છે તે સ્થાનમાં એમની

પવિત્ર રજ કાયમ રહે છે, જે યાત્રા કરનારનું હિત કરે છે, કારણ ચિદાત્માને ગતિ, સ્થિતિ, આસન, સ્વપ્ન હોતાં નથી તેથી તેવા અવતારી પુરુષો કાયમ ત્યાં જ વસે છે અને ભક્તિભાવથી ભજનારનું કલ્યાણ કરે છે.

પૂ.શ્રી પણ કહેતાઃ હું જ્યાં જાઉં છું, ત્યાંથી કદાપિ પાછો જતો નથી. ગતિસ્થિત્યાસન- સ્વપ્ન ન કદાપિ ચિદાત્મનિ (દ્વિસાહસ્રી).

જેમ યાદ આવ્યું તેમ અને જેટલું યાદ આવ્યું તેટલું લખ્યા કર્યું છે. એને વ્યવસ્થિત મૂકી શક્યો તેનો આનંદ છે. કેટલું વ્યવસ્થિત થયું તે જાણતો નથી!!

પૂ.શ્રીનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિરમું. ઈતિ શમ્!



# કેવી આશિષ?

એવી આશિષ આપ રંગા! એવી આશિષ આપ,
પગલે પગલે ચાલી તારા, કરીએ મન નિષ્પાપ! ... ટેક.

આજે તારાં પૂજન કરતાં, કરીએ એ નિર્ધાર, રંગા! કરીએ એ નિર્ધાર,
મક્કમ થઈને વળગી રહીએ, ધીરજ એવી આપ! ... એવી.

ઝંડો લઈને ગાતાં ફરીએ, નારેશ્વરનો નાદ, રંગા! નારેશ્વરનો નાદ,
દેશ-વિદેશે વિજયી થઈએ, શ્રદ્ધા એવી આપ! ... એવી.

ટંટો-ઝઘડો, મારું-તારું, સોંપી તારી પાસ, રંગા! સોંપી તારી પાસ,
તારી સાને સમજી જઈએ, બુદ્ધિ એવી આપ!! ... એવી.

એકબીજાનાં દૈવી ભાવે, કરીએ સઘળાં કામ, રંગા! કરીએ સઘળાં કામ,
માનવતાનાં ભાવો ભરીએ, હૈયું એવું આપ! ... એવી.

મસ્તી એવી રેલંછેલે, જાયે સૌ સંતાપ, રંગા! જાએ સૌ સંતાપ
બાળક તારાં લાયક બનીએ, જેવો તું હરિ બાપ! ... એવી.

– ધીરુભાઈ જોષી



# મેરો દત્ત દિગંબર એક હિ તારનહાર

(રાગઃ કાફી; તાલઃ દીપચંદી)

મેરો દત્ત દિગંબર એક હિ તારનહાર. ...ધ્રુવ.

ગુરુચરનરજ મેરો તીરથ, એહિ ગંગ [1]અઘહાર. .મેરો. ૧.

[2]ગુરુકંજપદધ્યાન સ્નાન મમ, સંધ્યા તર્પણ સાર. .મેરો. ૨.

[3]સ્વાધ્યાય ગુરુગુણસંકીર્તન, સેવાતપ [4]કલિતાર. .મેરો. ૩.

રંગ ગુરુ બિન કોઇ ન તેરો, વિષય [5]વિષારી [6]વિખાર. .મેરો. ૪.

–રંગ અવધૂત



---

૧. પાપ હરણ કરનાર. ૨. ગુરુનાં ચરણકમળનું ધ્યાન. ૩. નિત્યપાઠ વા મંત્રજપ. ૪. (i) કલિયુગમાં તારનાર. (ii) જીવેશ્વરના ઝઘડામાંથી બચાવનાર. ૫. ઝેરી. ૬. સાપ.